ॐ

# માયાવી મોહિની.



લખનાર:—


સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

કુસુમકાન્ત, પદ્મલતા, તરૂણતપસ્વિની વગેરેનો કર્તા.

શાહપુર—અમદાવાદ.





પ્રકાશક:—

નારણલાલ મોતીલાલ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.





આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫, સને ૧૯૧૯.




મૂલ્ય રૂ. ૧-૧૨-૦

# અર્પણ પત્રિકા.

શ્રીમાન ઉદારાશય શેઠશ્રી,

રા. રા. અમૃતલાલ દયારામ પટેલ.

શુભસ્થળ શાહપુર—અમદાવાદ.

આ સંસારમાં જન્મ ધારણ કરી જે મનુષ્ય પ્રમાણિકપણે દ્રવ્ય સંપાદન કરે છે; ધર્મની ફરજ યથાર્થ સમજે છે; સત્ય દયાને હૃદયમાં સ્થાન આપે છે અને આશામય મનુષ્યોને જેની પાસેથી કદાપિ નિરાશ થવું પડતું નથી; એવા પવિત્ર પૂન્યાત્મા જનોને પારાવાર ધન્યવાદ છે, તેમનું જ જીવન સફળ ગણાય છે.

મુરબ્બીશ્રી! આપ પણ વિદ્યાવિલાષી, ઉદાર અને વિદ્વાનોની યોગ્ય કદર કરનારા છો. આપે પ્રમાણિકતાથી દ્રવ્ય સંપાદન કરેલ છે અને એ દ્રવ્યનો પણ નિરંતર સદ્‌ઉપયોગ થાય છે. આપે આજ પર્યંત મારીપર પણ કૃપા દ્રષ્ટિ રાખી મહદ્ ઉપકાર કર્યા છે. આ ઉપકારનો યત્કિંચિત બદલો વાળવાની ઇચ્છાથી તેમજ આપના કેટલાક સદ્‌ગુણોથી આકર્ષાઈ આ નવલ નવલકથા આપના કર કમળમાં સાદર સમર્પી કૃતાર્થ થાઉંછું.

નિરંતર શુભાકાંક્ષી,

સત્યેન્દ્રપ્રસાદ મહેતા.

## સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતાકૃત નવલકથાઓ.

| | |
|---|---|
| કુસુમકાન્ત યાને સંસાર શેતરંજ | કિં. રૂ. ૧-૧૨—૦ |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. (સચિત્ર) | ,, ,, ૧-૧૨—૦ |
| તરૂણતપસ્વિની. ભા. ૧ લો. (સચિત્ર) | ,, ,, ૧-૧૨—૦ |
| તરૂણતપસ્વિની. ભા. ૨ જો (સચિત્ર) | ,, ,, ૧-૧૨—૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર. ભા. ૧ લો (સચિત્ર) | ૨—૦—૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર ભા. ૨ જો. (સચિત્ર) | ૨—૦—૦ |
| કુન્જ-કિશોરી (સચિત્ર) | ૧-૧૨—૦ |
| કુમુદકુમારી (સચિત્ર) | ૨—૦—૦ |
| વસંત-વિજય યાને ચઢતી પડતીના ચમત્કાર. | ૧—૮—૦ |
| જુલ્મી જાલીમ યાને ધ્રુજતીધરા (સચિત્ર) | ૧-૧૨—૦ |
| માયાવીમોહિની. | ,, ,, ૧-૧૨—૦ |
| ઝેરીજમાનો. | ,, ,, ૧-૧૨—૦ |
| રત્નગઢની રંભા (સચિત્ર) | ,, ,, ૧—૮—૦ |

મળવાનું ઠેકાણું:—

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર—અમદાવાદ.

# પ્રસ્તાવના.

આ નવીન નવલકથામાં એક પૈશાચિકવૃત્તિના મનુષ્યનાં હૃદયદ્રાવક કુકર્મોનો ચિતાર આલેખવામાં આવ્યો છે. દ્રવ્ય સંપાદન કરવાને તે કેવાં ભયંકર કાર્યો કરે છે; દ્રવ્યના લોભથી પોતાનાં પ્રિયજનોને પણ કેવી રીતે દુઃખના ડુંગરાઓ તળે કચડે છે; અને એક પવિત્ર મહાત્મા પાસેથી મેળવેલી વિદ્યાનો કેવી રીતે દુરૂપયોગ કરે છે; તેમજ પોતાની પ્રિય પુત્રી પર જાદુઈ પ્રયોગ ચલાવી તેના હાથે કેવાં હૃદયભેદક ખૂની કર્મો કરાવે છે વગેરે બાબત દર્શાવવાનો યથાસાધ્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે.

જે સમયે પુસ્તક લખી બહાર પાડવાનો વિચાર પણ નહોતો ઉદ્ભવ્યો; તે વખતે એટલે આજથી લગભગ આઠેક વર્ષપર સ્હેજ આનંદની ખાતર આ પુસ્તકનો કેટલોક ભાગ લખી રાખ્યો હતો. પ્રથમ પ્રયાસનું આ પુસ્તક બહાર પડશે એવો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. આ પછી મારાં લખેલાં બીજાં પુસ્તકો બહાર પડયાં અને સુજ્ઞ વાંચકોના આદરને પાત્ર થઇ પડયાં. આથી અત્રેના બુકસેલર નારણભાઇએ એક પુસ્તક લખી આપવાની માંગણી કરી. મ્હેં હા પાડી. શું લખી આપવું તેના વિચારમાં પડયો. અંતે આ પુસ્તકના લખાણ પર દૃષ્ટિ પડી. મ્હેં મારા કેટલાક મિત્રોને લખાણ વંચાવી જોયું. તેમને પસંદ પડયું; અને અંતે આ પુસ્તક પ્રકટ થયું. આશા છે કે આ પુસ્તક પણ મારા વાંચકોને પ્રિય થઇ પડશે. છતાં એટલું તો કહેવું પડશે કે પ્રથમ પ્રયાસના આ પુસ્તકમાં અનેક ખામીયો રહી ગઈ હશે; તો તે ખામીયોને માટે ક્ષમાની નજરે જોવું એ સુજ્ઞ જનોનું કર્ત્તવ્ય છે. અંતમાં કહેવાનું એજ કે આ પવિત્ર દેશમાં જન્મ ધારણ કરી પ્રમા-

ણિકતાથી દ્રવ્ય સંપાદન કરો, પરસ્પરને ભ્રાતૃભાવથી ચાહતાં શીખો, હૃદયમાં તમારા દેશનું અભિમાન રાખો. આપણું ભારત સ્વર્ગ છે. સ્વર્ગમાં વસનારા નિરંતર સત્યનેજ ચાહે છે. એ સત્ય આપણામાં છે; અને એજ સત્યથી આપણે ઉન્નતિના શિખરે ચઢીશું. પરમાત્મા સ્હાય કરશે અને દેવને દુઃખ દેવા ઇચ્છનારા અસુરોનો જેમ આખરે નાશ થયો; તેમ તમારા સત્યના દુશ્મનોનો પરમાત્મા અવશ્ય નાશ કરશે. માટે પ્રાણ જતાં પણ સત્યથી વિમુખ થશો નહિ. સત્યના સંરક્ષણમાં પ્રાણનું બળીદાન આપજો. આથીજ તમે ભારત માતાના સુપુત્રો ગણાશો.

વિક્રમાર્ક ૧૯૭૫. શ્રીરામજયંતી.
શાહપુર–મહેતાપોળ–અમદાવાદ.

સત્યેંદ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

# અનુક્રમણિકા.



# માયાવી મોહિની.

## પ્રકરણ ૧ લું.

—:o:—

### બાપ કે સાપ?

“મોહિની! મોહિની! તારે મારૂં કહેવું કબુલ કરવુંજ પડશે. જો તું મારી આજ્ઞાનો અનાદર કરીશ તો તારે ઘણુંજ સહન કરવું પડશે.” આમ કહેતો એક ક્રૂર દેખાવનો પુરૂષ તેની સામે જોઇ ઉભી રહેલી એક સુસ્વરૂપા સુંદરીની સામે તિક્ષણ નજરે જોઇ રહ્યો.

તેના શબ્દો સાંભળી તે રમણી કે જેનું નામ મોહિની હતું તેના ગૌરમુખપર શોકની છાયા છવાઇ ગઇ. તે ગળગળે સાદે બોલી:— “ પિતાજી! પિતાજી! તમે કેટલી લાંબી જીંદગીને માટે આવાં ઘોર કર્મ કરી રહ્યા છો? તમે અનેક અત્યાચાર કરી ઘણું દ્રવ્ય મેળવ્યું છે; તો હવે સંતોષ માની ભગવાનનું ભજન કરો કે જેથી અથાગ પાપ કર્મોમાંથી કંઇક પાપ ઓછું થાય. બાપુ! હવેથી ભયંકર કર્મ કરતાં મારૂં સમસ્ત શરીર ધ્રુજી ઉઠે છે, માટે હવે કૃપા કરી એવી ભયંકર આજ્ઞા ન કરશો; હું આપના ચરણમાં પડું છું.” કહી તે સુંદર રમણી બે હાથ જોડી

તેના ચરણ સમિપે ઘુંટણીએ બેઠી. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તેનું સુકોમળ મુખ દયામણું જણાવા લાગ્યું. ગમે એવા ક્રૂર હૃદયના માણસને પણ તેનું મુખ જોતાંજ દયા આવે એવો તેનો એ વખતનો દેખાવ થઇ રહ્યો હતો, પરંતુ એ પાષાણ હૃદયના પુરૂષને તેની કંઈ પણ દયા આવી નહિ. તે વિકટ સ્વરે બોલી ઉઠયો:—"છોકરી! શું તું મારી આજ્ઞાનો ભંગ કરીશ? પિતા પ્રત્યે તારી શું ફરજ છે એ ભૂલી જઇશ?"

"તમારા પ્રત્યે મારી શું ફરજ છે એ હું બરાબર સમજું છું અને તેથીજ આટલા સમય સુધી તમારા દરેક પાપ કર્મમાં મદદગાર થઈ રહી હતી. પિતાજી! જેને માટે આપણે ક્રૂર કર્મ કરતાં હતાં તે દ્રવ્ય મેળવવાનું કામ હવે પરિપૂર્ણ થયું છે. એ દ્રવ્ય મેળવવાને મ્હેં તમારી આજ્ઞાથી અનેક શ્રીમંત યુવાનોને મારા કૃત્રિમ પ્રેમમાં ફસાવી કાળના મુખમાં હડસેલ્યા છે. પણ—પણ, હવે એવાં પાપ કરતાં કંપું છું. બાપુ! તમારો ધર્મ છે કે પોતાનાં સંતાનને સુખી કરવાં. એ પ્રમાણે જો તમે મને સુખમાં રાખવાને ચાહતા હો તો મને મોહનરાય સાથે પરણાવી સુખી કરો. હું તેની સાથે જોડાઇ પ્રભુ ભક્તિ કરી કરેલાં ક્રૂર કર્મોનું પ્રાયશ્ચિત કરીશ." મોહિનીએ કહ્યું.

"હું તને મોહનરાય સાથે પરણાવીશ પણ તે પહેલાં તારે તેના ભાઇ માધવરાયને આ દુનિયાંમાંથી વિદાય કરવો પડશે? કારણ કે તેના મરણથી તેની તમામ મિલ્કતનો વારસ મોહનરાય થશે; બસ તે પછી તેની સર્વ સંપત્તિ આપણીજ સમજવી."

"બાપુ! આવા હવાઇ તરંગોને શા માટે હૃદયમાં સ્થાન આપો છો? હા! તમારા જેવો ભયંકર માણસ આ અવનિમાં કદી પણ

ઉત્પન્ન થયો હશે નહિ! જો મોહનરાયના જાણવામાં આવી વાત આવશે તો તે જરૂર આપણો તિરસ્કાર કરશે. તે તેના ભાઇને અત્યંત પ્રેમથી ચાહે છે. ભાઈના મરણથી ભાઇને કેટલું કષ્ટ ઉત્પન્ન થાય એ તમેજ વિચારી જુઓ? જે મોહનરાય આ ક્રૂર કર્મ કરનારી માયાવી મોહિનીને પવિત્ર માની માનની નજરે જુએ છે; હા તેજ મોહનરાય મારાં કર્મથી અંતે તમને અને મને ધિક્કારશે–ફીટકારશે."

"પરવાહ નહિ. જો તે આપણને ધિક્કારશે તો તે પણ જલ્દીથી યમપૂરી તરફ રવાને થઈ જશે. મોહિની! તું ફક્ત આટલુંજ મારૂં કામ કર. આ મારો છેલ્લો પ્રયાસ છે. તે પછી હું તને કંઈ પણ કહેનાર નથી. માધવરાયના મરણથી મોહનરાયના હાથમાં સારી સંપત્તિ આવશે. મોહનરાય તારા કૃત્રિમ પ્રેમમાં ફસાયો છે. તેને તારા વિના કંઈ પણ ચેન પડતું નથી. જ્યાં સુધી તેની પાસેનું સર્વ દ્રવ્ય આપણા હાથમાં આવે નહિ ત્યાં સુધી તારે પણ એને રમકડાની માફક રમાડવો અને પછી ઘાટ આવતાં તેનો પણ ઘાટ ઘડી નાખવો. મોહિની! આટલું કામ પૂરૂં થયા પછી હું તને અત્યંત સુખી કરીશ. હું તને સોનાના શિખરે ચઢાવીશ. માટે મારૂં કહેલું માન અને માધવને આ સંસારમાંથી વિદાય કર."

"બાપુ! શું તમે નથી જાણતા કે હું મોહનરાયને ચાહું છું? તેની પ્રત્યેનો પ્યાર ખરા હૃદયનો છે. હું તેને દેવ સ્વરૂપ સમજું છું. હું કદાપિ કાળે તેનું અશુભ કરનાર નથી?"

"શું તું તેને ખરા હૃદયથી ચાહે છે?"

"હા, જીગરથી તેને ચાહું છું અને મરતાં સુધી ચાહીશ."

"મોહિની! મોહિની! તું આજે આ શું બોલે છે તેનું તને ભાન છે? વિચાર કર કે તું કોની પુત્રી છે?"

"હું એક ભયંકર પૈશાચિક કર્મ કરનાર પિતાની પુત્રી કહેવાઉં છું. પણ મારી જન્મદાતા માતા પવિત્ર હતી તે પ્રમાણે તેની પુત્રી પણ પવિત્ર રહેશે."

"ત્યારે ત્હેં અત્યાર સુધી તારી કૃત્રિમ જાળમાં શા માટે અનેક નિર્દોષ જનોને ફસાવી રક્તના પ્રવાહ વહેવરાવ્યા ?"

"તમારી સ્વાર્થાંધતા પરીપૂર્ણ કરવાને માટેજ. પિતા ! તમે પાપકર્મ કરાવવાને મને બળાત્કારે ફરજ પાડી છે. મ્હેં જે જે પાપ કર્યાં છે તે આપની આજ્ઞાથીજ."

"તો તું હવે શા માટે ના પાડે છે ?"

"આ હૃદયમાં રહેલો પવિત્ર આત્મા હવે ના પાડે છે. તે સત્યપંથે ચઢવાનું સૂચન કરે છે અને તેથીજ આ તમારી પાપીણી પુત્રી મોહનરાય જેવા પવિત્ર યુવકની સાથે લગ્નથી જોડાઇ પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને ઇચ્છે છે ?"

"હું મોહનરાયને પણ આ દુનિયાંમાં વધારેવાર જીવતો રાખનાર નથી."

"જેને રામ રાખનાર છે તેને કોણ મારનાર છે ? આ મોહિની જીવશે ત્યાં સુધી તેનું રક્ષણ કરશે."

"છોકરી ! હું કેવો ભયંકર માણસ છું તે તું જાણે છે ?"

"અને હું પણ એજ ભયાનક માણસની માયાવી પુત્રી છું એ આપ જાણો છો ને ?"

"શું તું મારા કામમાં આડે આવીશ?"

"હા, હવેથી હું મારો ધર્મ બરાબર સંભાળીશ અને પાપી પિતાને નીતિના પંથે લાવવાને પ્રયત્ન કરીશ."

"શું આજ તારો નિશ્ચય છે ?" તે પુરૂષે કર્કશ સ્વરે પૂછ્યું.

"હા, હું હવે કદાપિ દુષ્કર્મ કરનાર નથી." મોહિનીએ જવાબ આપ્યો.

"એમ તો હવે જોયા કર કે તારી શી દશા થાય છે! મોહિની! યાદ રાખજે કે જે કામ કરવાને તું અત્યારે ના પાડે છે એજ કામ તું હમણાં ખુશીથી કરવાને કબુલ થશે. જો, આ વસ્તુને તું ઓળખે છે કે? આમાં શું ચમત્કાર છે તે તું જાણે છે કે?" આમ બોલતા તે પુરૂષે પહેરેલા જબ્ભામાંથી એક કાળારંગની વેંત લાંબી લાકડી બહાર કાઢી મોહિનીને દેખાડી. તે લાકડીને જોતાંજ મોહિની એક ઝીણી ચીસ પાડી બે ડગલાં પાછળ હટી સમસ્ત શરીરે ધ્રૂજવા લાગી. તેના શરીરે પરસેવાના ઝેબેઝેબ વળ્યા. તે અકળાઇને બોલી ઉઠીઃ—"છૂપાવી દયો, છૂપાવી દયો; એ કાળાં કર્મમાં મદદરૂપ થઇ પડતી લાકડીને હતી ત્યાં મૂકી દયો. હું તેને વધારે વાર જોવાને નથી ઇચ્છતી. હા! તે લાકડીના પ્રતાપે ફરીનેજ તમે મને અંધ બનાવી મારા હાથે ક્રૂર કર્મ કરાવી રહ્યા છો. ઓ નિષ્ઠુર પિતા! જો તમારા દિલમાં દયાની સ્હેજ પણ અસર હોય, અરે જો તમે પરમાત્માને માનતા હો તો કૃપા કરીને તે લાકડીનો મારીપર હવેથી ઉપયોગ કરશો નહિ. તે લાકડીએજ અનેક નિર્દોષ જનોના રક્ત પ્રવાહ વહેવરાવ્યા છે. હા! તેણેજ આ હાથે પૈશાચિક કર્મ કરાવ્યાં છે. બાપુ! હું આ લાકડીને જોઇ ધ્રુજું છું—કંપુ છું. તેને તેની જગાએ છૂપાવી દયો." આમ બોલતી મોહિની સજળ નયને તેના બાપ સામે જોઇ રહી.

તેના શબ્દોથી દયા લાવવાને બદલે તે પિશાચ ખડખડ હસવા લાગ્યો. તેણે તેની ચળકતી ખૂની આંખ્યોવડે મોહિનીના સામે થોડીક-

વાર જોઇ રહી કહ્યું:—"છોકરી! તું આ લાકડીના ચમત્કાર જાણે છે છતાં શા માટે મારી આજ્ઞાનો અનાદર કરે છે?"

"મને આ પ્રાણની હવે પરવાહ નથી. જે પરમાત્માએ આ દુનિયામાં સારાં કર્મો કરવાને અવતાર આપ્યો છે; તે અવતારને મ્હેં દુષ્કર્મો કરી રદ કર્યો છે. મને તે જન્મદાતાનો હવે ઘણોજ ડર લાગે છે. તેના દરબારમાં હું શું જવાબ આપીશ તેનાજ વિચાર હરદમ થયા કરે છે; બસ તેથીજ આ હૃદયાત્મા આપની આજ્ઞાનો અનાદર કરે છે." મોહિનીએ કહ્યું.

"છોકરી! તારો ડર નકામો છે. પરમાત્મા કોણ છે તે જાણવાની આપણને શું જરૂર છે! બસ આ દુનિયાંમાં જેની પાસે દ્રવ્ય છે એજ સાક્ષાત્ પરમાત્મા છે. તું મારી પુત્રી છે. તારે કોઇનાથી ભય પામવાનું કારણ નથી. તને ભયભીત બનાવનાર પરમાત્માને પણ એક વખતે આ લાકડીથી વશ કરવાને આ જ્વાળાપ્રસાદ શક્તિવાન છે. માટે એવો નકામો ડર તારા દિલમાંથી કાઢી નાખી આપણું કામ કરવાને તત્પર થા. મોહિની! આ આપણું છેલ્લુંજ કામ છે. આ કામ પૂર્ણ કરવાથી કેવો ફાયદો થનાર છે એ તું સારી રીતે જાણે છે." તે પુરૂષ કે જેનું નામ જ્વાળાપ્રસાદ હતું તેણે કહ્યું.

મોહિની મૌન રહી. તે અનેક તર્ક-વિતર્ક કરવા લાગી. તેને શું કરવું એ કંઇ સૂઝયું નહિ. તે ઘણીવાર સુધી શાન્ત ઉભી રહી છતાં કઇપણ નિર્ણય કરી શકી નહિ. તેનો અંતરાત્મા ક્રૂર કર્મો કરવાને મના કરવા લાગ્યો. એવામાંજ પુનઃ જ્વાળાપ્રસાદે પૂછયું:—"કાં મોહિની! શું વિચાર કરે છે? બોલ શું જવાબ આપે છે?"

"આપુ! મ્હેં મારા હૃદયની સાથે પૂર્ણ વિચાર કરીનેજ આપને જવાબ આપ્યો છે; છતાં ફરીથી સાંભળવો હોય તો સાંભળી લ્યો કે

હવે આ મોહિની કદાપિ પણ તમારાં દુષ્કર્મોમાં મદદગાર થનાર નથી તે નથીજ." મોહિનીએ તેનો દ્રઢ નિશ્ચય જણાવ્યો. તે હિંમતથી તેની સામે જોઇ રહી. જ્વાળાપ્રસાદના ક્રોધનો પાર રહ્યો નહિ. તેની ખૂની આંખ્યો વધારે ચળકવા લાગી., તે ઘોઘારી અવાજે બોલી ઉઠયો:—"ઓ ઉદ્ધત છોકરી ! ત્હેં આજે મને હદ ઉપરાંત ઉશ્કેર્યો છે. બોલ, હજી પણ એક વખત પૂછુંછું કે તારો એજ નિશ્ચય છે ?"

"હા, આ પ્રાણ છે ત્યાં સુધી એજ નિશ્ચય છે. આ મોહિની મરણને ભેટવાને તૈયાર છે. ઓ ઘાતકી પિતા ! તમારાથી થાય એ કરી લ્યો. જે મોહિનીને માતા વિનાની કરી તમારો સ્વાર્થ સાધવાને પાપમાં તદ્રુપ બનાવી છે; હા ! એજ મોહિની આજે હિંમત ધરી તમારો ભયાનક ક્રોધ માથે ખેંચી લેવાને તૈયાર થઇ છે. અરે ! જેણે પાળી પોષી મોટી કરી છે; તેજ ક્રૂર પિતાને હાથે મરવાને તેની સામે નિડર થઇને ઉભી છે. ઓ ક્રૂર પિતા ! તમારી લાકડીનો પ્રયોગ કરતાં પહેલાં તમારા ખીસ્સામાં રહેલો ઝેરી છરો કે જેણે અનેક નિરપરાધી જનોનાં લોહી પીધાં છે તેને ખુશીથી આ કોમળ હૃદયમાં સ્થાન આપો." આમ બોલતી મોહિની તેની છેક નજીક જઇને ઉભી રહી.

"ચાલ, દૂર ઉભી રહે. હું તને મારનાર નથી. હું તારે હાથેજ મારૂં કામ કરાવનાર છું. છોકરી ! તું આજે ઘણી ઝનુની બના ગઇ છે." પુનઃ જ્વાળાપ્રસાદ પોકારી ઉઠયો.

"ખરેખર તમે માનવના રૂપમાં પિશાચ છો. હા ! જેના દિલમાં દયા નથી તેનો જન્મ વૃથા છે. ઓ દૈત્ય પિતા ! શા માટે આવાં ભયાનક કૃત્યો કરી રહ્યા છો ? શું તમને પ્રભુનો પણ ડર નથી ?"

"કોણ પ્રભુ ? હું તેને ઓળખતોજ નથી."

"બસ થઇ ચૂક્યું. જે પ્રભુને ઓળખતો નથી; અરે જે તે-નાથી ડરતો નથી તે આખરે ખુબ ખત્તા ખાય છે અને મરણ પછી ભયાનક શિક્ષા સહન કરે છે. હાય! જન્મતાંજ મારો નાશ કેમ ન થયો કે જીવતાં રહી આવા ક્રૂર પાપી પિતાના પનારે પડી પાપકર્મ કરવાં પડેછે. ઓ પિતા! સમજો, હજી સમય છે; પાછળથી પૂર્ણ પસ્તાવું પડશે."

"બસ ચૂપ થા. તું આજે શત્રુની ગરજ સારે છે. છોકરી! તારા શબ્દોથી મારા ક્રોધમાં વધુ વધારો થાય છે."

"બસ એથીજ જણાય છે કે એ ક્રોધથીજ તમારૂં સર્વસ્વ નાશ થનાર છે. અરે વિચાર તો કરો કે તમે કયાં સુધી આવાં પાપકર્મ છૂપાવી શકશો? શું તમને ખબર નથી કે પાપનો ઘડો ભરાય છે કે તરતજ ફૂટી જાય છે! બાપુ! સમજો. કરેલાં ખૂનથી સર્વત્ર હાહાકાર થઈ રહ્યો છે. પોલીશ બારીક નજરે તપાસ ચલાવી રહી છે. ચાલાક ગુપ્તચર તમને આખરે પકડશે અને કરેલાં કર્મોથી ફાંશીને માંચડે ચઢાવશે."

"તે જ્યારે થવાનું હશે ત્યારે થશે. હાલતો મને કોઇની દરકાર નથી. સિપાહીઓ તો પૈસાના ગુલામ છે. જ્યાં સુધી મારી પાસે પૈસા છે ત્યાં સુધી મારૂં નામ કોણ દેનાર છે? આ જ્વાળાપ્રસાદે એક નાના સિપાહીથી તે મોટા અમલદાર સુધીનાને પાન સોપારી આપી સંતોષ્યા છે, બસ એથીજ તેઓ શત્રુ થવાને બદલે મારા મિત્ર થઈ રહ્યા છે."

"ખરેખર તમે રાક્ષસ સ્વરૂપ છો!"

"આ રાક્ષસી સ્વરૂપથીજ લક્ષાધિપતી થઇ આ બંગલામાં રહી ધારેલું કામ કરાય છે."

"પણ તમારી ગણના ઉજળા ઠગમાં ગણાય છે તે સમજોછો?"

"સમજું છું. સફેત ઠગમાં જેવી મઝા છે તેવી બીજામાં નથી. હું જ્યારે બહાર નીકળું છું ત્યારે સેંકડો માણસો મને ઝુકી-ઝુકીને સલામો ભરે છે. હું ખૂની છું તેની કોઇને પણ ખબર નથી. બોલ હવે તારે રાજી ખુશીથી કામ કરવું છે કે નહિ ?"

"ના."

"એમ! તો હવે આ પળેજ તારીપર પ્રયોગ શરૂ કરૂં છું."

"ખરેખર! તમે મારા બાપ નથી પણ ઝેરી સાપ છો. પિતા થઈ પિશાચની ગરજ સારો છો. હા પ્રભુ! હું તમારે શરણે છું. પાપી પિતાના પ્રયોગથીજ પાપકર્મો કરૂં છું. હું નિર્દોષ છું. મને ક્ષમા કરજો." આમ બોલતી મોહિનીએ ઉંચે નજર કરી પ્રભુને પ્રણામ કર્યા.

જ્વાળાપ્રસાદે અટ્ટહાસ્ય કરી હાથમાંની જાદુઈ લાકડીને ઉંચી કરી બે ચાર ફૂંકો મારી મોહિનીના સામે ધરી. પાપીનો પ્રયોગ શરૂ થયો. તે કાતિલ નજરે મોહિની સામે જોઈ રહ્યો. પ્રયોગથી અસર થઇ. મોહિનીએ કાળજું કંપાવે એવી ઝીણી ચીસ પાડી. તે કાષ્ટના પુતળાની માફક ઉભી રહી ટગર-ટગર તેના પિતાની સામે જોઇ રહી. જ્વાળાપ્રસાદ પણ ગંભીર મુખમુદ્રાથી ઉભો રહ્યો.

મોહિનીની ચીસનો અવાજ ચારે તરફ ફેલાઇ રહ્યો. સમય રાત્રિનો હોવાથી સર્વત્ર શાન્તિ ફેલાઇ રહી હતી. પિતા-પુત્રીનો સંવાદ જે સ્થળે ચાલતો હતો તે સ્થળ નિર્જન સ્થાનમાં નદી કિનારે આવેલું હતું. તેની અંદર અનેક છૂપા ઓરડા અને ભેદી ભોંયરાં આવેલાં હતાં. મોહિનીના અવાજથી આ મોટા મકાનમાં આવેલા એક ઓરડાનું બારણું તત્કાળ ઉઘડી ગયું અને તેની અંદરથી એક વૃદ્ધાવસ્થાને ગાળે પહોંચેલો સાધુ સ્વરૂપ માણસ ધીમે પગલે ચાલી આવતો જણાયો. તેને જોઇ જ્વાળા-

પ્રસાદ તેની સામે જઇ નમ્ર સ્વરે બોલ્યો:–" ગુરૂજી એકાએક જાગૃત થઇ અહિં આવવાનો શામાટે શ્રમ લેવો પડયો ? "

"એકાએક કોઈની ચીસ સંભળાવાથી મારી ઉંઘ ઉડી ગઇ. જ્વાળાપ્રસાદ ! એ ચીસ કોણે પાડી હતી ? " તે સાધુવેશી વૃદ્ધ પુરૂષ કે જેનું નામ યતીન્દ્રનાથ હતું તેણે પૂછ્યું.

" આ મોહિની આજે હઠે ભરાઇ છે. તેણે મારૂં એક છેલ્લું કામ પૂર્ણ કરવાને સ્પષ્ટ ના પાડી છે. તેથી મ્હેં તેની પર પ્રયોગ શરૂ કર્યો છે અને તે કારણથી તેણે ચીસ પાડી હતી. " કહી જ્વાળાપ્રસાદે તમામ વાત યતીન્દ્રનાથને કહી સંભળાવી. તેની વાત સાંભળી યતીન્દ્રનાથ બોલ્યા:–" તું હવે તારાં પાપીષ્ટ કર્મોને આટલેથીજ અટકાવ. ત્હેં ઘણું કર્યું છે. ત્હેં દ્રવ્ય પણ પુષ્કળ મેળવ્યું છે. તારે હવે શી વાતની ખામી છે ? અતી લોભ એ વિનાશનું મૂળ છે. માટે હવે ખૂના મરકીનાં કામ મૂકી દઇ શાન્તિથી જીવન ગુજાર. "

" મારૂં આટલું કામ પૂરૂં થયા પછી હું કંઇ પણ ક્રૂર કર્મ કરનાર નથી. મારી આ છેલ્લીજ આશા છે. " જ્વાળાપ્રસાદે જણાવ્યું.

" જેવી તારી મરજી. પણ ત્હેં મારી વિદ્યાનો દુરૂપયોગ કર્યો છે; તેનાં ફળ તારે વ્હેલાં મોડાં ચાખવાંજ પડશે. જ્વાળાપ્રસાદ ! હું કાલથી મારા અસલ રહેઠાણે જનાર છું. તે પહેલાં તને જણાવું છું કે જો હવેથી મારી આપેલી વિદ્યાનો પાપ કર્મ કરવામાં ઉપયોગ કરીશ તો તું જરૂર પકડાઈ જઇશ, માટે ચેતજે અને તારૂં આટલું કામ કરી સંતોષ પકડજે. " કહી યતીન્દ્રનાથ મોહિની પાસે આવ્યા. તે ગરીબ છોકરી જડ જેવી બની ઉભી રહી હતી. તેની આંખ્યોની પાંપણો પણ સ્થિર થઇ રહી હતી. હજી તેની આંખ્યોમાંનું જળ સૂકાયું નહોતું.

યતીન્દ્રનાથે તેની છેક નજીક જઇ તેના માથે હાથ ફેરવતાં કહ્યું:—" મોહિની ? "

" હાં. "

" કેમ આમ શાન્ત થઇને ઉભી રહી છે ? "

" ત્યારે શું કરૂં ? "

" તારા પિતાનું કામ કરીશ કે નહિ ? "

" શા માટે નહિ ? હું તેમનું દરેક કામ કરવાને તૈયાર છું. "

તેના બોલવાથી જ્વાળાપ્રસાદને હસવું આવ્યું. થોડીકવારપર જે મોહિની બેધડક જવાબ આપતી હતી; તે મોહિની અત્યારે જાદુઈ અસરથી તેના બાપનું કાર્ય કરવાને તૈયાર થઇ. યતીન્દ્રનાથે જ્વાળાપ્રસાદ સામે જોઈ પૂછ્યું:—" તારૂં કામ પૂરૂં કરવાને મોહિની કયારે જનાર છે ? "

" બે ત્રણ દિવસમાં. "

" ત્યાં સુધી તેને તું આવી અવસ્થામાંજ રાખીશ કે ? '

" હા, નિરૂપાયે એમ વર્ત્યા વિના છૂટકો નથી. હમણાં—હમણાંમાં તેનો સ્વાભાવ ઘણો વિચિત્ર થઇ ગયો છે. તેને પેલા મોહનરાયની સોબતની અસર લાગી હોય એમ સમજાય છે. "

" મોહનરાય પવિત્ર યુવાન છે. પવિત્રના સહવાસથી પવિત્ર થાય એમાં શું નવાઇ ! જ્વાળાપ્રસાદ ! જો તું તારૂં ભલું ઇચ્છતો હોય તો તે મોહનરાયને કદાપિ સતાવીશ નહિ. તું તારી મોહિનીને તેની સાથે પરણાવી સુખી કરજે. તું મારાં આ વચનો તારા હૃદયપટ પર કોતરી રાખજે. તેમ છતાં જો તારા ભાગ્યમાં અનિષ્ટ થવાનું લખાએલું હોય તો મારા કહેલાં વચનો ભૂલી જજે. બેટા મોહિની ! હું જાઉંછું. પ્રભુ તારૂં કલ્યાણ કરો." કહી યતીન્દ્રનાથ ઝપાટા બંધ ત્યાંથી ચાલ્યો ગયો અને

બીજે દિવસે જવાનો વિચાર માંડી વાળી એજ પળે તે મકાનની બહાર નીકળી નદીના કિનારે–કિનારે ચાલવા લાગ્યો અને થોડીકવારમાં તો તે અદૃશ્ય થઇ ગયો. તેના ગયા પછી જવાળાપ્રસાદે મોહિનીને કહ્યું:–બેટા! આપણે હવે ચાલશું?"

"ક્યાં જઇશું બાપુ?" મોહિનીએ નમ્રતાથી પૂછ્યું.

"તું તારા શયનાલયમાં જઇને સૂઈ જા. હું પણ મારા ઓરડામાં સૂઈ જાઉં છું. જા, બેટા! જલ્દી જઇ સૂઇજા. ઉજાગરાથી તારી આંખ્યો દુખવા આવશે."

મોહિની ત્યાંથી ચાલી ગઈ અને તેના શયનાલયમાં જઇને સૂઈ હતી. તેના ગયા પછી જવાળાપ્રસાદે ઘણીવાર સુધી વિચાર કર્યો અને વિચારને અંતે કબાટમાંથી એક નાની શીશી ખીસ્સામાં મૂકી મકાનની બહાર નીકળયો.

## પ્રકરણ ૨ જું.

### "રમણ અને તારા."

સવારનો સમય છે. ખુશનુમા પવન શરીરને સુખ ઉપજાવી રહ્યો છે. માધવરાય શેઠના સેવકો બંગલાને વાળી ઝુડી સાફસુફ કરી રહ્યા છે. મહાલયના કમ્પાઉન્ડમાં ઉગેલાં વૃક્ષોને માળી પાણી પાઇ રહ્યો છે. દરવાજા આગળ એક બાંધી દડીનો પહેલવાન જેવો ભૈયો હાથમાં જાડો ધોકો પકડીને ઉભો રહ્યો છે. માધવરાય શેઠ વસ્ત્ર પહેરી ફરવા જવાને તૈયાર થયા છે. તેમણે ગાડી જોડી લાવવાનો ક્યારનોએ હુકમ

આપી દીધો છે પરંતુ હજી ગાડી આવી નથી. માધવરાય ગાડીની રાહ જોતા કમ્પાઉન્ડમાં આમ તેમ આંટા મારી રહ્યા હતા. થોડીવારે દરવાજા પાસે ઉભેલા ભૈયાએ અંદર આવી શેઠને ઝુકીને સલામ કરતાં કહ્યું:–" શેઠજી! ગાડી તૈયાર હય."

માધવરાય બહાર નીકળી વિકટોરીયામાં બિરાજ્યા. વિકટોરીયા નદીને કિનારે આવેલા ગાર્ડન તરફ ચાલવા લાગી. માધવરાય ફરવા–હરવાનો ઘણો શોખ રાખતા હતા. તે હમ્મેશાં સવારના પ્હોરમાં બાગ–બગીચામાં હવા ખાવા જતા હતા. ખુલ્લી હવાથી તેમનું શરીર નિરોગી રહેતું. શેઠના ગયા પછી ભૈયો ચલમ ભરી દમ લગાવવા મંડયો. માળી અને બીજા બેએક સેવકો પણ ચલમ પીવાને તેની પાસે આવી બેઠા.

આવા પ્રાતઃકાળના આનંદમય સમયે માધવરાયના મહાલયમાંથી હારમોનિયમનો મીઠો સૂર ધીમે–ધીમે સંભળાવા લાગ્યો. તે મીઠા સૂરમાં કોઇક બાળાના કોમળ કંઠમાંથી નીકળતો સૂર એકત્ર થવા લાગ્યો. દરવાજા પાસે ચલમ પીવાને એકઠું થએલું મંડળ પણ ધ્યાન પૂર્વક એ તરફ કાન માડી સાંભળવા લાગ્યું.

હારમોનિયમ સાથે સૂર મેળવનાર અન્ય કોઈ નહિ પણ માધવરાય શેઠની બ્હેન તારાલક્ષ્મી હતી. તે રૂપમાં રંભાને શરમાચે એવી હતી. તેનામાં ઉત્તમ ગુણ ભરેલા હતા. તેને ગાવા બજાવાનો ઘણો શોખ હતો.

માધવરાયના પિતા સૂર્યપૂર શહેરના નામાંકિત્ ગ્રહસ્થ હતા. તેમની પાસે વિપુલ સંપત્તિ હતી. તેમનું નામ જગમોહનદાસ હતું. તેમને માધવરાય–મોહનરાય અને તારાલક્ષ્મી નામક સંતાન હતાં. મોહનરાય

માધવરાયથી ચાર વર્ષે નાનો હતો. માધવરાયની પચિસ વર્ષની ઉમ્મર થતાં જગમોહનદાસ શેઠે સ્વર્ગવાસ કર્યો હતો. તેમણે મરણ સમયે મોહન અને તારાની સારી રીતે સંભાળ રાખવાનું માધવરાયની પાસેથી વચન લીધું હતું. માધવરાય સદ્‌ગુણી અને બુદ્ધિશાળી હતો. તે પોતાનાં ભાઈ બ્હેનને અત્યંત પ્રેમથી ચાહી સારી કેળવણી આપવાં ઉપરાંત રૂડી રીતે ગૃહસંસાર ચલાવતો હતો. તેનું લગ્ન હજી થયું નહોતું. તેણે પોતાને લાયક કન્યા મળે તોજ લગ્ન કરવાનો નિશ્ચય કરેલો હતો. આથી લોકોમાં અનેક પ્રકારની ચર્ચા ઉત્પન્ન થવા પામી હતી. મોહનરાયે પોતાની વીસ વર્ષની ઉમ્મરમાં બી. એ. ની પરિક્ષા પાસ કરી હતી. તે ગૌરવર્ણનો અને હિંમતવાન યુવાન હતો. તેના રૂપથી અનેક કુમારિકાઓ તેની તરફ આકર્ષાતી અને ગુપ્ત રીતે તેનીપર પ્રેમ પત્રિકાઓ લખી મોકલતી. મોહનરાય હમ્મેશાં સાંજના સમયે ફરવા જતો. એ ફરવા જવાના નિયમને લીધે સમય જતાં તેને “ મોહિની ” સાથે પ્રેમ બંધાયો. મોહિની સાક્ષાત મોહિનીજ હતી. આખા શહેરની અંદર તેના રૂપનાં વખાણ થતાં. તેને સૌ કોઇ “ સૂર્યપૂરની સુંદરી ” ના નામે ઓળખતાં. એ મોહિનીના પ્રેમમાં મોહનરાય દિવાનો બન્યો. તે દરરોજ તેને મળતો અને વાર્તા–વિનોદ કરતો. મોહિની સરળ હૃદયની બાલિકા હતી. તેનું હૃદય કેવું છે તે આપણે વાંચી ગયા છીએ; પરંતુ તે એક ભયંકર પિતાની પુત્રી હતી. તેનો પિતા કેવો ક્રૂર છે તેની આપણને આગળ ઉપર ખબર પડશે.

આજે પ્રાતઃકાળમાં માધવરાયના ફરવા ગયા પહેલાં મોહનરાય પણ હવા ખાવાને નીકળી પડયો હતો. મહાલયમાં તારાલક્ષ્મી સિવાય અન્ય કોઇ નહોતું. તારા વ્હેલી ઉઠી હારમોનિયમ પર પ્રેકટીસ કરી રહી હતી. તેનો કોમળ સૂર વાજાના સૂરની સાથે મળી ગયો. તેણે

એકાદ ગાયન ગાવાનો આરંભ કર્યો. એ અરસામાં એક નવ યુવક દરવાજા આગળ આવીને ઉભો. યુવક મનહર હતો. તેણે સફેદ ધોતીયાનો કચ્છ મારેલો હતો. પગમાં બુટ મોજાં ચઢાવેલાં હતાં. તેણે શરીર પર હાફકોટ પહેરેલો હતો. ગળામાં કોલર ઉપર ટાઇ બાંધેલી હતી. કોલરમાં ઘાલેલું હિરાનું બટન ચળકાટ મારી રહ્યું હતું. આંખપર સોનેરી ફ્રેમનાં ચસ્મા શોભી રહ્યાં હતાં. માથાપર એન કવોલિટીની એંગલોર કેપ મૂકી હતી. આવો ફાંકડો યુવાન હાથમાં મલાકા કેઇન પકડી માધવરાયના મહાલયના દરવાજે આવીને ઉભો હતો. દરવાજા આગળ બેઠેલું મંડળ ઉભું થઇ ગયું. ભૈયાએ ઝુકીને સલામ કરી. યુવકે રોફબાજ પૂછ્યું:—" કયું ભૈયા! શેઠ બહાર નીકલ ગયે કે નહિ?"

"હાં. શેઠજી અભી હવા ખાને ચલે ગયે." ભૈયાએ કહ્યું.

"બંગલામાં કૌન હય?" યુવકે પ્રશ્ન કર્યો.

"તારા બહન હય. દુસરા કોઈ નહિ હય."

"અચ્છા, મય અંદર જાતા હું." કહી તે નવ યુવક દમામ ભેર અંદર ચાલ્યો અને દાદરનાં પગથીઆં ચઢી ઉપર જવા લાગ્યો. તારાલક્ષ્મી ગાનમાં ગુલતાન થઇ હતી. તેની સુકોમળ આંગળીયો હારમોનિયમ પર પાણીના રેલાની માફક ફરતી હતી. હારમોનિયમપર સેન્ટથી તરબોળ કરેલો રૂમાલ મૂકેલો હતો. તેમાંની ખુશબો ચારે તરફ પથરાઇ રહી હતી. તારાલક્ષ્મીએ આ વખતે એક મઝાનું ગાન આરંભેલું હતું. દાદરપર ચઢનાર યુવક કયારનોએ ઉપર આવી એક બાજુએ ઉભો રહી ગાનમાં મસ્ત થએલી મસ્તાનીનું ગાન સાંભળી રહ્યો હતો. તે સ્વર્ગની સુંદરીનાં કોમળ કંઠમાંથી નીકળતું મોહક ગાન આ પ્રમાણે હતું:—

### ગઝલે હુક્કા.

" આ મુકુટ મંજરીના, નવ મલ્લિકાની માલા !
તરૂણી નયન વિશાલાં, આવી વસંત બાલા !
વિકસિત વિલાસ વેશી, સુર બાલિકા સુકેશી !
દિલદાર દિવ્ય દેશી ! આવી વસંત બાલા !
મધુ માલતી મધુરી, રસ રોમ રોમ પૂરી;
સજી સ્નેહ સાજ શૂરી, આવી વસંત બાલા !
શશી તારકા રમે છે, શીતળ શિશિર સમે છે;
ઉર ભાવથી નમે છે, આવી વસંત બાલા !
નિરભ્ર ગગન દ્વારે, ધીમે પદે પધારે;
સુખ–સાજને સુધારે, આવી વસંત બાલા !
કોકિલ કૂજન સુણાવે; અલિ ગુંજનો ગજાવે;
પ્રભુ ભક્તિ ભજન ભાવે, આવી વસંત બાલા !
બની સૃષ્ટિ સુરસલીના, સત્કાર સ્નેહ ભીના–
કરતી ઉભી નવીના ! આવી વસંત બાલા !
આનંદ અમિત આપી, ઉર ખેદ સકળ કાપી,
કેકા કરે કલાપી ! આવી વસંત બાલા !
આનંદ નાચ જોતાં, કંઇ મયુર મયુરીઓનાં;
લ્હાણાં એ સ્નેહ ભીનાં, આવી વસંત બાલા !
ઉભી દ્વાર દેવી રૂપે, ન્હાતી પરાગ ધૂપે;
ઉર મર્મને જગાડે ! આવી વસંત બાલા !

—વસંત—

ઉપરા સાપરી પલટા દેતી તારા ગાનમાં ગુલતાન થઇ. તેના લાંબા વાળ ગરદન પર સર્પાકારે લટકી રહ્યા હતા. તેના ગોર કપાળ પર

પસીનાનાં બીંદુઓ બાઝયાં હતાં; અંતે ગાન પૂરૂં કરી તારાએ રૂમાલ ઉપાડી મુખપર ફેરવ્યો. ગાનનો ગુંજાર બંધ થતાં સર્વત્ર શાન્તિ છવાઇ ગઇ. તારાએ પાછળ નજર કરી. સહસા તેની દૃષ્ટિ શાન્ત મુખમુદ્રાથી ઉભા રહેલા યુવક પર પડી. તારા ચમકી. તે એકદમ ઉભી થઇ અને હરિણીની માફક તે નવયુવકની તરફ દોડી આવી. તેને જોઈ તે યુવક હશી પડ્યો. તારા તેની પાસે આવી મૃદુ સ્વરથી બોલી:—"અહો રમણચંદ્ર! તમે ક્યારના આવ્યા છો?"

"તમે દીઠા ત્યારના." કહી રમણચંદ્રે બીજી બાજુએ જોયું.

"પારકા મકાનમાં ચોરની માફક આવી છૂપાઇ રહેવું એ આપના જેવા કુળવાનને યોગ્ય નથી." તારાએ કહ્યું.

"હું ક્યાં પારકાના મકાનમાં આવ્યો છું? આ મકાન તો મારૂં પોતાનુંજ છે." રમણે હસતે વદને જવાબ આપ્યો.

"અરે વાહરે! તમે પણ ખુબ કરી! આખા મકાનનાજ માલીક થઈ પડ્યા. જાઓ, જાઓ. અહિંથી જલ્દી બહાર પધારી જાઓ, નહિ તો ભૈયાને બોલાવી ધક્કા મારી બહાર કઢાવવા પડશે." તારાએ કાતિલ કટાક્ષ ફેંકી કહ્યું.

"ભૈયો તો બીચારો ભલો માણસ છે. મ્હેં તેને ચાપાણી પીવરાવી મારો બનાવ્યો છે અને તેથી તેણે મને અંદર આવવા દીધો છે; એટલે એનાથી મને કંઈ પણ કહી શકાય એમ નથી. તારાલક્ષ્મી! તમે પણ વિચારજો હાં કે? એક ગૃહસ્થ માણસપર ખોટું આળ ચઢાવવાથી તમારે વિમાસવું પડશે. હું કોર્ટમાં સ્ટેપ લઇશ."

"અને હું પણ કોર્ટમાં ફરિયાદ નોંધાવીશ કે મી. રમણચંદ્રે મારા એકાન્ત વાસમાં આવી મારી ઉપર હુમલો કર્યો છે."

" પણ કેશમાં વકીલ રોકવો પડશેને ? "

" તમે વકીલ કરશો તો મારે પણ કોઇક ધારાના હિમાયતીને રોકવો પડશે. વારૂ તમે કયા વકીલને રોકશો ? "

" મી. મોહનરાય જગમોહનદાસને. "

" શું મારા ભાઇને ? "

" હા. " વારૂ હવે તમારો વકીલ કોણ થશે ? "

" અરે વકીલોની તે શું ખોટ છે ? સરિયામ રસ્તાઓપર સેંકડો વકીલોનાં પાટીયાં નજરે પડે છે. પણ મારે તો કોઇ વકીલ કરવાની જરૂર નથી. હું પોતેજ મારી વકીલાત કરીશ અને કોર્ટ સમક્ષ તમને ગુન્હેગાર ઠરાવીશ. "

" કઈ કોર્ટમાં ફરીયાદ નોંધાવશો ? "

" તે જાણવાની તમારે જરૂર નથી. "

" અરે ! મારે તો ખાસકરીને જાણવુંજ જોઇએ; કારણ કે કોર્ટમાં જે પૈસાવાળો હોય તેજ જીતે છે. શું તમને ખબર નથી કે જેની પાસે જર તે ચાહેસો કર ? " હું પૈસાના પ્રતાપે સૌને વશ કરી ઉલટાં તમનેજ ગુન્હેગાર ઠરાવીશ. "

" પણ પૈસા કરતાં કોર્ટમાં સ્ત્રીનું સારૂં સન્માન સચવાય છે એ જાણો છો ? તમે પૈસા ખરચી ન્યાયાધિશને વશ કરશો પણ હું તો વગર પૈસે ફકત બેચાર શબ્દો વડે કરીનેજ ન્યાયાધિશને મારી સત્યતાની ખાત્રી કરી આપીશ. "

" તારાલક્ષ્મી ! તમેતો ઘણાંજ જબરાં નીકળયાં ! મારી ઉપર તમે નકામો આરોપ મૂકો છો. "

" હું કદી અસત્ય આચરણ આચરતીજ નથી. "

" ત્યારે બોલો મ્હેં શું ગૂન્હો કર્યો છે ? "

" તમે આ બંગલામાં ઠગ થઈને આવ્યા છો અને અમૂલ્ય વસ્તુ ચોરી ગયા છો. તે ચોરેલી વસ્તુને છૂપાવી નિર્દોષ ઠરવાને છાનામાના ઉભા રહ્યા છો. જુઓ તમારૂં મુખ કેવું ઢીલુંઢપ થઇ ગયું છે ! બસ તે ઉપરથીજ જણાઇ આવે છે કે તમે ગૂન્હેગાર છો. "

" પણ મહેરબાની કરીને જણાવો તો ખરાં કે મ્હેં કઇ વસ્તુની ચોરી કરી છે ? કુળવાન કન્યાએ એક નિર્દોષ માણસને અપરાધી ઠરાવવો એ શું વ્યાજબી કહેવાય ? "

" અને પારકાનાં મકાનમાં પ્રવેશી ઠગ વિદ્યા ચલાવવી એ કુળવાન ગ્રહસ્થનાં લક્ષણ કે ? યાદ રાખજો મી. રમણચંદ્ર ! કે તમારે ઘણી ભારે શિક્ષા સહન કરવી પડશે. "

" એવો કયો ભારે અપરાધ થયો છે કે જેથી શિક્ષા કરવાનો પણ નિશ્ચય અત્યારથીજ કરી દીધો ? "

" તમે એવોતો ભારે અપરાધ કર્યો છે કે અન્ય કોઇ કરી શકેજ નહિ. "

" કૃપા કરી અપરાધ જણાવશો તો ઉપકાર થશે? "

" બસ ત્યારે હવે જણાવી દઉં ? "

" હા. "

" જુઓ ત્યારે સાંભળો. તમે આજે છાનામાના અહિં આવ્યા અને મારી ચિકીત્સા જોવાને ગૂપચૂપ ઉભા રહ્યા. એકાન્તમાં બેઠેલી કુલિન બાળાના સંબંધમાં આવું વર્તન ચલાવનાર અપરાધી ગણાય છે. બીજું તમે ત્રણ દિવસથી બિલકુલ અહિં આવ્યા નથી. તેથી મારૂં હૃદય મહા દુઃખી થતું હતું. એક સાચ્ચા પ્રેમિને દુઃખ દેવું એ તમારી

ફરજ છે કે ? આવા આવા અનેક અપરાધોની શિક્ષા તમારે અવશ્ય સહન કરવીજ જોઇએ. "

" હું આપની દરેક શિક્ષાઓ સહન કરવાને તૈયાર છું. હજી એક શિક્ષા તો સહન કરૂં છું; હવે જે બાકી રહી હોય તે પણ કરી દયો ?"

" તમે કઈ શિક્ષા સહન કરી રહ્યા છો ? "

" પ્રેમામૃતનું પાન કરાવ્યા વિના ટળવળાવો છો એ શું ઓછી શિક્ષા છે ? આ હૃદય કેટલું બધું આતુર થઈ રહ્યું છે તે જાણો છો ?" આમ કહી રમણચંદ્રે તેની સામે જોયું. તારાએ શરમાઇને દૃષ્ટિ નીચે નમાવી. પુનઃ રમણચંદ્રે કહ્યું:–તારા લક્ષ્મી ! કેમ મૌન થઈ ગયાં ? "

" હું શું બોલું ? તમે બોલવાની બારી તો બંધ કરી દીધી ? "

" કેમ ? "

" તે તમારા હૃદયને પૂછી જુઓ ? "

" મને તો કાંઇએ સમજાતું નથી. "

" હશે ત્યારે સમય આવશે એટલે એની મેળે સમજાશે. ચાલો હવે આપણે સાથે ચાહ પીએ. "

" શું તમે હજી ચાહ પીધો નથી ? "

" ના, હું જાગૃત થઈ છું ત્યારની હારમોનિયમ પર પ્રેકટીશ કરી રહી છું. મોહનરાય ભાઈ કહેતા હતા કે જે કંઈ કાર્ય સવારમાં થાય છે તે ઘણુંજ સારૂં થાય છે. "

" હા, સવારનો સમય દરેક કામને માટે ઉત્તમ છે. "

" તો ચાલો આપણે હવે ચાહ પીવાના રૂમમાં જઇએ. "

" તે પહેલાં એકાદ સંગીત સાંભળવાની મારી ઇચ્છા છે. "

" ચાહ પીધા પછી તમને જરૂર સંભળાવીશ. હાલતો ચાલો. "

તારા લક્ષ્મી આગળ ચાલી. રમણચંદ્ર મનમાં તેની પ્રસંસા

કરતો પાછળ-પાછળ જવા લાગ્યો. બન્ને ચાહ પીવાના રૂમમાં આવ્યાં. ત્યાં એક આરસનું રાઉન્ડ ટેબલ પડેલું હતું. તેની આસપાસ મખમલે મઢેલી ચારેક ખુરશીઓ પડેલી હતી. રમણચંદ્રને ખુરસીપર બેસવાનું કહી તારાએ બારીએ જઈ બૂમ મારી:—"અરે પ્રાણશંકર મહારાજ! નીચે છો કે ?"

"કેમ બ્હેન બા ! શું કામ છે ?" પ્રાણશંકર મહારાજે રસોડામાંથી બહાર નીકળી પૂછ્યું.

"ચાહ તૈયાર છે કે ?" તારાએ પૂછ્યું.

"હા, આપને માટે તૈયારજ રાખી મકયો છે."

"વારૂ, બે કપ ઉપર લાવો. ભેગા ભેગી પાન પણ બનાવતા આવજો."

"બહુ સારૂં." કહી પ્રાણશંકર મહારાજ ત્યાં બેઠેલા એક ઘાટીને પાન તૈયાર કરવાનું કહી રસોડામાં ગયા. ઘાટીએ પાન તૈયાર કરી મહારાજને આપ્યાં. પ્રાણશંકર રૂપાના બે પ્યાલામાં ચાહ ભરી ઉપર લઈ ગયો અને પ્યાલા ટેબલ પર મૂકી હાથમાં પાન પકડી એક બાજુએ ઉભો રહ્યો. રમણ અને તારા વિવિધ પ્રકારની આનંદદાયક વાતો કરતાં ચાહ પીવા લાગ્યાં. તેઓ થોડીવારમાં ચાહ પી રહ્યાં. મહારાજ પાન આપી ખાલી પ્યાલા ઉપાડી ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી રમણચંદ્રે કહ્યું:—"તારા ! હવે એકાદ ગાયન સંભળાવવાની કૃપા કરો."

"શું ગાયન સાંભળવામાંજ કૃપા સમાએલી હશે કે ?" તારાલક્ષ્મીએ હસતાં હસતાં પૂછ્યું.

"હા, તમારા સંગીતમાં મીઠાશ છે. હું તમારૂં ગાન સાંભળી સર્વ દુઃખ શોક ભૂલી જાઉં છું." રમણચંદ્રે કહ્યું.

" એ તો જાણે સમજ્યાં; પણ આજે તમે હારમોનિયમ બજાવો અને હું ગાઉં. " તારાએ કહ્યું.

" મને બરાબર વગાડતાં આવડતું નથી. તમે ક્યાંક મારી મશ્કરી કરો તો ? " રમણે પૂછ્યું.

" પ્રેમિની મશ્કરીમાં અમૃત સમાન આનંદ સમાએલો હોય છે તે સમજો છો ? રમણચંદ્ર ! તમે ગુજરાતી–ઇંગ્રેજી અને સંસ્કૃત વિદ્યા શીખ્યા છો પણ પ્રેમ વિદ્યા શીખ્યા વિના તે સઘળું નકામું છે. "

" તે શીખવાને વળી કઈ શાળામાં જવું પડશે ? "

" પ્રેમ શાળામાં. "

" પણ ત્યાં શીખવાડશે કોણ ? "

" જો તમારો વિચાર હોય તો હું તમને પ્રેમ વિદ્યા શીખવાડું અને તમે મને ઇંગ્રેજી શીખવાડો. બોલો કબુલ છે ? "

" હા, હું તમને ઇંગ્રેજી શીખવવાને ઘણોજ ખુશી છું. "

" અભ્યાસ ક્યારથી શરૂ કરીશું ? "

" તમારી ઇચ્છિા થાય ત્યારથી. "

" ચાલો મરજી થશે ત્યારે જણાવીશું. હાલતો હારમોનિયમ બજાવો." કહી તારાલક્ષ્મી તેને લઈ બીજા ઓરડામાં આવી. રમણચંદ્ર ખુરશીમાં બેશી હારમોનિયમ પર હાથ ફેરવવા લાગ્યો. તેણે તારાને ગાવાની સૂચના કરી. તારાએ મુખ મલકાવી કહ્યું:–" હું શું ગાઉં ? મને તો કાંઇએ આવડતું નથી. "

" જો પાછાં ફરી ગયાં કે ? " કહી રમણ તેની સામે જોઇ રહ્યો. એવામાં સહસા રમણુની નજર હારમોનિયમ પર પડેલી એક કાગળની નાની કાપલીપર પડી. તેણે તરત એ કાગળની કાપલી ઉપાડી લીધી.

તેમાં એક ગજલ લખેલી હતી. રમણે તે ગજલ વાંચી તારાને કહ્યું:-
"લ્યો આ ગજલ ગાઓ."

"નાજી. આ ગજલ તો અંતરની ઉર્મીયોથી લખાએલી છે. તેને તમારી આગળ ગાતાં મનેતો શરમ આવે છે. હું નહિ ગાઉં."

"અરે એમ તે થાય! દિલ મળ્યું ત્યાં શરમ કેમ રખાય? તારાલક્ષ્મી! ગાઓ. તમને મારા સમ છે." રમણે આગ્રહ કર્યો.

"જો જો મને બનાવતા નહિ હાં?"

"બહુ સારૂં." કહી રમણ પેટીપર આંગળીયો ફેરવવા લાગ્યો. તેને હારમોનિયમ સારી રીતે વગાડતાં આવડતું હતું. તે ગાવામાં ઘણો કુશળ હતો. તેની આંગળીયો સડસડાટ ચાલવા લાગી. તારાએ સૂર મેળવી ગજલ ગાવા માંડી.

"હૃદય આધાર છો મ્હારા, મ્હને ના ભૂલશો પ્યારા!
વિરહ દુ:ખ દર્દ હરનારા! મ્હને ના ભૂલશો પ્યારા!
ત્હમારે કાજ તરફડતી, રહી હું રાત દિન રડતી,
સહુ છું દુ:ખના ભારા, મ્હને ના ભૂલશો પ્યારા!
વિરહના તાપમાં તાવી, બનાવી બ્હાવરી બાવી,
પતીજ શું તે છતાં નાવી? મ્હને ના ભૂલશો પ્યારા!
જપું છું આપની માળા, ગણું છું વર્ષના ગાળા,
બિચારી દીન છું દારા, મ્હને ના ભૂલશો પ્યારા!
લીધો છે ભેખ તમ કાજે, બની છું બાવી હું આજે,
બની છું સજ્જ રતિ સાજે! મ્હને ના ભૂલશો પ્યારા!
લગાવી પ્રેમની ચાવી, ત્રિજોરી દિવ્ય ખોલાવી,
પ્રણય સુખ રત્ન લુંટાવી, મ્હને ના ભૂલશો પ્યારા!
હૃદયને શાન્ત કરનારા, જીવત જ્યોતિ જગવનારા,

વિરહ દુઃખ દર્દ હરનારા, મ્હને ના ભૂલશો પ્યારા !
લીધી છે પ્રેમની દિક્ષા, દીધી છે સ્નેહની શિક્ષા,
તિતિક્ષા તિવ્ર કરનારા, મ્હને ના ભૂલશો પ્યારા !
—વસંત—

સંગીત્ સમાપ્ત કરી તારાએ રમણના સામે જોયું. રમણ ખડખડાટ હશી પડી બોલ્યોઃ—" તારા લક્ષ્મી ! સાચું બોલજો. આ ગજલ તમે શા ઉદ્દેશથી ગાઇ છે ? "

" તે તમારે જાણવાનું શું કામ છે ? મારા હૃદયમાં ઠીક લાગ્યું તે મ્હેં ગાયું. હું પ્રથમથીજ કહેતી હતી કે આ ગજલ ગાવાથી તમે કઈને કંઇકિ મજાક કરશો. જાઓ. હું હવે તમારી આગળ કદાપિ ગાવાની નથી . " તારાએ ગુસ્સે થઇ કહ્યું.

" તારા ! પ્રિ... આમ ગુસ્સે શા માટે થઈ જાઓ છો ? હું તો ગમ્મતને માટે કહું છું." રમણચંદ્રે કહ્યું.

" પણ તમે પ્રિ... શબ્દ કહીને કેમ અચકી ગયા ? "

" તે શબ્દને વાપરવાની હજી વાર છે. "

" એમ ! અરે વાહરે રમણચંદ્ર ! તમે પણ પૂરેપૂરા પ્રવિણ જણાઓછો. ભોળી બાળાઓને મીઠા વચનો બોલી લલચાવવાની વિદ્યાતો સારી શીખ્યા હો એમ જણાયછે. " આમ કહી તારાલક્ષ્મી તેની સામે જોઈ હસવા લાગી. રમણે નીચે જોયું. તે ઘણો શરમાળ હતો. તારા બોલકણી હતી. બન્નેમાં મૈત્ર નાટક ઘણીવાર ભજવાયું. એવામાં બહાર ગાડીનો ગડગડાટ સંભળાયો. તારા બારી બહાર દૃષ્ટિ કરી બોલી ઉઠીઃ—" રમણચંદ્ર ! મારા મોટા ભાઈ આવ્યા. "

રમણ સાવધ થઈ નીચે ઉતર્યો. માધવરાય ગાડીમાંથી નીચે ઉતરી

અંદર આવ્યા. દ્વાર પાસે રમણને ઉભેલો જોઈ માધવરાય બોલ્યા:-
" કોણ રમણચંદ્ર ? "

" હાજી. "

" ક્યારના આવ્યાછો ? "

" આપના ફરવા ગયા પછી અર્ધા કલાકે. "

" એમ ! ચાલો અંદર. " કહી માધવરાય તેનો હાથ પકડી વાતો કરતા—કરતા અંદર ગયા અને મહાલયના નીચેના એક સુશોભિત દિવાન-ખાનામાં આવી શેઠ કપડાં ઉતારી એક ઈઝીચેર પર પડયા. તેમની સામે રમણચંદ્ર ખુરશી ખેંચી બેઠો. તારા પણ નીચે આવી ત્યાં બેઠી. થોડી વાર પછી મોહનરાય પણ આવી પહોંચ્યો અને રમણચંદ્રની સાથે હાથ મીલાવી તેની જોડે ખુરશીમાં બેઠો. તારા પાન બનાવવા લાગી. ત્રણે જણા વ્યાપાર સંબંધી વાતો કરવા લાગ્યા.

## પ્રકરણ ૩ જું.

### " શાહુ ચોર. "

તારા એ પાન તૈયાર કરી તેમને આપ્યાં. માધવરાયે પાન મુખમાં મૂકતાં પૂછ્યું:-" કહો રમણચંદ્ર! હવ પરિક્ષા આપવા મુંબાઈ ક્યારે જવું છે ? "

" એકાદ માસ પછી જવાનો વિચાર છે. "

" વારૂ આ વખતનો અભ્યાસ કેમ છે ? "

" પ્રભુ કૃપાથી આ વરસે હું જરૂર ફતેહમંદ થઇશ. "

" મારો વિચાર મોહનને પણ તમારી સાથે મોકલવાનો છે; કારણકે તેને આટલી પરિક્ષા અપાવી મારે તેને કમરશીયલ લાઇનમાં જોડવો છે. "

" મારો પણ એવોજ વિચાર છે. હું નોકરીને ધિક્કારૂં છું. "

" તમારો વિચાર ઘણો સારો છે. રમણચંદ્ર ! આજકાલ તો નોકરી ઉત્તમ થઈ પડી છે. ઇંગ્રેજી ભણી ડીગ્રીઓ મેળવેલા પણ નોકરીઓને પસંદ કરે છે; પરંતુ તેઓ જાણતા નથી કે નોકરીએ બાંધેલું નશીબ છે. મહિને દહાડે પચાસ–સો કે પાંચસો જે પગાર કર્યો હોય તેજ મળે છે. તેમાં વળી કદાચ જો રજા લેવી હોય તો અનેક પ્રકારની ખુશામદ કરવી પડે છે. ભોગ જોગે જો કદાચ કોઈ સંબંધી મરણ પથારીએ હોય તો તેનું મુખ જોવાનું પણ મુસ્કેલ થઈ પડે છે. પગાર વધારવાને ઉપરી અમલદાર ને કાલાવાલા કરવા પડે છે. તેને ખુશરાખવાને અનેક પ્રકારનાં અસત્ય આચરણ આચરવાં પડે છે. તેમાં વળી ઓછું પાત્રને અદકું ભણ્યા અર્થાત્ જાત હલકી અને અમલદારની પદવી, પછી પૂછવુંજ શું ? એવા હલકીજાતના તુંડ મીજાજી અમલદારોનાં પણ વખતે માન સાચવવાં પડે છે. આ અમારી પડોશમાં રહેતા નાગરલાલ નામના નાગર ગ્રહસ્થનો પુત્ર નવીનચંદ્ર મામલતદારની ઓફિસમાં હતો. મહિને દહાડે તેને પચિસ રૂપિયા પગારના મળતા. છોકરે મેટ્રીક્યુલેશનની પરિક્ષા પસાર કરી મહામહેનતે નોકરી સંપાદન કરી હતી. છોકરો ઘણો શાણો અને સત્યવાદી હતો. જાત તોડીને કામ કરે તોપણ મામલતદાર સાહેબને પસંદ આવતુ નહિ. મામલતદાર સાહેબ પૈસાના ઘણાજ લોભી હતા. તે હલકી જાતના બ્રાહ્મણ હતા. મ્યુનિસિપાલીટીના ફાનસના અજવાળે અભ્યાસ કરી ભણ્યા હતા અને આખરે અનેક ખુસામતોથી મામલતદારની પાયરીએ ચઢવાને પામ્યા હતા. તેમણે તેમના

તાબાના તમામ નોકરોને ખાનગી સૂચન કર્યું હતું કે તમારે ખેડુતો પર ત્રાસ વર્તાવીને પણ પૈસો મેળવવો અને એ પૈસામાંથી મને અર્ધો અર્ધ ભાગ આપવો. તેના આવા જહાંગીરી હુકમથી પૈસાના લોભી નોકરો ગરીબ વર્ગપર જુલમ ગુજારવામાં પાછું વાળીને જોવા લાગ્યા નહિ. તેમના આ કામમાં ફક્ત નવીનચંદ્ર સામેલ થયો નહિ. તેણે મામલતદાર સાહેબને ચોખ્ખી ના પાડી દીધી. આથી સાહેબ બહાદુર તેનીપર ગુસ્સે થઇ ગયા અને તેની ઓફિસમાંથી એક દૂરના ગામડામાં બદલી કરી; કે તે નાનકડા ગામમાં જોઇતી વસ્તુ પણ મળી શકે નહિ. નવીનચંદ્રે અકળાઇને મહેરબાન કલેકટર સાહેબને અરજી કરી. દયાળુ સાહેબે અરજીની તમામ હકીકત વાંચી ખાનગી તપાસ કરી તે લુચ્ચા મામલતદારને બતરફ કર્યો અને તેની જગાએ એક પ્રમાણીક માણુસને નીમ્યો. તે ભલા ઇંગ્રેજ અમલદારની કૃપાથી આજે રૈયત અને નોકરો પૂર્ણ સૂખી છે. રમણચંદ્ર ! નોકરીમાં આવી–આવી અનેક મુશીબતો વેઠવી પડે છે. માટે શીક્ષિત જનોએ નોકરી કરતાં વ્યાપારમાં ખુબ લક્ષ આપવાની જરૂર છે. 'વ્યાપારે વસંતી લક્ષ્મી.' એ જુની કહેવત છે. બોલ રમણચંદ્ર ! મારૂં કહેવું ખરૂં છે કે ખોટું ? "

" આપનું બોલવું અક્ષરે અક્ષર ખરૂં છે. હું નોકરીને અંતઃકરણથી ધિક્કારૂં છું. પરિક્ષામાં પાસ થયા પછી હું આપના આશ્રયથી અવસ્ય કોઇ સારા બીઝનેશમાં પડી જઇશ. " રમણે કહ્યું.

" હું તમને અને મોહનને એવાતો ધંધામાં જોડી દઇશ કે જેથી તમારૂં ખીસ્સા ખર્ચ કાઢતાં તમને માસીક પાંચસો રૂપીયા મળે. " માધવરાયે ખુરશીમાંથી સ્હેજ ઉંચા થઇને કહ્યું.

" મોટાભાઇ ! મનેતો પેલા જવાળાપ્રસાદ શેઠ તેમના ઝવેરાતના

ધંધામાં પ્રવિણ કરવા ધારે છે. તે શેઠ મારીપર સારો પ્રેમ રાખે છે.'' વચમાં મોહનરાયે જણાવ્યું.

" હા, તેમની પાસે ઘણું દ્રવ્ય છે; પણ તે શું ધંધો કરે છે તે હું જાણતો નથી. ઝવેરાતનો ધંધો પણ ઠીક છે. હું તેમને..." માધવરાય આગળ બોલતા અટક્યા. ભૈયો અંદર આવતો જણાયો. શેઠ તેની સામે જોઈ રહ્યા. ભૈયાએ પાસે આવી ઝુકીને સલામ કરતાં કહ્યું:— " શેઠજી! બહાર જ્વાળાપરસાદ શેઠ આયે હય; વો આપકી મુલાકાત ચાહતે હય."

"બહુ સારૂં તેમને આવવા દે." કહી શેઠ ઉભા થયા. ભૈયો ચાલ્યો ગયો. જ્વાળાપ્રસાદે અંદર પ્રવેશ કર્યો. માધવરાય સામા જઇ તેની સાથે સેકહેન્ડ કરી અંદર લઇ આવ્યા. જ્વાળાપ્રસાદ ખુશ મિજાજે વાતો કરતો એક ખુરશી પર બેઠો. તેણે કોટ પાટલુન પહેરેલાં હતાં. આંખ્યોપર સોનેરી ફ્રેમના ચસ્માં લગાવી માથાપર પંજાબીના જેવો ફેંટો બાંધ્યો હતો. તે માધવરાયની સાથે વાતો કરતો હતો પણ તેની ચપળ ચક્ષુઓ ચારે તરફ ફરી કંઇક બારીક તપાસ ચલાવી રહી હતી. માધવરાયે તેની ખુશખબર પૂછી તારાને ચાહ લાવવાની આજ્ઞા કરી. તારાલક્ષ્મી ચાહ લેવા ચાલી ગઇ. માધવરાય અને જ્વાળાપ્રસાદ વચ્ચે વ્યાપાર સંબંધી આડી અવળી વાતો થવા લાગી. વાતમાં ને વાતમાં માધવરાય કહેવા લાગ્યા:—" આ મારા મોહનને પણ આટલી પરિક્ષા પસાર કરાવી બીઝનેશમાં જોડવો છે."

" હું તેમને મારા પોતાના ધંધામાં પ્રવિણ કરવા ધારૂંછું, કારણ કે મને તેમનીપર કુદરતી પ્રેમ ઉત્પન્ન થાય છે. તમારા નાના ભાઇને હું મારા પોતાનાજ માણસ પ્રમાણે સમજું છું." જ્વાળાપ્રસાદે જણાવ્યું.

" તેની પ્રત્યેના તમારા પ્રેમ માટે હું તમારો ઉપકારી છું. હમ-

ણાંજ મોહન તમારીજ વાત કરી પ્રસંસા કરતો હતો." માધવરાય બોલ્યા.

"વારૂ આ બીજા ગ્રહસ્થ કોણુ છે ?" જ્વાળાપ્રસાદે રમણુચંદ્ર સામે જોઈ પૂછ્યું.

રમણુચંદ્રે તેના સામે જોયું. તેને કુદરતી રીતેજ તેની પ્રત્યે અણુગમો પેદા થયો. માધવરાય કહેવા લાગ્યાઃ—"એમનું નામ રમણુચંદ્ર છે. તે આપણી જ્ઞાતિના છે. તેઓ આ શહેરમાં ભાડાના મકાનમાં રહે છે. હું તેમને મારા પોતાના ભાઈ પ્રમાણે ગણુંછું."

"ત્યારે તે ભાડાના મકાનમાં રહેવા કરતાં તમારી પાસે કેમ રહેતા નથી ?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

"તેમનું મગજ સ્વતંત્ર છે. મ્હેં તેમને અત્રે રહેવાને ધણુંએ કહ્યું પણુ તે માનતા નથી અને સમય આવે ભેગા રહીશું એમ કહ્યા કરે છે." માધવરાયે કહ્યું.

જ્વાળા—"તેમને બીજાં કોઈ સગાંવ્હાલાં છે કે ?"

માધવઃ—એક ઇશ્વિર સિવાય તેમનું આ દુનિયામાં બીજું કોઈ સગું નથી ?"

જ્વાળાઃ—"ત્યારે તેમનું મૂળ વતન તો આ નહિ હોય ?"

માધવઃ—ના.

જ્વાળાઃ—તમારો અને તેમનો સમાગમ ક્યાંથી થયો ?"

માધવઃ—હું સાતેક વર્ષપર અમદાવાદ ગયો હતો. તે વખતે આ રમણુચંદ્ર અનાથાશ્રમમાં રહી વિદ્યાભ્યાસ કરતા હતા. હું જ્યારે અનાથાશ્રમ જોવા ગયો ત્યારે મારી સાથે તેમનો મેળાપ થયો. તમણે હિંમતથી મારી પાસે આવી તેમનું દુઃખ જણાવી મારો આશ્રય માગ્યો.

મને તેની ઘણી દયા આવી. મ્હેં તેજ વખતે આશ્રમના મેનેજરને પાસે બોલાવી રમણચંદ્ર શી ન્યાતનો છે, તેનાં માબાપ કોણ છે વગેરે પૂછ્યું.

જવાબમાં તે મેનેજરે જણાવ્યું કે આ બાળક આપની જ્ઞાતનો છે. ગયા ભયંકર દુકાળમાં આ છોકરાને લઈ એક સ્ત્રી આ આશ્રમમાં આવી હતી. તે વખતે આ છોકરાની ઉમ્મર ઘણી નાની હતી. તે સ્ત્રી રૂપવાન હતી. તેના શબ્દો શુદ્ધ હતા. મ્હેં તેને કોઈ સારા ઘરની સ્ત્રી સમજી આશ્રમમાં આશ્રય આપ્યો. પણ તેજ સાંજે તેને પુષ્કળ તાવ ચઢી આવ્યો. તે પંદર દિવસ સુધી માંદી રહી. અંતે રોગ અને દુઃખથી તે દિવાની બની ગઈ. તે ગાંડપણમાં વારંવાર આ છોકરાને ચુમીઓ લઈ છાતી સાથે દબાવતી. તેના આ વર્તનથી મને ભય પેદા થયો કે રખેને એ સ્ત્રી બાળકના જીવને હાની કર્તા થઈ પડે. આથી મ્હેં તેની પાસેથી છોકરાને લઈ લીધો. તે સ્ત્રી રડવા તથા માથું કુટવા લાગી. ધીમે ધીમે તેનું તોફાન વધવા લાગ્યું. મ્હેં તેને એક ઓરડીમાં પૂરી; પણ બીજે દિવસે તે ઓરડીમાંથી ગૂમ થઈ ગએલી જણાઈ. તે ક્યાં ગઈ તેની ખબર પડી નહિ. મ્હેં તે બાઈની દયા ખાઈ છોકરાને સંભાળ પૂર્વક ઉછેરવા માંડયો. છોકરો ઘણો ચાલાક છે. દર વરસે તે પહેલા નંબરે પાસ થાય છે.

મેનેજરનું બોલવું સાંભળી મને ઘણી દયા આવી. મ્હેં તે છોકરાની માગણી કરી. મેનેજરે ખુશીથી તે છોકરાનો હાથ મારા હાથમાં સોંપ્યો. મ્હેં તેના બદલામાં એક હજાર રૂપિયા આશ્રમમાં આપ્યા. છોકરાને આશ્રમમાંથી જતો જોઈ મેનેજરની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તે પછી અમે ત્યાંથી ચાલવા માંડયું પણ એટલામાં આશ્રમનો મેનેજર અમારી પાસે દોડી આવ્યો અને અમને ઉભા રાખી કહેવા લાગ્યોઃ—" શેઠ ! લ્યો આ રૂપાનું તાવીજ. આ તાવીજ તેની

માએ આ છોકરાના હાથે બાંધ્યું હતું." કહી તેણે એક રૂપાનું તાવીજ મારા હાથમાં મૂક્યું. મ્હેં એ તાવીજને તેના હાથે બાંધી ત્યાંથી ચાલવા માંડ્યું. તે પછી હું એક અઠવાડીયું અમદાવાદમાં રહી અહિં આવ્યો. મારા પિતા તે વખતે જીવતા હતા. મારી સાથેના છોકરાને જોઈ તે ખુશી થયા.તેમણે તેનું નામ રમણચંદ્ર પાડી નિશાળે મૂક્યો. રમણ ઝપાટા બંધ અભ્યાસ કરી આગળ વધવા લાગ્યો. મારા પિતાની હયાતીમાંજ તેણે મેટ્રીકની પરિક્ષા પહેલે નંબરે પસાર કરી. એવામાં મારા પિતા ગુજરી ગયા. સઘળો ભાર મારા માથાપર આવી પડયો. એ અરસામાં મારો નાનો ભાઈ મોહન અને રમણ કંઈકિ બાબતમાં મતભેદ પડવાથી લઢી પડયા. તેમાં વાંક મોહનનો હતો. રમણે જુદા રહેવાની ઈચ્છા જણાવી. મ્હેં તેની ઈચ્છામાં અંતરાય નહિ નાખતાં એક નાનકડું મકાન ભાડે લઇ આપ્યું. રમણ ત્યાં રહી સારી રીતે અભ્યાસ કરવા લાગ્યો. તે હમ્મેશાં બે વખત અહિં આવીને ખાઇ જતો અને નવરાશના વખતમાં મોહન અને તારાને ભણાવતો. આથી મોહન–તારા તેને ચાહવા લાગ્યાં. અત્યારે તો તેઓ એક બીજાને ઘણાજ વ્હાલથી ચાહે છે. આ રમણચંદ્રે થોડાક વખતપરજ પ્રિવિયશની પરિક્ષા પસાર કરી છે અને આ માસ પછી બી. એ. ની પરિક્ષા આપવા ઓમ્બે જનાર છે. મોહનરાય પણ તેની સાથે પરિક્ષા આપવા જનાર છે." વાત પૂરી કરી માધવરાયે જ્વાળાપ્રસાદ સામે જોયું.

જ્વાળાપ્રસાદ આશ્ચર્ય પામી રમણની સામે જોઈ રહ્યો. રમણ નીચે દૃષ્ટિ રાખી સર્વ સાંભળ્યા કરતો હતો. જ્વાળાપ્રસાદે તેના ખભે હાથ મૂકી કહ્યું:–રમણચંદ્ર! પરિક્ષા આપ્યા પછી શું ધંધો કરવાનો વિચાર છે?"

"મારા વિચાર સ્વતંત્ર છે. હું નોકરી કરી મગજને વેચવા

નથી ઇચ્છતો. હું આ મોટાભાઇની સાથે રહી તેમના બીઝનેશનું જ્ઞાન મેળવનાર છું. " રમણે ભભકાથી જવાબ આપ્યો. તેના શબ્દો સાંભળી જ્વાળાપ્રસાદ છક થઈ ગયો. એવામાં તારાલક્ષ્મી એક ટાટમાં ચાહના પ્યાલા લઈ ત્યાં આવી. મોહને ઉભા થઈ ચાહના કપ ટેબલપર ગોઠવી દીધા. સઘળા ચાહ પીવા લાગ્યા. નોકર પાન બનાવી ચાલતો થયો. માધવરાયે જ્વાળાપ્રસાદની નજીકમાં આવેલું ટેબલનું ખાનું ઉઘાડી અંદરથી સીઝર સીગારેટની બોક્ષ કાઢી જ્વાળાપ્રસાદના હાથમાં મૂકી. એ ખાનામાં એક નોટોનું બંડલ પડેલું હતું. જ્વાળાપ્રસાદની નજર તરત એ બંડલપર પડી. તેણે અંદરનું બંડલ હરકોઇ ઉપાયે ઉપાડવાનો મન સાથે નિશ્ચય કર્યો. માધવરાયે પુનઃ ખાનુ બંધ કર્યું; પણ તેને ચાવી લગાવી નહિ. જ્વાળાપ્રસાદ બોક્ષ ઉઘાડી સીગાર પીવા લાગ્યો. એવામાં સહસા તેની નજર તારાના ગળામાં લટકતા સુવર્ણ હાર તરફ ગઈ. તે સુવર્ણનો હાર ઘણો કીંમતી હતો. ઘાટ પણ મનહર હતો. જ્વાળાપ્રસાદે બારિક નજરે એ હાર તરફ જોયા કર્યું. આ ચીનનો શાહુકાર જો કે સહુની સાથે વાતો કરતો હતો પરંતુ તેનું ધ્યાન નોટોના બંડલમાં અને હારમાં લાગી રહ્યું હતું. તેણે તરત એક યુક્તિ ઘડી કાઢી. ખીસ્સામાંથી ડાયરી બુક કાઢી ખુરશી ખસેડી અને નોટોના બંડલ વાળા ખાનાની લગોલગ બેસી નીચું જોઈ કંઇક લખવા લાગ્યો. આ શાહુ ચોર લખતી વખતે પણ તેની ઝીણી નજર ચારે તરફ ફેરવી લાગ તપાસતો હતો.

એવામાં પ્રાણશંકર મહારાજે રસોઇ તૈયાર થયાના સમાચાર આપ્યા. માધવરાયે જ્વાળાપ્રસાદને ભોજન કરવાનો આગ્રહ કર્યો; પરંતુ તેણે સવિનય ના પાડતાં જણાવ્યું કેઃ—" આપ સુખેથી ભોજન

કરી આવો, ત્યાં સુધી હું અત્રે બેઠો છું. મારે આજે તમારી સાથે કેટલીક અગત્યની વાતો કરવી છે."

તેના બોલવાથી ભોળા શેઠ ભોળવાઈ રમણ–મોહન અને તારાને લઈ ભોજન કરવા ચાલ્યા ગયા. કપટીના કારસ્થાનની કોઇને ખબર પડી નહિ. પરંતુ રમણચંદ્રને કુદરતી રીતેજ તેના પ્રત્યે અણગમો ઉત્પન્ન થયો. તે મન સાથે તેના બેશી રહેવાનું કારણ શોધવા લાગ્યો. અંતે તેણે રામા નામના ઘાટીને તેની ઉપર ખાનગી દેખરેખ રાખવાનું સૂચવી ત્યાં બેસાડયો. ઘાટીના ત્યાં બેસવાથી જવાળાપ્રસાદ પણ સમજી ગયો કે આ કામ રમણચંદ્રનું જ છે. તે છોકરો તેના મુખ ઉપરથીજ ચાલાક જણાય છે. ઠીક છે તેનો પણ ખુલાસો હું ટુંકમાંજ કરી નાખીશ. બચ્ચા રમણ! તું આ જવાળાપ્રસાદને ભોળો સમજીશ નહિ. તારા જેવા અનેક ચાલાક માણસો કયારનાએ સ્વર્ગપૂરી તરફ પ્રયાણ કરી ગયા છે. બસ હવે તારો પણ વારો આવ્યો સમજજે. આવી રીતે મન સાથે બોલતા જવાળાપ્રસાદે લખતાં–લખતાં ઘાટીની સામે જોયું. આ વખતે ઘાટીની નજર બીજી બાજુએ હતી. એ તકનો લાભ લઈ આ ચીનના શાહુકારે ધીમે રહી ટેબલનું ખાનું ઉઘાડયું અને વિજળીની ઝડપે અંદરથી નોટોનું બંડલ ઉપાડી લઇ ખીસ્સામાં મૂકી દીધું. તેના મનમાં અપાર આનંદ થયો. તેણે પુનઃ ધીમે રહી ખાનું બંધ કર્યું. તે પછી લખવાનું પણ પૂર્ણ કરી ડાયરી ખીસ્સામાં મૂકી એ શઠ એક મોટો ચીરૂટ સળગાવી લાંબા પગ કરી ઇઝીચેર પર પડયો અને ભવિષ્યમાં કરવા ધારેલી ભયાનક ઉથલ પાથલના વિચારો ગોઠવવા લાગ્યો. થોડીવારે માધવરાય શેઠ જમીને ત્યાં આવ્યા. રમણ મોહન પણ ત્યાં આવીને બેઠા. તારાએ પાન બનાવી લાવી સૌને આપ્યાં. બાદ અનેક પ્રકારની બીજી વાતો કરી જવાળાપ્રસાદે શેઠનું મોટું મકાન

જોવાની ઇચ્છા જણાવી. માધવરાય તરત ઉભા થયા અને તેને લઈ મકાનના બીજા ભાગ તરફ ચાલ્યા. તેની આવી નવીન ઇચ્છા સાંભળી રમણના વ્હેમમાં વૃદ્ધી થઈ. તે મોહન—તારાને આવું છું કહી ત્યાંથી ચાલતો થયો અને શેઠ તથા જ્વાળાપ્રસાદની પાછળ તેઓ જાણે નહિ એવી રીતે ફરવા લાગ્યો. માધવરાયે એ ઉજળા ઠગને પોતાના દરેક ખંડમાં ફેરવ્યો. જ્વાળાપ્રસાદ બારીક નજરે સઘળું જોઈ લેતો અને એક કાગળના કટકાપર છૂપા શબ્દોમાં નોંધ કરતો. એવી રીતે તેને સઘળે સ્થળે ફેરવી માધવરાય શેઠ પોતાના શયનાલયમાં લઇને આવ્યા. શયનાલયમાં આવી તે લુચ્ચાએ ચારે તરફ જોઇ કંઇક નિરીક્ષણ કરી લીધું. શેઠની જોડેના રૂમમાં તારાનું શયનભુવન હતું. તેમાં જ્વાળાપ્રસાદ અને માધવરાય આવ્યા. ત્યાં અનેક પ્રકારનું ફરની ચર ગોઠવેલું હતું. અનેક પ્રકારનાં વાજીંત્રો પડેલાં હતાં. એ રૂમ આનંદ જનક હતો. ત્યાં એક ત્રીજોરીના આકારનું ચપટા માથાંનું ભેદી પુતળું ઉભું કરેલું હતું. “ અરે આશું ! ” કહી જ્વાળાપ્રસાદ તેની નજીક જઈ જોવા લાગ્યો. તે પુતળામાં નવીન પ્રકારનાં નાનાં નાનાં ખાનાં આવેલાં હતાં. જ્વાળાપ્રસાદે તે ખાનાં ઉઘાડવાનો પ્રયત્ન કર્યો પણ ચાવી દીધેલાં ખાનાં ઉઘડી શક્યાં નહિ. આથી તેણે માધવરાયને કહ્યું:–“ આ પૂતળાની કારીગરી જોઈ હું ઘણોજ આશ્ચર્ય પામું છું. હુન્નર બાજ ઈંગ્રેજોને તેમના હુન્નર માટે ખરેખર ધન્યવાદ ઘટે છે. ગમે એવો ચોર હોય પણ તે જાણીશકે નહિ કે આ પુતળું ત્રીજોરીની ગરજ સારે છે. હું ધારૂં છું કે આ પુતળાનો ઉપયોગ તો ફકત તારા બ્હેનજ કરતાં હશે ? ”

“ હા, એની અંદર તારા તેનાં આભુષણ મૂકે છે. આ પુતળાની આગળ પાછળ મળી સાત નાનાં ખાનાં આવેલાં છે. એમાંના છ ખાનાં

કુંચીથી ઉઘડે છે પણ જે સાતમું ખાનું છે. તે વગર કુંચીએ ઉઘડે છે. તેને શી રીતે ઉઘાડવું તે ફકત તારા લક્ષ્મીજ જાણે છે.” માધવરાયે કહ્યું.

“ અરે આતો ઘણુંજ નવાઇ જેવું ? શેઠ ! તારા બ્હેનને અહિં બોલાવો. મારે આ નવીન પ્રકાર અવલોકવો છે.” જ્વાળાપ્રસાદે કહ્યું.

તરત માધવરાયે હાંક મારી નોકરને બોલાવ્યો અને તેને તારા લક્ષ્મીને બોલાવી લાવવાની આજ્ઞા કરી. નોકર તારાને બોલાવવા ચાલ્યો ગયો. ભૂતની માફક પાછળ ભમતો રમણ પણ ધ્યાન પૂર્વક સર્વ પ્રકાર અવલોકી રહ્યો હતો. તેને માધવરાયની ભોળાઇને માટે ઘણું લાગી આવ્યું, પરંતુ આ ઉજળા ઠગની પૂરેપૂરી માહિતી મેળવ્યા વિના શેઠને કંઈ પણ કહેવાને તેનું મન કબુલ કરતું નહોતું. થોડીવારમાં નોકર તારાને ત્યાં બોલાવી આવ્યો. તેને જોઇ એ મીઠા પ્રશંસીઆએ હસ્તે મુખે પૂછ્યું:-“ બ્હેન ! આ સાતમા ખાનામાં શું મૂકો છો ?”

“ આ ગળામાં પહેરેલો હાર અને બીજાં આભુષણો રાત્રે હું તેમાંજ મૂકીને સૂઈ જાઉં “છું” તારાએ કહ્યું.

“ એમ ! હાં...વારૂ આ ખાનું ઉઘાડો જોઇએ.” જ્વાળાપ્રસાદે કહ્યું.

તરત તારા તે પુતળાની નજીક ગઇ અને પુતળાના સમચોરસ માથાપર હાથ મૂકયો. તેની સાથેજ તે પુતળાના માથાના બે ભાગ થઈ ગયા. તેમાં એક સોય જેવડી પાતળી ખીલી જડેલી હતી. તે ખીલીને તારાએ જોર કરી ફેરવવા માંડી. તત્કાળ એક નાની ઘંટડી વાગવાનો અવાજ શરૂ થયો. જ્વાળાપ્રસાદને જાણે અત્યંત આનંદ થયો હોય એમ જણાવા લાગ્યું. તે ઝીણી નજરે તારાનું કામ જોવા

લાગ્યો. બરાબર ૫ કલાક થતાં ઘંટડી વાગતી બંધ થઇ. ભેદી ખાનું એની મેળે ઉઘડી ગયું. જ્વાળાપ્રસાદ આશ્ચર્ય પામ્યો. પુનઃ તારાએ એ પુતળાને હતું એમ બંધ કરી દીધું. તે પછી તેને બીજા કેટલાક ભાગ દેખાડી શેઠ નીચે આવ્યા. રમણચંદ્ર પણ સૌથી પહેલો આવી પોતાની જગાએ બેઠો. એવામાં જ્વાળાપ્રસાદે જવાની રજા માગી. માધવરાયે તેની સાથે સેકહેન્ડ કરી. રમણચંદ્ર તેની સામે જોઇ રહ્યો. તે શાહુ ચોરને રમણના જોઈ રહેવાથી ભય પેદા થયો. પરંતુ તે ભય નહિ જણાવતાં રમણ સામે જોઇ બોલ્યોઃ—મી. રમણચંદ્રનાં ! તમારી બાહોશી વખાણ્યુ સાંભળી હું ઘણો ખુશી થયો છું. તમે કોઇ વખતે મોહનરાય સાથે મારા મકાને પધારી કૃતાર્થ કરશો એવી આશા રાખું છું ?"

" ઠીક છે. સમય આવે હું અવશ્ય આપના મકાને આવી આપ મહાશયના દર્શનનો લાભ મેળવીશ." રમણે જવાબ આપ્યો.

" ત્યારે હવે સાહેબજી ? "

" હા, સાહેબજી. " પ્રત્યુત્તર મળયો. જ્વાળાપ્રસાદ મહાલયમાંથી બહાર નીકળી તેના મકાન તરફ જવા લાગ્યો. તે પછી રમણચંદ્ર પણ સૌની રજા લઈ પોતે ભાડે રાખેલા મકાન તરફ જવા રવાને થયો. માધવરાય—મોહન અને તારા બપોરા ગાળવા વિશ્રામ સ્થાનમાં ચાલ્યા ગયાં.



# પ્રકરણ ૪ થું.



## " ચાળીસ હજારની ચોરી. "

રમણચંદ્ર માધવરાયના મહાલયેથી નીકળી તેણે ભાડે રાખેલા મકાને આવ્યો અને કપડાં ઉતારી શયનાલયમાં જઇને સૂતો. વરતનો જમેલો હોવાથી તેને થોડીવારમાં ઉંઘ આવી ગઇ. તેને સૂઇ રહે લગભગ એકાદ કલાક થયો હશે એટલામાંતો બહારથી કોઇએ પ્હાડી અવાજે બૂમ મારી કે " રમણચંદ્ર શેઠ ! ઓ રમણચંદ્ર શેઠ ! "

અવાજથી રમણચંદ્ર એકાએક જાગી ઉઠયો અને આંખ્યો ચોળતો–ચોળતો બારીએ જઇ ઉભો; તો તેની નજરે માધવરાયનો ભૈયો રાધાકિશન બૂમો પાડતો જણાયો. તેણે ભૈયાને જોઇ પૂછ્યું:—" કયોં રાધા કિશન ! કયા હય ?"

" શેઠ આપકુ અભી બુલાતે હય ?" ભૈયાએ કહ્યું.

" અભી તો મય વ્હાંસે ચલે આયા હું; ઇતનેમે શેઠકું મેરી કયા જારૂરત પડી ? " રમણચંદ્રે પૂછ્યું.

" અપને બંગલે મેંસી નોટો કા બંડલ ગૂમ હુવા હય." ભૈયાએ કહ્યું.?

" કયા ! નોટોકા બંડલ ગૂમ હુવા ? કયા તુંમ સચ કહેતા હય ?" રમણચંદ્રે આશ્ચર્ય પામી પૂછ્યું.

" હાં; બડા કૌતક હુવા હય ! તુમ જલ્દી ચલો. શેઠજી આપકી રાહ દેખ રહા હય. "

" તુમ ખડે રહો, મય કપડે પહનકે તુમારી સાથહિ ચલતા હું. " કહી રમણે અંદર આવી મુખ ધોઈ નાખ્યું. તેણે માથુ ઓળી કપડાં પહેરવા માંડયાં. આ વખતે તેના મનમાં અનેક તર્ક–વિતર્ક થયા કરતા

હતા. ચાર કલાકમાં નોટોનું બંડલ એકાએક ચોરાઇ જવાથી તે મહાન્ વિચારમાં પડયો.

તેને જવાળાપ્રસાદ પર વ્હેમ આવ્યો, કારણકે તે નોટોના બંડલ વાળા ખાના આગળજ બેઠેલો હતો, વળી માધવરાયે તે ખાનું ઉઘાડી તેને સીગારની પેટી કાઢી આપી હતી. તે વખતે તેણે કરેલી બારીક નજર રમણના જોવામાં આવી હતી. તેને ચોર તરીકે પણ કેમ જાહેર કરાય ? કારણ કે તે આજ કાલ આખા નગર વિષે પ્રતિષ્ઠિત પુરૂષમાં ગણાય છે. શું ત્યારે એ ખરેખર સફેત ઠગ હશે ? " રમણના મનમાં અંતે આ પ્રશ્ન ઉદભવ્યો.

" શું ખબર પડે ? મને તો નક્કી એ લુચ્ચોજ લાગે છે અને શ્રીમંતાઇના ભભકામાં રહી લોકોને ધાપો મારવાનો ધંધો કરે છે. ચાલો જે હશે તે સમજાશે. " કહી રમણચંદ્ર બહાર નીકળી ભૈયાની સાથે ચાલ્યો અને રાજમાર્ગ પર આવી એક સીગરામ ભાડે કરી અંદર બેઠો. ભૈયો ગાડીવાળાની જોડે ચઢી બેઠો. રમણે ગાડીને ઝડપથી ચલાવવાને જણાવ્યું. ગાડીવાળાએ ઘોડાને બે ચાર ચાબુકો લગાવી શેઠની હવેલી તરફ જલ્દીથી દોડાવી મૂકી. ગાડી થોડી-વારમાં શેઠની હવેલી આગળ આવીને ઉભી રહી. રમણ ગાડીમાંથી ઉતરી ભૈયાના હાથમાં પૈસા મૂકી અંદર ચાલ્યો ગયો. બંગલાની અંદર બંડલની શોધ ખોળ ચાલી રહી હતી. એવામાંજ રમણચંદ્રે ત્યાં આવીને પૂછ્યુંઃ—" કેમ શું છે ? "

" રમણ ! આપણા ટેબલના ખાનામાંથી એકાએક નોટોનું બંડલ ગૂમ થયું છે. મ્હેં આજ સવારના પ્હોરમાં તો તેને આ ટેબલના ખાનામાં મૂક્યું હતું. " શેઠે જણાવ્યું.

" હા, તમે જે વખતે જ્વાળાપ્રસાદ શેઠને સીગારેટની બોક્ષ કાઢીને આપી હતી ત્યારે મારી નજર તેની પર પડી હતી. આટલા ટુંકા વખતમાં તે બંડલ એકાએક ગૂમ થઇ ગયું તે ઘણુંજ આશ્ચર્ય પામવા જેવું છે !" કહી રમણ વિચારમાં પડયો. પુનઃ શેઠે પૂછ્યું:-" રમણ ! હવે શું કરવું ? આપણે આ બાબતની પોલીસને ખબર આપીશું ?"

" હા, આપવીજ જોઇએ. આ કામમાં બરાબર તપાસ કરવી એ પોલીસની ખાસ ફરજ છે. પણ વારૂ તે બંડલમાં કેટલા રૂપિયાની નોટો હતી ?" રમણે પૂછ્યું.

" ચાળીસ હજારની. "

" શું ચાળીસ હજારની ચોરી ! ?" રમણ સ્તબ્ધ બની બોલી ઉઠયો; અને અંતે તેનું મન કંઇક નિર્ણય કરી બોલી ઉઠયું:-" કે નક્કી એજ." પછી તેણે શેઠ સામે જોઇ પૂછ્યું:-મોટાભાઇ ! આપને કોની ઉપર વ્હેમ આવે છે વારૂ ?"

" મને કોની પર વ્હેમ આવે ? તે વખતે તો આ ઠેકાણે આપણે બધાં ઘરનાંજ બેઠેલાં હતાં. રમણ ! આ કામમાં કોઇ નોકરનું તો કારસ્થાન નહિ હોય ?" માધવરાયે પૂછ્યું.

" નારે ના. ગરીબ નોકરની આટલી મોટી ચોરી કરવાની હિંમત ચાલેજ નહિ. ચોરી કરનાર તો કોઇક મોટો કારસ્થાની હોય એમ સમજાય છે." રમણે મર્મમાં જણાવી પાસે ઉભેલા મોહનરાય સામે જોઇ પૂછ્યું:-" મોહનભાઇ ! તમને કોઇની પર વ્હેમ આવે છે કે ?"

" ના." મોહને ટુંકો ઉત્તર આપ્યો.

" વારૂ તારાલક્ષ્મી તમને ?" રમણે પૂછ્યું.

" હું કહીશ અને કયાંક મોટાભાઇ લડશે તો ?" તારાએ પૂછ્યું.

" ના બ્હેન! તારે જે કંઈ કહેવું હોય તે ખુશીથી કહે." માધવરાયે કહ્યું.

" મને તો પેલા જ્વાળાપ્રસાદ શેઠ પર વ્હેમ આવે છે." તારાએ જણાવી દીધું.

" શું જ્વાળાપ્રસાદ પર!" માધવરાય બોલી ઉઠયા.

" હા, મારો પણ તેની પરજ વ્હેમ છે. નકી એ ઉજળો ઠગ નોટોનું બંડલ ઉઠાવી ગયો છે." રમણે ચોખ્ખે ચોખ્ખું જણાવી દીધું.

" રમણભાઇ! તમારો તેની પ્રત્યેનો વ્હેમ નકામો છે. મોટો લક્ષાપતિ આવું હલકું કામ કદી કરેજ નહિ. શું તેને કોઇ વાતની ખોટ છે કે તે આવું હિચકારૂં કર્મ કરવાને પગલું ભરે?" મોહન વચ્ચે બોલી ઉઠયો.

" મોહનભાઇ! તમને હજી એવા કપટીઓનાં કારસ્થાનની બરાબર ખબર નથી.આ સાંપ્રત સમયમાં અનેક શાહુ ચોરો નિવાસ કરે છે; અને તેઓ ભપકામાંજ લોકોને અંજાવી ધાપો મારી ગુજરાન ચલાવે છે. તમે એ ઉજળા ઠગોને જોશો તો કદાપિ તમારા મનમાં એમ પણ નહિ થાય કે આ ઠગ છે. એ તો જ્યારે તમને તેનો બરાબર પરિચય થાય ત્યારેજ તેઓની ખાત્રી થાય. મ્હેં એવા અનેક ઉજળા ઠગોના કારસ્થાન ઇંગ્રેજી નોવેલોમાંથી વાંચ્યા છે; હુંકાણુમાં સારા અને પોઝીશનવાળા માણુસો જેવાં ભયંકર કર્મો કરે છે તેવાં અન્ય કોઈ કરતુંજ નથી" રમણચંદ્રે જણાવ્યું.

" રમણભાઇ! તમારૂં કહેવું જો કે ખરૂં હશે; તેમજ એવા કેટલાક શ્રીમંતો પણ હશે કે જેઓ ગરીબોની ગરદનપર છૂરીઓ ફેરવી મોજમાણતા હશે; પરંતું જ્વાળાપ્રસાદ શેઠ સંબંધી તમારૂં બોલવું અન્યાય

યુક્ત છે. તે કદાપિ કાળે આવું દુષ્ટ કાર્ય કરેજ નહિ. તેમના હૃદયને હું સારી રીતે ઓળખું છું. હું ઘણા સમયથી તેમના સહવાસમાં છું અને તેથીજ ખાત્રી પૂર્વક કહી શકું છું કે તેમના જેવો માણસ અન્ય કોઇ છેજ નહિ." મોહનરાયે કહ્યું.

"જેનું હૃદય પ્રમાણીક છે તે બીજાને પણ પવિત્ર સમજે છે. વારૂ હવે આ સંબંધી આપણે શું કરવું તેનો કંઈ ખુલાસો થાય તો સારૂં?" રમણચંદ્રે વાત બદલી કહ્યું.

સર્વે વિચારમાં પડયાં; એ અરસ્સામાંજ એક વિકટોરીયા ગાડી શેઠના કમ્પાઉન્ડમાં આવીને ઉભી રહી. તેમાંથી જવાળાપ્રસાદ શેઠ નીચે ઉતર્યો. તેને ચોરીની ખબર પડવાથી તત્કાળ ગાડી જોડાવીને ત્યાં આવ્યો હતો. ઝડપથી પગ ઉપાડતો જવાળાપ્રસાદ સર્વની સમક્ષ આવીને ઉભો રહ્યો. તેને જોઈ માધવરાયે તમામ હકીકત કહી સંભળાવી. તે આશ્ચર્ય પામવાનો ડોળ કરી સઘળાના મુખ સામે જોવા લાગ્યો. તે પછી તે કારસ્થાની માધવરાયનો હાથ પકડી દૂર લઈ જઇ પૂછવા લાગ્યો:- શેઠ! ઘણી અજાયબ જેવી વાત છે કે એકદમ નોટોનું બંડલ ગૂમ થઇ જાય છે! વારૂ તમને કોઇની પર શક આવે છે કે?"

"હું કોની પર શક લાવું? અહિં તો સઘળાં ઘરનાંજ માણસો છે." માધવરાયે ગમગીન ચ્હેરે કહ્યું.

"ત્યારે કોઇ નોકરે તો આવું કામ નહિ કર્યું હોય?" જવાળા-પ્રસાદે પૂછ્યું.

"મારા સઘળા નોકરો નિમકહલાલ છે. હું તેઓને માગ્યા ઉપરાંત પગાર આપું છું. તેમ તેઓ આટલી મોટી ચોરી કરવાની હિમ્મત કરી શકે નહિ. આ ચોરી કોઇ જાણીતા માણસેજ કરી છે." માધવરાયે કહ્યું.

" તે જાણીતો માણુસ કોણુ છે ?" જવાળાપ્રસાદે પૂછ્યું.

" તે પણુ કેવી રીતે કહી શકાય ?" માધવરાયે કહ્યું.

" વારૂ એ બંડલ તમે ક્યાં મૂક્યું હતું ?" પુનઃ જવાળાપ્રસાદે પૂછ્યું.

" તમે સવારમાં જે ટેબલ આગળ બેઠા હતા અને તે ટેબલના જે ખાનામાંથી મ્હેં તમને સીગારેટની પેટી કાઢી આપી હતી તેજ ખાનામાં નોટોનું બંડલ પડેલું હતું." શેઠે જણાવ્યું.

" સીગારેટની પેટી કાઢી ખાનાને બરાબર બંધ કર્યું હતું કે નહિ ?"

" તેની મને બરાબર ખબર નથી."

" તે બંડલ કેટલા રૂપીઆનું હતું ?"

" ચાળીસ હજારનું."

" ઓ માય લોર્ડ !" કહી જ્વાળાપ્રસાદ મહાન્ વિચારમાં પડી ગયો. તેના મુખપર અવનવા ફેરફારો થવા લાગ્યા. તેણે થોડીકવાર શાન્ત રહી શેઠ સામે જોઇ ધીમેથી કહ્યું:-" શેઠ ! આમ પાસે આવો અને મારી એક વાત સાંભળો."

માધવરાય તેની છેક નજીક જઈ ઉભા. જ્વાળાપ્રસાદ ધીમેથી બોલ્યો:-" મને એક માણુસ પર વ્હેમ આવે છે."

" જણાવો કે તે કોણુ માણુસ છે !?" માધવરાયે આશ્ચર્યતાથી પૂછ્યું.

" તમે તેનું નામ સાંભળી ગુસ્સે તો નહિ થઈ જાઓને ?"

" તમારા જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થપર ગુસ્સો કરવો ગેર વ્યાજબી છે."

" શેઠ ! મને તો તમારા રમણુચંદ્ર પર વ્હેમ આવે છે."

" શું મારા રમણુ પર ?" માધવરાયે સ્તબ્ધ બની પૂછ્યું.

" હા, તે છોકરો ઘણો શોખીન જણાય છે અને મોજ શોખમાં

દેવું થઈ જવાથી કદાચ તેણે આવું પગલું ભર્યું હોય એમ મારા સમજવામાં આવે છે." જ્વાળાપ્રસાદે જણાવ્યું.

"શેઠ! તમારી મોટી ભૂલ થાય છે. મારા રમણુ જેવો માણસ કોઈ નથી; વળી તેને મોજ–શોખ પણ પસંદ નથી. તે જોઈ વિચારીનેજ ખર્ચ કરે છે. તેનું તમામ ખર્ચ તેના માગ્યા મુજબ હુંજ આપું છું. હું તેને વધારે રૂપિયા લેવાનું કહું છું પણ તે તરત ના પાડે છે. જ્વાળાપ્રસાદ શેઠ! તેની પ્રત્યેનો આપનો વ્હેમ નકામો છે." માધવરાયે સ્હેજ ઉઘડતા અવાજે કહ્યું.

પુનઃ જ્વાળાપ્રસાદ કંઇંક વિચાર કરીને બોલ્યોઃ–"શું રમણચંદ્ર એવું કામ કરે નહિ?"

"ના, આ આકાશ અવનિ એક થાય; અરે દુનિયાંનાં તમામ દુઃખો તેની પર ટૂટી પડે પરંતુ મારો રમણચંદ્ર કદાપિ એવું નીચ કર્મ કરેજ નહિ. તેને તેના પ્રાણુ કરતાં પ્રતિષ્ઠા ઘણીજ વ્હાલી છે. હું તેને મારા સગાભાઇ જેવોજ સમજું છું." માધવરાયે અકળાઇને કહ્યું.

આથી જ્વાળાપ્રસાદ મૌન રહ્યો. તેનો યત્ન નકામો ગયો. પુનઃ તે શેઠને લઇ પ્રથમની જગાએ આવ્યો અને ટેબલનું ખાનું તપાસવા લાગ્યો. તેણે આસપાસ ઘણે સ્થળે શોધ–ખોળ કરી પણ પત્તો મળયો નહિ. તે વારંવાર રમણચંદ્રના સામે જોતો હતો. રમણુ પણ તેની હિલચાલ બારીકાઇથી તપાસતો હતો. તેની હિલચાલ પરથી રમણને તો ચોક્કસ ખાત્રી થઇ હતી કે "નોટોનો ચોરનાર એ શાહુચોરજ છે અને તેનો સઘળો પ્રયત્ન ઢોંગ છે."

જ્વાળાપ્રસાદે લગભગ કલાક સુધી આ ખૂણેથી બીજે એમ આખા મકાનમાં ગડમથલ કર્યા કરી; અને અંતે કંઇ પત્તો નહિ

લાગવાથી તેણે નિરાશ થઇ પાસે ઉભેલા માધવરાય સામે જોયું. એવામાંજ રમણચંદ્રે કહ્યું:–" મોટાભાઈ! હવે તપાસ કરવી મૂકી દો અને જલ્દીથી પોલીસ સ્ટેશન પર ખબર આપો. આ મોટી ચોરીની તપાસ પોલીસ સારી રીતે કરી શકશે."

" હા, મારો વિચાર પણ એવોજ છે. મી. મોહનરાય! તમે મારી ચિઠ્ઠી લઇને પોલીશ ગેટ પર જાઓ અને જલ્દીથી ફોજદાર સાહેબને અહિં બોલાવી લાવો." જ્વાળાપ્રસાદે કહ્યું.

" શેઠજી! એ ફોજદારથી કંઇ પણ બની શકશે નહિ. માટે જો મારૂં માનો તો આ ક્ષણેજ નવા આવેલા સબ ઇન્સ્પેક્ટરને ટેલીફોન કરી આ સ્થળે બોલાવો. તે ઘણો કાર્ય દક્ષ માણસ છે. તેણે મોટા–મોટા ગૂન્હેગારોને શોધી કાઢયા છે. તેનું નામ આખા દેશમાં મશહુર છે." રમણે જણાવ્યું.

" તેમનું શું નામ છે; અને તેમની પધરામણી આપણા શહેરમાં કયારની થઈ છે?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

" તેમનું નામ રજનીકાન્ત છે. તે રાજનગરના રહિશ છે." રમણે કહ્યું.

" શું રાજનગરના?" જ્વાળાપ્રસાદે આશ્ચર્ય પામીને પૂછ્યું.

" હા, તેઓ આજકાલ કરતાં દસ વરસથી એક ભયંકર ખૂનીની શોધખોળ ચલાવી રહ્યા છે. શેઠ! કદાચ તમે પણ એ ક્રૂર ખૂનીનું નામ પેપરોમાં વાંચ્યું હશે?" રમણે જ્વાળાપ્રસાદ શેઠ સામે જોઈ પૂછ્યું.

" ના, હું પેપરો વાંચવામાં વધારે વખત ગુમાવતો નથી. વારૂ એ પ્રખ્યાત ખૂનીનું કંઈ નામ–બામ જણાવેલું છે?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

"હા, તેનું નામ જગદિશચંદ્ર છે. તેણે રાજનગરના એક લક્ષાપતિનું ખૂન કરી તેની મિલ્કત હજમ કરી છે. તેને પકડનારને યાતો તેની ખરી બાતમી મેળવી આપનારને નામદાર સરકાર તરફથી પાંચ હજાર રૂપિયાનું ઇનામ જાહેર થયેલું છે." રમણે જણાવ્યું.

જ્વાળાપ્રસાદ વિચારમાં પડયો. આથી તરત રમણે પૂછ્યું:— "કેમ શેઠ! એકાએક કંઈ વિચારમાં પડી ગયા?"

"કાંઈ નહિ. હુંતો એવા ભયંકર ખૂનીના સાહસને માટે વિચારૂં છું કે તેણે શા માટે એવાં નીચ કર્મ કરી અમૂલ્ય જીંદગી બરબાદ કરી હશે?" જ્વાળાપ્રસાદે કહ્યું.

"હવે આપણે મૂળ વાત પર આવીશું?" માધવરાય બોલી ઉઠયા.

"હા, મોહનરાય! તમે પોલીસ સ્ટેશન પર જઈ મારી ચિઠ્ઠી દેખાડી ફોજદારને અહિં બોલાવી લાવો અને મી. રમણચંદ્ર! તમે સબ ઇન્સ્પેકટર રજનીકાન્તને ટેલીફોન કરી બોલાવો." કહી જ્વાળાપ્રસાદે એક ચિઠ્ઠી લખી કવરમાં બીડી મોહનરાયને આપી. મોહનરાય બહાર ઉભેલી જ્વાળાપ્રસાદની વિકટોરીયા ગાડીમાં બેશી પોલીસ સ્ટેશન તરફ ગયો. રમણચંદ્રે ટેલીફોન રૂમમાં જઇ સબ ઇન્સ્પેકટરને સર્વે બાબતની ખબર કરી બોલાવ્યો. આશરે અર્ધા કલાકે મોહનરાય ફોજદાર સાહેબને ગાડીમાં બેસાડી લઈ આવ્યો. ફોજદારે અંદર આવી જ્વાળાપ્રસાદની સાથે સેકહેન્ડ કરી. આ વખતે જ્વાળાપ્રસાદે કોઈ જાણે નહિ એવી રીતે ફોજદાર સાહેબને આંખની છૂપી ઇશારત કરી દીધી. એ ઇશારતની પર કોઇનું ધ્યાન ખેંચાયું નહિ. પરંતુ રમણચંદ્રે તેની એ છૂપી ઇશારત બરાબર જોઈ લીધી. એ ફોજદાર સાહેબને અને જ્વાળાપ્રસાદને ઘાડો સ્નેહ હતો. સાહેબને જ્વાળાપ્રસાદ તરફથી દરમાસે બસો

રૂપીઆ મળતા. એથી ફોજદાર તેનું દરેક કામ કરવાને તન–મનથી ધ્યાન આપતો.

જ્વાળાપ્રસાદે સઘળી વસ્તુ સ્થિતિ ફોજદાર સાહેબને કહી સંભળાવી. ફોજદારે બારીક નજરે આખા મકાનમાં તપાસ કરી. મકાનના તમામ નોકરોને બોલાવી ધમકાવ્યા પણ કંઈ માલમ પડ્યું નહિ. તે પછી તેમણે તમામ માણસોની જુબાનીઓ કાગળમાં નોંધી લીધી. તે પછી તેણે માધવરાય શેઠને જણાવ્યું કે " હું અવશ્ય આ ચોરીની તપાસ ચલાવીશ."

માધવરાયે જવાબમાં કહ્યું:—" જો આ કામમાં તમે ફતેહમંદ થશો તો હું તમને એક હજાર રૂપીઆ ઇનામમાં આપીશ."

આમ વાતચીત ચાલી રહી છે એટલામાં તો સબ ઇન્સ્પેકટર મી. રજનીકાન્ત ઘોડેસ્વાર થઇ ત્યાં આવ્યા અને ફોજદારની સાથે આવેલો એક સિપાહી કે જે કમ્પાઉન્ડમાં ઉભો હતો તેને ઘોડો સોંપી આસપાસ જોતા અંદર પ્રવેશ્યા.

રજનીકાન્ત સબ ઇન્સ્પેકટર ગોર વર્ણનો હતો. તેની ઉમ્મર લગભગ ત્રીસેક વર્ષની હતી. તેનો બાંધો મજબૂત હતો. આંખ્યો ચપળ અને મુખ ગંભીર હતું. અલ્પ સમયમાં રજનીકાન્ત અંદર આવ્યો. ફોજદારે તેને સલામ કરી. માધવરાયે તેની સાથે હાથ મેળવી ખુરશી પર બેસાડયો. તેણે ખુરશી પર બેશી પ્રથમ તો સર્વના મુખનું નિરીક્ષણ કર્યું. છેવટે તેણે જ્વાળાપ્રસાદ સામે જોયું. જ્વાળાપ્રસાદ વધારે વાર તેની સામે જોઇ શક્યો નહિ. તેણે તેનું મુખ બીજી બાજુએ ફેરવી લીધું. રજનીકાન્ત પણ તેનું મુખ જોઈ આશ્ચર્ય પામ્યો હોય એમ જણાયું પરંતુ આશ્ચર્યનું એકે ચિહ્ન તેણે મુખ પર પ્રકટ થવા દીધું નહિ. તેણે માધવરાય સામે જોઈ પૂછ્યું:–" આ ગૃહસ્થ કોણ છે ? "

"તે આ શહેરના નામાંકિત્ શેઠ છે. તેમનું નામ જ્વાળાપ્રસાદ છે."

"ઘણી ખુશીની વાત છે. હું તેમની સાથેના પરિચયથી મને અત્યંત ભાગ્યવાન માનું છું." કહી રજનીકાન્તે ઉભા થઇ તેની સાથે હાથ મેળવ્યો. જ્વાળાપ્રસાદે મનમાં ભય છતાં ઉપરથી હસ્તે વદને તેની સાથે હાથ મેળવ્યો. હાથ મેળવતાં રજનીકાન્તને તેનો હાથ ખૂબ ગરમ થયેલો જણાયો; સ્હેજ કંપ પણ માલમ પડ્યો. આ કંપ ભયનો છે. "જ્વાળાપ્રસાદ શામાટે ભય પામતો હશે?" આમ મનમાં વિચારતા ઇન્સ્પેક્ટરે તેને પોતાની જોડે ખુરશીમાં બેસાડી પોતે બેઠો. તે પછી તેણે ત્યાં ઉભેલા તમામ માણસોનાં નામ ડાયરીમાં લખી દીધાં. તે પછી ફોજદારને સાંજે પોતાની પાસે આવવાનું કહી વિદાય કર્યો. ફોજદારના ગયા પછી રજનીકાન્તે હસ્તે વદને શેઠ સામે જોઈ કહ્યું:—"શેઠજી! તમારા ચોરનો પત્તો મને થોડોક મળી ગયો છે; પણ તેને પકડી મુદ્દા માલ સાથે ચોરી કબુલ કરાવવામાં ઘણીવાર લાગશે. કારણ કે આ ચોરી કરનાર કોઇ કાચો પોચો નથી. ચોર મહા તાલીમબાજ છે. એવાને પકડતાં ઘણીવાર લાગે છે. કેમ ખરૂં છે ને જ્વાળાપ્રસાદ શેઠ?" કહી રજનીકાન્તે તિક્ષણ નજરે તેની સામે જોયું.

જ્વાળાપ્રસાદ સ્હેજ ટટાર થઈ બોલ્યો:—"મ્હેં પણ પ્રથમથીજ જાણ્યું છે કે આ કામ કોઇ કાચા–પોચાનું નથી. ચાળીસ હજારની નોટોનું બંડલ ઉપાડી જનાર કોઈ મહા કારસ્થાનીજ હોવો જોઇએ. હું ધારૂં છું કે તે હવે આપ સાહેબની જાળમાંથી છટકનાર નથી."

"છટકીને તો ક્યાં જનાર છે. શેઠ! ફીકર કરશો નહિ. હું હવે રજા લઉંછું." કહી રજનીકાન્ત ઉભો થયો, કે તરત માધવરાયે ચાહ પીને જવાનો આગ્રહ કર્યો. રજનીકાન્ત પુનઃ ખુરશીમાં બેઠો. રમણે નોકરની પાસે ચાહ મંગાવ્યો. ચાહના કપ ટેબલ પર મૂકવામાં આવ્યા.

સબઈન્સ્પેકટર સાહેબ જવાળાપ્રસાદની સાથે વાતો કરતા કરતા ચાહના ઘુંટડા ભરવા લાગ્યા. થોડીવારમાં સઘળા ચાહ પી રહ્યા. તારાએ પાન સોપારી આપી. તે પછી ઇન્સ્પેકટર સાહેબ સર્વની જોડે હાથ મેળવી ત્યાંથી ચાલતા થયા. પણ નીચે ઉતરતાં તેમને એકાએક કંઈ યાદ આવતાં રમણચંદ્રને નીચે બોલાવી કહ્યું:–" તમે મારી સાથે થોડેક સુધી આવી શકશો ? "

" કેમ કંઈ કામ છે ? " રમણે પૂછ્યું.

" હા, કંઇક એવું છે ખરૂં. "

" ચાલો હું આવું છું. " કહી રમણ તેની સાથે ચાલ્યો. સઘળાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. બન્નેને જતા જોઈ જવાળાપ્રસાદના હૃદયમાં ચીરો પડયો.

રજનીકાન્તે સિપાહીને ઘોડો દોરી પાછળ ચાલ્યા આવવાને જણાવ્યું અને પોતે રમણનો હાથ પકડી આગળ ચાલવા માંડ્યું. બન્ને જણા શેઠના મકાનેથી દૂર આવી પહોંચ્યા. ઈન્સ્પેકટર સાહેબે પાછળ જોયું. ઘોડાને દોરીને આવતો સિપાહી પાછળ પડી ગયો હતો. તેમણે આસ-પાસ નજર કરી રમણ સામે જોઈ પૂછ્યું:–" મી. રમણચંદ્ર ! હું તમને થોડાક પ્રશ્ન પૂછવા ચાહુંછું. "

" આપની ઇચ્છા હોય તે પૂછો. હું આપને જવાબ આપવાને તૈયાર છું. " રમણે કહ્યું.

" તમે જવાળાપ્રસાદ શેઠને બરાબર ઓળખો છો ? "

" હાજી. "

" તે આ શહેરમાં કેટલાં વર્ષથી રહે છે ? "

" લગભગ સાત–આઠ વર્ષથી. "

" ત્યારે તેનું મૂળ વતન તો આ નહિ કેમ વારૂં ? "

" ના. "

" તે ક્યાંનો રહીશ છે એ કંઈ જાણો છો ? "

" ના. "

" તે અહિં શું વ્હેપાર કરે છે ? "

" તે કોઇ જાણતું નથી, પરંતુ તેને પૂછતાં તે તેનો ધંધો ઝવેરીનો જણાવે છે. "

" તેની પાસે કેટલી મિલ્કત હશે ? "

" લગભગ ચાળીસ લાખ રૂપીઆની લોક વાયકા ચાલે છે. "

" તેને અને માધવરાયને ગાઢો સ્નેહ છે કે ? "

" ના, તે કોઇ–કોઈ દિવસે માધવરાય શેઠના મકાને આવે છે. "

" માધવરાય શેઠ તેના મકાને કોઇ વખતે જાય છે કે ? "

" ના, તેમણે તેનું મકાન હજી સુધી જોયુંજ નથી. "

" શેઠનું બીજું કોઈ સંબંધી તેને ત્યાં જાય છે ? "

" હા, શેઠના નાનાભાઈ મોહનરાયને તેની સાથે ગાઢો સ્નેહ બંધાએલો છે. મોહનરાય દિવસ અને રાત્રિનો ઘણોખરો સમય તેને ત્યાંજ ગાળે છે. "

" જ્વાળાપ્રસાદ શેઠને કંઇ સંતાન છે કે ? "

" હા, મોહિની નામક એક કન્યા છે. "

" સમજ્યો. વારૂ મી. રમણચંદ્ર ! તમે મોહનરાયનું ત્યાં જવાનું કારણ કંઈ જાણો છો કે ? "

" હા, મને ખાનગી ખબર મળી છે કે મોહનરાય મોહિનીને ચાહે છે. તે બન્નેમાં અપૂર્વ પ્રેમ બંધાએલો છે. "

" તમારા સિવાય આ વાત બીજું કોઇ જાણે છે ? "

" ના. "

"વારૂ, આ બાબતમાં તમને કોઇનીપર શક ઉત્પન્ન થાય છે કે?"

"સાહેબ! તે આપની આગળ જણાવવાને હું લાચારછું. મારે સત્ય બોલવાની પ્રતિજ્ઞા હોવાથીજ મ્હેં આપને આટલું જણાવ્યું છે; કારણ કે પોલીસ લાઇનનાં માણસો ગમે એ પ્રકારે નિર્દોષ માણસોને પણ દોષિત બનાવે છે."

"મી. રમણચંદ્ર! તમે મને એવો ધારશો નહિ હાં કે. તમે એક રીસ્પેકટેબલ માણસ છો એ તમારી મુખ મુદ્રાજ કહી આપે છે. તમે તમારા હૃદયની વાત ભલે મને ના જણાવો પણ હું તમારા હૃદયની વાત ક્યારનોએ જાણી ગયોછું. તમે જેની પર શક લાવો છો તેની પરજ મારો શક છે. બોલો મી. રમણચંદ્ર! તમારો શક જવાળાપ્રસાદ શેઠની પર છે કે નહિ?" આમ કહી રજનીકાન્ત તેની સામે જોઈ રહ્યો. રમણચંદ્ર આભો બન્યો અને પોતાના મનની વાત જાણનાર ઇન્સ્પેકટરની મનમાં પ્રસંસા કરવા લાગ્યો. એવામાંજ પુનઃ રજનીકાન્તે પૂછ્યું:—"કેમ! મારૂં ધારવું ખરૂં છે ને?"

"હાજી. આપે મારા હૃદયનીજ વાત જાણી છે." રમણે કહ્યું.

"વારૂ હવે તમે જાઓ અને એ ઉજળા ઠગ પર બનતી નજર રાખજો. મી. રમણચંદ્ર! યાદ રાખજો કે તે ઘણોજ ભયંકર માણસ છે."

"બહુ સારૂં. હું હવે રજા લઉંછું."

"હા, પણ કાલે સાંજના તમે મારા બંગલે આવી મને મળી જજો, કારણ કે આ કામમાં તમારી મદદની મને ઘણી જરૂર પડશે."

"હું આપને દરેક પ્રકારની મદદ કરવાને તૈયાર છું."

"એમ તો હવે જાઓ. આજની વાત કોઇને જણાવશો નહિ." કહી સબઇન્સ્પેકટરે ઘોડા વાળા સામે જોયું. ઘોડા વાળો સિપાહી ક્યા-

સ્નોએ દૂર ઉભો રહ્યો હતો. તેણે પાસે આવી ઘોડાની લગામ સાહેબના હાથમાં મૂકી. રજનીકાન્ત ઘોડાપર બેઠા અને રમણને સાહેબજી કહી ચાલતા થયા. રમણ પણ સાહેબજી કહી માધવરાયના મકાન તરફ ચાલવા લાગ્યો. સિપાહી તેની ગેટ તરફ ગયો. બંગલામાં બેઠેલું સર્વ મંડળ રમણની આતુરતાથી રાહ જોઈ રહ્યું હતું. તેને ત્યાં આવેલો જોઈ માધવરાયે શું કામ હતું એમ પૂછ્યું. રમણે યુક્તિપૂર્વક વાત કહી શેઠના મનનું સમાધાન કર્યું. પણ જ્વાળાપ્રસાદના મનનું સમાધાન થયું નહિ. તેણે અનેક પ્રશ્ન રમણને પૂછ્યા. રમણે પણ તેના પ્રશ્નના યોગ્ય જવાબ આપ્યા. અંતે જ્વાળાપ્રસાદ જવાને ઉભો થયો. તેણે કાતર દષ્ટિએ રમણ સામે જોયું.

રમણે તેની પાસે આવી કહ્યું:—"શેઠજી! મારી સામે કેમ જોઈ રહ્યા છો?"

"રમણભાઈ! મારે તમારી સાથે એક અગત્યની વાત કરવાની છે. તે વાત ઘણી લાંબી છે; માટે તમે મારી ગાડીમાં મારી સાથે આવો તો ઘણું સારૂં." જ્વાળાપ્રસાદે નવું જણાવ્યું.

"હું ઘણી ખુશીથી આપની સાથે આવવાને તૈયાર છું." કહી રમણ માધવરાયની રજા લઇ તેની સાથે ચાલ્યો. તારાલક્ષ્મીએ તેને આંખની ઇશારત કરી સાવધ રહેવાનું સૂચવ્યું. રમણ અને જ્વાળાપ્રસાદ ગાડીમાં બેઠા. ગાડીવાને ગાડીને જ્વાળાપ્રસાદ શેઠના મકાન તરફ દોડાવી મૂકી. માધવરાયના મકાનના માણસો પોતપોતાના કામે વળગી પડયા.



# પ્રકરણ ૫ મું.

—:૦:—

## "રાત્રિનું રહસ્ય."

જવાળાપ્રસાદની ગાડી પૂરપાટ દોડતી હતી. રસ્તે આવતા જતા લોકો ઉપરાંત પહેરો ભરતા સિપાહીઓ એ નામાંકિત શેઠને સલામો કરતા હતા. રમણ અને જ્વાળાપ્રસાદ અંદર બેઠે બેઠે બનેલા બનાવની વાતો કરતા હતા. છેવટે ગાડી તેના મકાને આવી ઉભી રહી. આપણે પ્રથમ વાંચી ગયા છીએ કે તેનું મકાન નદી કિનારે આવેલું હતું. નદીનું પાણી તેના મકાનની પછી તે અથડાઇને વહેતું હતું. નદીની સામે પાર પુષ્કળ ઝાડી આવેલી હતી. આવા એકાન્ત સ્થળે આવેલા એ મકાનમાં જ્વાળાપ્રસાદ રમણને લઈ પ્રવેશ્યો. દરવાજા આગળ બે હબશીઓ હાથમાં જાડા દંડા પકડીને ઉભા હતા. તેમણે શેઠને જોઇ સલામ કરી. જ્વાળાપ્રસાદ રમણની સાથે એક શૃંગારેલા ઓરડામાં આવ્યો અને તેને એક સોફાપર બેસવાનું કહી કપડાં બદલવા લાગ્યો. રમણચંદ્ર ધ્યાનપૂર્વક તેના મકાનનું અવલોકન કરવા લાગ્યો. એવામાં મોહિની ત્યાં આવી. તેણે સાદો પણ સ્વચ્છ પોશાક પહેરેલો હતો. સાદા પહેરવેશમાં પણ તે સુંદર દેખાતી હતી. જ્વાળાપ્રસાદે રમણચંદ્રની ઓળખાણ કરાવી માધવરાયને ત્યાં થએલી ચોરીની વાત જણાવી. મોહિનીપરથી હજી પેલી લાકડીના પ્રયોગની અસર દૂર થઇ નહોતી. તે અસર લગભગ ચારેક દિવસ સુધી રહેતી. આથી તેણે ચોરીની વાત સાંભળી અદહાષ્ય કર્યું. જ્વાળાપ્રસાદે દિલગીરીનો દેખાવ કર્યો. રમણને મોહિનીના હાષ્યમાં ભયંકર ભેદ હોય એમ ભાસ્યું. તે પછી ત્રણે વચ્ચે આડી અવળી વાતો થવા લાગી. સાયંકાળનો સમય થયો હતો.

બાકી રહેલો પ્રકાશ ધીમે ધીમે આકાશમાં અદશ્ય થતો હતો. એવામાં જ્વાળાપ્રસાદના મકાન પાસે એક સીગરામ આવીને ઉભું રહ્યું. તેમાંથી એક કદાવર બાંધાનો દાઢી વાળો માણસ નીચે ઉતર્યો. તેણે ખીસ્સામાંથી પાકીટ કાઢી ગાડી વાળાને પૈસા ચુકાવી આપી વિદાય કર્યો અને પછી પોતે હાથમાં એક નાનકડી ગાંસડી પકડી મકાનમાં આવ્યો. મકાનના દ્વાર પાસે આવી તેણે શેઠ ક્યાં છે એમ ત્યાં બેઠેલા બે હબસીઓને પૂછ્યું. હબસીઓએ જવાબમાં હાથ લંબાવી શેઠ બેઠા હતા તે ઓરડો બતાવ્યો. તે દાઢી વાળો માણસ ઝપાટાબંધ તે ઓરડા આગળ આવી ઉભો. જ્વાળાપ્રસાદની તેનાપર દૃષ્ટિ પડતાંજ એકદમ ઉભો થયો અને સહસા બોલી ઉઠયો કે:—"કોણ ભવાનીમલ્લ ?"

"હા, શેઠજી." તે દાઢીવાળો કે જેનું નામ ભવાનીમલ્લ હતું તેણે સલામ કરી કહ્યું.

"અત્યારે કઇ તરફથી આવે છે ?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

"બહાર ગામથી ચાલ્યો આવુંછું." ભવાનીમલ્લે કહ્યું.

"કંઇ જાણવા જેવા સમાચાર છે ?" પુનઃ જ્વાળાપ્રસાદે પૂછ્યું.

"હા, પણ તે ખાનગીમાં જણાવવા જેવા છે." આમ કહી તેણે છૂપી ઈશારત કરી. રમણે તેની સંજ્ઞા નિહાળી. જ્વાળાપ્રસાદ રમણને થોડીકવાર બેસવાનું કહી ભવાનીમલ્લની સાથે ત્યાંથી બહાર નીકળી એક ઓરડામાં આવ્યો. રમણની પાસે ખુરશીમાં બેઠેલી મોહિની પણ આવુંછું કહી ત્યાંથી ચાલતી થઇ. આવા ગોટાળાથી રમણને ઘણી નવાઇ લાગી. તે અનેક વિચારો કરતો ત્યાં બેશી રહી જ્વાળાપ્રસાદની રાહ જોઇ રહ્યો. રમણની પાસેથી નીકળેલી મોહિની આસપાસના ઓરડા જોતી જોતી જ્વાળાપ્રસાદ વાળા ઓરડા નજીક આવી પહોંચી. તે ઓર-

ડામાંથી તેને તેના પિતાનો અવાજ સંભળાયો. આથી તે તેઓની વાત સાંભળવાને ત્યાં ઉભી રહી.

થોડીક વાતો કર્યા પછી જ્વાળાપ્રસાદે પૂછ્યું:—"ભવાની! ત્હેં ઘણી મુસાફરી કરેલી હોવી જોઇએ?"

"હા, આ મુસાફરીમાં મારે ઘણુંજ રખડવું પડ્યું છે અને પોલીસોની બીકે ભૂખ્યા તરસ્યા આ ગામથી બીજે ગામ રખડી ઘણુંજ સંકટ સહન કરવું પડ્યું છે."

"વારૂ હવે જણાવ કે પેલી ભામટીનો કંઇ પત્તો લાગ્યો?"

"ના, તેતો મરી ગએલીજ હોવી જોઇએ. મ્હેં તેની પણ ઘણી તપાસ કરી છે."

"જો તે મરી ગઇ હોય તો ઘણું સારૂં. કારણ કે આપણને મોટામાં મોટો ભય ફક્ત તેનાજ તરફનો છે. વારૂ રમાદેવીના કંઇ સમાચાર મળ્યા છે?"

"હા, તેનું લગ્ન થઇ ગયું છે."

"શું તે પરણી ગઇ છે? અરે કોને?"

"રમણીકલાલ નામના એક ગ્રેજ્યુએટને."

"ઓહ્! હું આ સમાચાર હવે વધારેવાર સાંભળી શકતો નથી. હા રમા! આ હૃદયનું પુષ્પ! શું બીજાનું થયું? ઓ રમા! રમા! ત્હેં મારૂં સર્વસ્વ નાશ કર્યું." આમ આત્મગત્ બોલતો જ્વાળાપ્રસાદ માથે હાથ મૂકી ઘણીવાર સુધી વિચારમાં પડયો. વિચારમાં તે તેના સમસ્ત શરીરે ધ્રુજતો હતો. તેની લીંબુની ફાડો જેવી મોટી આંખ્યોમાંથી આગ વરસતી હોય એમ જણાતું હતું. થોડીવારમાં તો તેનું શરીર પસીનાથી તરબોળ થઈ ગયું. તે મનનો વેગ રોકી નહિ શક-

વાથી પુનઃ મન સાથે બોલી ઉઠયો કે:—"બસ રમા ! હું તને કદાપિ સુખી થવા દઈશ નહિ. હું તારા સુખમય સંસારમાં હળાહળ ઝેર રેડીશ. તને અને તારા થયેલા પતિને આ લોકમાંથી વિદાય કરીશ. જ્યાં સુધી તું જીવે છે ત્યાં સુધી આ જ્વાળાપ્રસાદ ભયંકર ભયમાં છે એ હું સારી રીતે સમજું છું. તું મારી સઘળી વાત જાણે છે, બસ એથીજ મને ભય ઉત્પન્ન થાય છે. હા! સુંદર સ્વરૂપમાં ફરનારી રમા ! ત્હેં મને હાથ તાલી આપી બનાવ્યો છે. ત્હેં સુવર્ણના શિખરેથી મને ધક્કો મારી નીચે ફેંકી દીધો છે. હા! હુંતો આજપર્યંત એમજ સમજતો હતો કે તું મરી ગઇ છે. પણ આજે તારા જીવનના સમાચાર સાંભળી મારી આશાઓમાં વિષ રેડાયું છે. હું તારો સ્વભાવ સારી રીતે સમજું છું. તું મારા સઘળા પ્રપંચો જાણે છે. તું હવે મારી મિત્ર નથી પણ શત્રુ છે. મારો જીવ લેવાને તું મારી પાછળ પડી છે. હા ! તારી પ્રપંચ જાળ પણ અજબ છે. તારી જાળમાંથી છટકવું મહા મુસ્કેલ છે. બસ આ જ્વાળાપ્રસાદ હવે તારો નાશ કરવાનાજ પ્રયત્નો કરશે. જ્યાં સુધી તારૂં કાશળ નીકળ્યું નથી તેમજ જ્યાં સુધી ત્હેં તારા શુદ્ધ હૃદયથી મને તારો સ્વામી ગણ્યો નથી ત્યાં સુધી આ દિલને એક પળવારનો પણ આરામ નથી. રમા ! ઉદ્ધત રમા ! તારે હવે પ્રેમ કે મ્હોત બેમાંથી એક રસ્તો લીધા વિના છૂટકો નથી." આમ બોલતો જ્વાળાપ્રસાદ ઉગ્ર દેખાવા લાગ્યો. માધવરાયને ત્યાં જે જ્વાળાપ્રસાદ સુકોમળ શ્રીમંત જેવો જણાતો હતો તે જ્વાળાપ્રસાદ અત્યારે ક્રૂર રાક્ષસ જેવો જણાવા લાગ્યો. તેના શાન્ત—ગંભીર મુખપર ક્રૂરતા જણાવા લાગી. તેની ખૂની આંખ્યો ચળકવા લાગી. તેના આવા દેખાવથી પાસે ઉભેલો ભવાનીમલ્લ પણ ધ્રુજવા લાગ્યો. તેણે નમ્ર વચને કહ્યું:—" શેઠજી ! આપ આટલા બધા

શા માટે ઉશ્કેરાઇ જાઓ છો ? શું આપણાં શત્રુઓ આપણા પંજામાંથી છટકી વધારે વાર જીવતાં રહી શકશે કે ?"

"ના, ના. તેમને તો જરૂર આ ફાની દુનીયાનો ત્યાગ કરવો પડશે ?"

"કોને ? બાપુ ! કોને આ ફાની દુનિયાનો ત્યાગ કરવો પડશે ?" આમ બોલતી મોહિની પાછળથી નીકળી આવી તેમની સામે ઉભી રહી.

"મોહિની ! શું ત્હેં મારી સઘળી વાત સાંભળી છે ?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

"હા, અને તેથીજ તમારા શત્રુઓના સંહારમાં સલાહ આપવાને આવી છું." મોહિનીએ કહ્યું.

"મોહિની ! બેટા ! આમાં તારી સલાહની જરૂર નથી. આ ભયંકર શત્રુઓનો શી રીતે નાશ કરવો એ હું સારી રીતે સમજું છું. તારે તો ફક્ત પેલું...કામ પૂરૂં કરવાનું છે. બોલ મોહિની ! તે કામ તું ક્યારે પૂરૂં કરીશ ?"

"એક બે દિવસમાં ?"

"એમ ! તો તું હવે જા. આપણા મકાનમાં બેઠેલો પેલો રમણચંદ્ર પણ મહા કારસ્થાની છે. તે ભવિષ્યમાં આપણો દુષ્મન બનનાર છે. અત્યારે તું તેની પાસે જા; અને તેની પર સખ્ત દેખરેખ રાખ કે તે ચાલ્યો જાય નહિ. મારે આજે તેની પાસેથી કેટલીક હકીકત જાણવી છે." જ્વાળાપ્રસાદે કહ્યું.

મોહિની ચાલી ગઇ. જ્વાળાપ્રસાદ અને ભવાનીમલ્લ તેની પાછળ જોઇ રહ્યા. તેના ગયા પછી જ્વાળાપ્રસાદે કહ્યું:—"કેમ ! જોયોને મારા પ્રયોગનો ચમત્કાર ?"

"હા, પણ હવે આપણે મુદ્દાની વાત પર આવો, કારણ કે રમા હાલ ક્યાં છે તે કંઇ જાણો છો ?" ભવાનીમલ્લે પૂછ્યું.

"ના, શું તું જાણે છે?" જવાળાપ્રસાદે પૂછ્યું.

ભવાનીમલ્લે કહ્યું. "હા."

"ત્યારે જણાવ કે તે શયતાન ક્યાં છે?"

"આ શહેરમાંજ છે." ભવાનીમલ્લે ગંભીરતાથી જણાવ્યું. જવાળાપ્રસાદ ચોંક્યો—સ્તબ્ધ બન્યો અને પછી એકાએક પોકારી ઉઠ્યો: "શું તું ખરૂં કહે છે? બોલ, બોલ, તે મારા જાની દુષ્મનો શું નામથી ઓળખાય છે અને હાલ ક્યાં રહે છે?"

"તે ક્યાં રહે છે એની હજી મ્હેં તપાસ કરી નથી. રમાદેવી જે માણસ સાથે પરણી છે તે માણસે તેનું નામ બદલી રજનીકાન્ત રાખ્યું છે અને તે આ શહેરનો ડીટેકટીવ ખાતાનો સબ ઇન્સ્પેકટર છે." ભવાનીમલ્લે જણાવ્યું.

"ઓ માઈ ગોડ! પ્રપંચ જાળ પૂરેપૂરી પથરાઈ ગઇ છે. બસ, હવે તેની ઝાઝી ઓળખાણની જરૂર નથી. ભવાનીમલ્લ! તે દુષ્મનની સાથે મ્હેં આજેજ વાત કરી છે. હું તેને બરાબર ઓળખી ગયો છું. તે હવે મારા સપાટામાંથી તેનો બચાવ કરી શકનાર નથી. હા! તે પ્રપંચી પ્રેમદા એમ સમજતી હશે કે હું સબ ઇન્સ્પેકટરની સ્ત્રી થઈ નિર્ભય થઇ છું; પણ તેની તે સમજ હવામાં ઉડી જશે. રમણીક અરે રજનીકાન્ત જેવા અનેક ઇન્સ્પેકટરો આ વિકાળ વાઘના સપાટામાં સપડાઈ પલકવારમાં ભૂપીતા થઇ જશે. હા! રમા! તારી પાથરેલી પ્રપંચજાળમાં આખરે તું જ ફસાઈ છે." આમ બોલતા જવાળાપ્રસાદે ભવાનીમલ્લ સામે જોયું. ભવાનીમલ્લ તેના હૃદયની વાત સમજી બોલ્યો:—"શેઠજી! હવે શું કરવાનો વિચાર છે?"

"હું થોડા દિવસમાં રમાદેવીને તેના મકાનમાંથી ઉપાડી લાવીશ અને

તેને પ્રેમ કે મ્હોત સ્વીકારવાની ફરજ પાડીશ. બસ તે પછી રજનીકાન્ત સબઇન્સ્પેકટરને જોઈ લેવાશે."

"પણ તેમના મકાનનો પત્તો મેળવ્યા સિવાય શું કરશો?"

"તું હાલને હાલ અહિંથી જા અને ફોજદાર સાહેબને અહિં બોલાવી લાવ." જ્વાળાપ્રાદે કહ્યું.

"તે મારી સાથે આવશે?" ભવાનીમલ્લે પૂછ્યું.

"હા, કેટલાક પોલીસો પૈસાના પૂજારીઓ હોય છે. તેઓ પૈસા મળવાથી જનસમાજનું ન્યાય પૂર્વક હિત કરવાને બદલે અહિત કરવાને પળવારમાં તત્પર બની જાય છે. મ્હેં ફોજદાર સાહેબને સારો દરમાયો બાંધી આપી મારા મિત્ર બનાવ્યા છે. તેમના પ્રતાપથી આ જ્વાળા-પ્રસાદ ધારે એ કરવાને સમર્થ છે. હું તેને પૂછી સબ ઇન્સ્પેકટરની છૂપી બાતમી મેળવી લઇશ અને તેની સાથેજ રજનીકાન્તના મકાને જઇ મારા પ્રયોગના પ્રતાપે રમાને ઉપાડી લાવીશ. બસ તું જા અને મારી આ ચીજ ફોજદારને દેખાડજે." કહી જ્વાળાપ્રસાદે એક ખાલી ડબ્બી તેના હાથમાં મૂકી વિદાય કર્યો. તેના ગયા પછી જ્વાળાપ્રસાદ રમણચંદ્રની પાસે આવી બોલ્યો, "વેલ મી. રમણચંદ્ર! મને ઘણી-વાર થઇ; માફ કરશો." કહી તે તેની જોડેની ખુરશીમાં બેઠો. તેણે રમણની સાથે નોટોના બંડલ સંબંધેજ ગપ્પાં માર્યાં. વાતોમાં તેણે સબ ઇન્સ્પેકટર સાથે થએલી વાતચીત્ત જાણવાને ઘણોએ પ્રયત્ન કરી જોયો પણ રમણ કાચો નહોતો કે તેને ખરેખરી વાત જણાવે. આથી તે મનમાં અત્યંત ગુસ્સે થઇ ગયો. પરંતુ તે ગુસ્સો બહારથી નહિ જણા-વતાં તે શાન્ત રહ્યો. તેણે રમણ પાસેથી ગમે એ પ્રકારે એ વાત જાણવાનો દ્રઢ સંકલ્પ કર્યો. તેની વાતોથી કંટાળી આખરે રમણે

ત્યાંથી જવાની આજ્ઞા માગી, જવાળાપ્રસાદે ચ્હા પીને જવાનો આગ્રહ કર્યો, રમણે ના પાડી; પરંતુ જવાળાપ્રસાદના અતિ આગ્રહ આગળ તેની અનિચ્છા વધારેવાર ટકી શકી નહિ. રમણ સાવધ થઇ નીચે બેઠો. જવાળાપ્રસાદે નોકરને બૂમ મારી બે ચ્હાના કપ મંગાવ્યા. ચ્હાના કપ ટેબલપર મૂકાયા છતાં હજી રમણ ચ્હા પીતો નથી. તેના મનનાં વ્હેમ ઉત્પન્ન થયો કે રખેને આ કપટીએ અંદર વિષ ભેળવ્યું હોય? કારણ કે રમણે તે લુચ્ચાને પોતાની સામે ખૂની નજરે જોતો બે ત્રણ વખત અવલોકયો હતો. રમણને બેસી રહેલો જોઇ જવાળાપ્રસાદ બોલ્યોઃ—રમણચંદ્ર! કેમ બેશી રહ્યા છો? ચ્હા કેમ પીતા નથી?"

"શેઠજી! ચ્હાની મને બહુ હેબીટ નથી; તેમજ હું હાલમાં દવા ખાઉં છું તેથી દાકતરે મને ચ્હા પીવાની મના કરેલી છે."

"રમણચંદ્ર! તમે જુઠું બોલો છો, તમને કંઇક વ્હેમ ઉત્પન્ન થયો હોય એમ સમજાય છે." જવાળાપ્રસાદે ચ્હાનો ઘુંટડો ભરતાં કહ્યું.

"શેઠજી! આપે મારૂં અંતર પારખ્યું તેને માટે આપને ધન્યવાદ ઘટે છે. પરંતુ આપને આમાં ખોટું લગાડવા જેવું કાંઇજ નથી. મને તમારી પ્રત્યે બિલકુલ વ્હેમ ઉત્પન્ન થયો નથી. હું હમ્મેશાં ચ્હાને શત્રુ સ્વરૂપ સમજુ છું; કારણકે અગાઉ મારા એક મિત્રે ચ્હામાં વિષ નાખી મારો જાન લેવાનું કાવત્રું રચ્યું હતું; તે દિવસથીજ મ્હેં પ્રતિજ્ઞા લીધી છે કે ચ્હા અને પાન મારી નજર આગળ બને તોજ તેને મુખે અરાડવાં. કારણકે આજ કાલ "ચ્હાં અને પાનમાંજ ભયંકર કાવત્રાં રચાય છે." અને તેમાં કારસ્થાની કપટીઓ ફાવી જાય છે. તેમાં આપના જેવા ગર્ભ શ્રીમંતોએ તો પાન ખાતી વખતે પૂર્ણ તપાસ કરવી જોઇએ. શેઠ સાહેબ! ખોટું લગાડશો નહિ. હું તો તમારા બાળક જેવો છું." રમણે કહ્યું.

"તેના વક્તૃત્વથી જવાળાપ્રસાદ આશ્ચર્ય પામ્યો. તે મનમાં બોલી ઉઠયો:–" ખરેખર! આ છોકરો ઘણોજ ચાલાક છે; તેનાથી મારે ઘણુંજ સંભાળવાનું છે." આમ બોલી તેણે રમણ સામે જોઈ કહ્યું:–"રમણચંદ્ર! તમારો વ્હેમ કાઢી નાખો. જુઓ, મ્હેં મારા કપ-માંથી થોડોક ચ્હા પીધો છે, તે તમે લ્યો અને હું તમારો લઉં. બોલો પછી કાંઇ?" આમ કહી તેણે પોતાનો કપ રમણની પાસે મૂકી તેનો કપ લઇ લીધો. રમણે વગર આનાકાનીએ તેને પ્યાલો લેવા દીધો. બાદ બન્ને ચ્હા પીવા લાગ્યા. ચ્હા પીતી વખતે રમણે તેના વ્હેમનું ખંડન કરવાને અનેક શબ્દો વાપર્યા; પણ જવાળાપ્રસાદનો પોતાની તરફનો સંશય દૂર થયો કે નહિ તે બરાબર જાણી શકયો નહિ. ચ્હા પીને પાન ખાઈ રમણ જવાને ઉભો થયો. જવાળાપ્રસાદે તેને ફરીથી આવવાનું કહી કહ્યું:–"ઉભા રહો, હું તમને મૂકવાને મારી ગાડી મોકલું."

"આપની ઇચ્છાને આધિન છું." કહીને પુનઃ રમણ નીચે બેઠો. જવાળાપ્રસાદ ઓરડાની બહાર નીકળે એટલામાં તો ફોજદારને તેડવા ગએલો ભવાનીમલ્લ ફોજદારની સાથે શેઠને ખોળતો–ખોળતો ત્યાં આવ્યો. ફોજદારની દ્રષ્ટિ રમણ પર પડતાંજ ચોંકયો. રમણ પણ તેની સામે આંખ્યો ફાડીને જોઇ રહ્યો. એવામાં રમણની નજર ફોજ-દારની પાછળ ગઇ તો તેણે સબ ઇન્સ્પેકટર સાહેબનો ઘોડો પકડી ચાલ-નાર સિપાહીને જોયો. રમણ તેની પર વ્હેમાયો. કારણ કે જે વખતે તેની અને સબ ઇન્સ્પેકટરની વાતો ચાલતી હતી ત્યારે એ સિપાહી ઘોડો પકડી દૂર ઉભો રહી ધ્યાન પૂર્વક વાતો સાંભળતો હતો. રમણને જોઇ તે પણ ફીક્કો પડી ગયો. રમણે ફોજદાર અને તે સિપાહીના મુખપર પથરાએલી છાયાઓથી જાણી લીધું કે આ ફોજદાર સાહેબ

પણ કપટીના કારસ્થાનમાં ભળેલા છે. હર-હર આ ફોજદાર તેના ધર્મ વિરૂદ્ધ વર્તે છે. જેને માથે પ્રજાના સંરક્ષણની અસાધારણ ફરજો આવી રહેલી છે; તે ફરજોને ભૂલી તેઓ લોભથી અંધ થઇ લુચ્ચા-ચોર અને અન્યાયીઓના પૈસા લઈ પવિત્ર પ્રજાને અન્યાયથી ત્રાસ આવે છે. તેવા ફોજદારો તેમના અમલદારોના, પ્રજાના અને ઇશ્વરના મહાન્ ગુન્હેગારો ગણાય છે. નામદાર સરકારે પ્રજાનું રક્ષણ કરવાને અર્થેજ પોલીસ રાખેલી છે. પોલીસ એ પ્રજાની નોકર છે. તેમને સરકાર બહાદુર પગાર આપે છે છતાં કેટલાક નિમકહરામીઓ ગરીબ રૈયત પર ત્રાસ ગુજારી દ્રવ્ય સંપાદન કરે છે; અને એ દ્રવ્યથી અન્યાયમાં સહાનુભુતિ ધરાવનારા ઉપરી અમલદારોને પણ સાદર સંતોષે છે. જે પોલીસ પ્રજાનો રક્ષક થઈ નિરપરાધીઓને રંજાડે છે, પૈસાને ખાતર નિર્દોષને પણ દોષીત બનાવે છે તે મહાન્ પાપી ગણાય છે; અને તેથી તે આખરે પાપકર્મનાં ફળ સારી રીતે ભોગવે છે. પોલીસ અને તેના અમલદારોએ પ્રજાની દાદ ફરિયાદ ધ્યાન પર ધરવી જોઇએ. તેમને બરાબર ન્યાય આપવો જોઇએ. જે અમલદાર ન્યાયી છે તે દેવ છે. અન્યાયી છે તે પ્રેત છે. ન્યાયી અમલદાર નામદાર સરકારના પવિત્ર ન્યાયની કીર્તિ પ્રસારે છે ત્યારે લાંચીયા અમલદારો કીર્તિને કલંકીત કરે છે. પરંતુ તે અન્યાયીઓનો અન્યાય શાણી સરકાર આગળ વધારે વાર નભી શકતો નથી. પાપ કુંભ ભરાતાંજ એવા કુકર્મીઓ નોકરી-માંથી ઘેર બેસે છે યાતો જેલજાત્રા કરવા પધારે છે." આવા અનેક પ્રકારના વિચાર કરતો રમણચંદ્ર ચંડાળ ચોકડીની સામે જોઇ રહ્યો.

"આ ઠીક થયું નહિ." આમ જ્વાળાપ્રસાદના મનમાં પણ થઈ આવ્યું. તેણે ફોજદાર સાહેબને ત્યાં બેસવાનું સૂચવી રમણ ચંદ્રને કહ્યું:-

" તમે મારી સાથે આવો. હું તમને ગાડીમાં બેસાડી તમારા મકાને પહોંચતા કરૂં." કહી તે રમણચંદ્રને લઇ ઓરડામાંથી બહાર નીકળ્યો.

આ વખતે રાત્રિના નવ વાગ્યા હતા, જવાળાપ્રસાદના મકાનમાં અનેક રંગ-બેરંગી દીપકો પ્રકાશી રહ્યા હતા. રમણચંદ્ર ચારે તરફ જોતો જોતો જવાળાપ્રસાદની પાછળ-પાછળ જવા લાગ્યો. ચાલતાં ચાલતાં જવાળાપ્રસાદ મકાનના જુદા જુદા હોલ રમણચંદ્રને બતાવતો હતો, એવામાં મોહિની સામી મળી. જવાળાપ્રસાદે તેને ઉભી રાખી તેના કાનમાં કંઇક ખાનગી વાત કરી. તત્કાળ મોહિની ઝડપથી પસાર થઇ ગઇ. તે પછી જવાળાપ્રસાદે રમણનો હાથ પકડી ચાલવા માંડયું. આખરે તેઓ એક સુંદર દેખાવના ઓરડામાં આવી ઉભા. "હજી જવાળાપ્રસાદ શેઠ મને આમ કયાં સુધી ફેરવશે." એમ રમણના મનમાં થઈ આવ્યું, તેણે શેઠના સામે જોઇ કહ્યુંઃ-" શેઠજી! મને આવી રીતે કયાં સુધી ફેરવશો ? "

" તમે જ્યાં સુધી મારા પ્રશ્નના ખરા જવાબ નહિ આપો ત્યાં સુધી તમે બહાર નીકળી શકશો નહિ. " જવાળાપ્રસાદે ગંભીર ભાવે કહ્યું.

" હેં ! તમે મને શું પૂછવા માગોછો ? " રમણે સ્હેજ ગભરાઇને પૂછ્યું.

" સબઇન્સ્પેકટર રજનીકાન્ત સાથે તમારે શું વાતચીત થઈ હતી ? "

" તે જાણવાની તમારે શું જરૂર છે ? "

" એમાંજ મારો સઘળો ભેદ સમાએલો છે. રમણચંદ્ર ! જો સત્ય હકીકત જણાવશો તો આ પળેજ બહાર નીકળી શકશો; નહિતો આ વિશાળ મકાનના એકાદ ભયંકર ભાગમાં જીવન પર્યંત સડયા કરશો."

" શું તમે મને કેદ કરશો ?"

" હા, નિરૂપાયે એમ વર્ત્યા વિના છૂટકો નથી. "

" મારો ગુન્હો ? " રમણે રોષથી પૂછ્યું.

" ગૂન્હામાં એજકે તમે તે સબઇન્સ્પેક્ટરની સાથે મને ફસાવવાની વાતો કરી છે. બોલો કેમ ખરૂંકે નહિ ? "

રમણ દિઙ્મૂઢ બન્યો અને આણે આ વાત જાણી ક્યાંથી તેનો વિચાર થયો. ખરેખર આ જ્વાળાપ્રસાદ ઘણોજ ભયંકર માણસ છે. તેનાં પંજામાંથી આજે છૂટવું મુસ્કેલછે. હા ! તેણે મને ફરેબથી ફસાવ્યો છે. આમ શોક કરતા રમણે જ્વાળાપ્રસાદ સામે જોયું. એવામાં પુનઃ તેણે પૂછ્યું:–" કેમ રમણ ! શું જવાબ આપે છે ? "

" શાનો જવાબ ? "

" મારા પ્રશ્નનો. "

" શેઠ ! મ્હેં હજીસુધી આપને કંઇ પણ નુકશાન પહોંચે એવી વાત કરીજ નથી. "

" જાણું છું, તારી યુક્તિથી આ જ્વાળાપ્રસાદ અજાણ નથી. રમણ ! હજીપણ એક વખત તને કહું છું કે ખરીવાત જણાવીદે; નહિતો આ ક્ષણેજ મારે તારી સાથે ભયંકરતાથી વર્તવું પડશે. "

" હું તમારા એક શબ્દનો પણ જવાબ આપનાર નથી." રમણે છેવટે અકળાઇને કહ્યું.

" એમ ! તો સમજજે કે આ સ્થળેથી તું કદાપિ બહાર નીકળી શકનાર નથી. "

" શું તમે મને અહિં પૂરી રાખશો–આ નિરપરાધીને કેદ કરશો ?"

" અરે કેદથી પણ વધારે કષ્ટ સહન કરાવીશ. રમણ ! મમત

મૂકી દે અને જો સુખી થવું હોયતો શત્રુતા તજી દઈ મારો મિત્ર બની જા હું તને ન્યાલ કરીશ."

" આ રમણે સત્ય શું ચીજ છે તેનું સારૂં શિક્ષણ મેળવેલું છે, બસ આજે મારી પૂર્ણ ખાત્રી થઈ ગઇ છે કે જ્વાળાપ્રસાદ નામ ધારણ કરનાર શેઠ એક ઉજળો ઠગ છે, સફેત સાલ્લામાં છૂપાએલો શયતાન છે ખૂનીઓનો સરદાર છે."

" બસ આ શબ્દોજ તારા મ્હોતને માટે પૂરતા છે. નાદાન છોકરા ! ચાલ, ચાલ; હું તને આ સંસારમાંજ નરકાગારની મહાન્ વેદના સહન કરાવું." કહી તેણે જોરથી રમણને ધક્કો માર્યો. રમણ સામેની દિવાલ સાથે અથડાયો. એ સાથેજ દિવાલમાં આવેલું છૂપું બારણું ઉઘડી ગયું; કે તરત જ્વાળાપ્રસાદે વાઘની માફક તેની નજીક ધસી જઈ તેને પુનઃ અંદર હડસેલ્યો. રમણ એક હૃદયદ્રાવક ચીસ પાડી ઉંડાણમાં ઉતરી પડ્યો. કારસ્થાની જ્વાળાપ્રસાદ પુનઃ એ બારણું બંધ કરી પાછો વળ્યો અને રાહ જોઇ બેઠેલા ફોજદારને મળ્યો, તેણે ફોજદારને નોટો સંબંધી સર્વ હકીકત જણાવી દીધી અને રજનીકાન્ત જાણવા જેટલી વાતો જાણી લીધી.

બાદ તેઓ કંઇક છૂપી મસલત ચલાવવા લાગ્યા. વાંચકો ! ચાલો હવે આપણે ઉંડાણમાં ઉતરી પહેલા રમણચંદ્રને તપાસીએ.



# પ્રકરણ ૬ ઠું.

—:૦:—

## " શયતાનના પંજામાં સપડાએલી સુંદરી. "

રમણચંદ્ર ભોંયરામાં ઉતરી પડયો. તેના જમીનપર પડવાના ધબા-કાથી ભોંયરૂં ગાજી ઉઠયું. રમણ પૃથ્વીપર પછડાયો. તે ઘણીવાર બેશુદ્ધીમાં પડયો રહ્યો; છેવટે તેને કળ વળતાં સાવધ થયો. તેણે બેઠાથઈ આસ-પાસ જોયું; પરંતુ ભિષણ અંધકાર સિવાય તે અન્ય કાંઇ જોઈ શકયો નહિ. અંદર ઘણી ગરમી લાગતી હતી. પવન આવવાને એક પણ જાળીયું ત્યાં મૂકેલું જણાતું નહોતું. રમણ ગભરાયો. મારી શું દશા થશે તેમજ તે પાપીએ મને આ ક્યા સ્થળે મૂકયો હશે? આમ વિચાર કરતો રમણ લલાટે કર દઇ બેસી રહ્યો. તેને સ્વપ્ને પણ આશા નહોતી કે જવાળા-પ્રસાદ શેઠ આવો ભયંકર માણસ હશે. એવામાં નીચું નિહાળી બેસી રહેલા રમણના મનમાં વિચાર આવ્યો કે:–" આવા ભેદભરેલાં ભોંયરા-માંથી પણ પ્રયત્ન કરવાથી છૂટી જવાય છે. માટે લાવ હું પણ ફાંફાંમારી જોઉંકે આ ભોંયરૂં કેવડું મોટું છે. હા પ્રભુ! આ બાળકને આ સ્થળે તારા વિના હવે કોઇનો આધાર નથી. આમ મનમાં બોલતો રમણચંદ્ર ઉભો થયો અને હાથ પહોળા કરી આગળ વધવા લાગ્યો. આગળ વધતાં તેણે જાણી લીધું કે આ ભોંયરૂં ઘણું લાંબુ છે. હા! આમાંથી બહાર કેવી રીતે નીકળાશે? રમણ ભીંતે હાથ દેતો–દેતો આગળ ચાલ્યો. ઘોર અંધકારમાં તે છૂટવાને માટે આમતેમ ફાંફાં મારવા લાગ્યો. પર-સેવાથી તેનું આખું શરીર તરબોળ થઈ ગયું હતું. અતિશય તાપથી તેને અકળામણ થતી હતી. તે નિઃશ્વાસ પર નિઃશ્વાસ નાખતો હતો અને આજે હું એ કપટીની સાથે ના આવ્યો હોત તો ઘણું સારૂં

થાત એમ મનમાં શોક કરતો હતો. રમણ છેક હતાશ બની ગયો. આગળ ચાલતાં તેને નીચેની જમીન ભેજ વાળી જણાઈ. આથી તેણે અનુમાનથી ધાર્યુંકે આ ભોંયરામાં કોઇક સ્થળે પાણીનો ભાગ હોવો જોઇએ. ત્યારે શું આ ટાંકુ તો નહિ હોય? શું ખબર પડે? આમ તર્ક-વિતર્ક કરતો રમણ આગળ જવા લાગ્યો. નીચેની ભેજવાળી જમીન લીસી હતી. તે-વારંવાર લપસી પડતો અને બે હાથ પહોળા કરીને ચાલતો હતો. એવામાં એકાએક તેના બન્ને હાથ દિવાલને અથડાયા. રમણે તપાસ કરીતો માલમ પડયું કે એક સાંકડી ચાલ શરૂ થઈ છે. ચાલ જીવ! આ સાંકડી ચાલ કયાં પૂરી થાયછે તે જોઉં. આમ મનમાં ગડભાંગ કરતો રમણ ઉતાવળે પગે આગળ ચાલવા લાગ્યો, આખરે એ સાંકડી ચાલ પૂરી કરી એક છોબંધ ચોકમાં આવી ઉભો રહ્યો. ત્યાં પવન આવવાને પુષ્કળ જાળીયાં મૂકેલાં હતાં. રમણ તે ચોકમાં બેઠો. તેને બેઠે થોડીકવાર થઈ હશે એ અરસ્સામાં તો કોઈ એક ઉંચો આકાર હાથમાં ફાનસ પકડી બીજી બાજુએ આવેલી સાંકડી ચાલમાંથી ચાલ્યો આવતો જણાયો. રમણે ગભરાટથી તે આવનારાની તરફ દ્રષ્ટિ કરી. તેણે તેને તરતજ ઓળખી લીધો. તે જ્વાળાપ્રસાદ હતો. અત્યારે તે કયાં જતો હશે? રમણના મનમાં વિચાર ઉદ્દભવ્યો; પણ તે વિચાર મનમાં સમાવી જ્વાળાપ્રસાદ જુવે નહિ એવી રીતે તે સૂતો અને ધીમે ધીમે આળોટતો-આળોટતો પોતે આવ્યો હતો તે સાંકડી ચાલના મુખમાં જઈ બેઠો; ત્યાંથી તે જ્વાળાપ્રસાદના કામને આતુર નેત્રે અવલોકી રહ્યો.

જ્વાળાપ્રસાદ આ વખતે વિકરાળ દેખાતો હતો. તેની ખૂની આંખ્યો ચળકી રહી હતી. તે છોબંધ ચોકમાં આવી થોડીકવાર કંઇક વિચાર

ફરી નીચે બેઠો, આ ચોકની મધ્ય ભાગે એક આરસનો પત્થર જડેલો હતો. તેની મધ્યમાં એક ઝીણી ખીલી બેસાડેલી હતી. જ્વાળાપ્રસાદે વાંકા વળી તે ખીલીને જોરથી બહાર ખેંચી કાઢી; કે તરત એ આરસ પ્હાણનો પત્થર દૂર ખશી ગયો. અને તેની નીચે એક બંધ દાદર જણાયો. જ્વાળાપ્રસાદે ઉભા થઈ દાદરનું ઢાંકણુ ઉઘાડી નીચે ઉતરવા માંડ્યું.

છૂપાઇ બેઠેલા રમણના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે મનમાં બોલતો હતો કે, "ખરેખર! આ જ્વાળાપ્રસાદ મનુષ્ય નથી પણ યમદૂત છે. તે આવી રીતે ક્યાં જતો હશે? શું તે પાતાળમાં તો નહિ જતો હોય? લાવ હું પણ તેની પાછળ જાઉં. ભાગ્યમાં મરવાનું લખાએલું હશે તો મરીશું." આમ વિચાર ગોઠવી તે ઉભો થયો અને ધ્રુજતા પગે દાદર પાસે જઇ સીડીનાં પગથીયાં ઉતરવા લાગ્યો. આગળ જ્વાળાપ્રસાદ નીચે ઉતરતો હતો. તેને ખબર પડી નહિ કે પાછળ રમણ આવે છે. આ વખતે રમણનો જીવ કેટલો જોખમમાં હતો તેનો વાચકોએજ ખ્યાલ કરી લેવો. આખરે જ્વાળાપ્રસાદ છેક ઉંડાણમાં ઉતરી એક સાંકડી ચાલમાં ચાલવા લાગ્યો. તેની પાછળ ચાલતો રમણ ભૂતના ઓળાની માફક આગળ વધવા લાગ્યો. એ સાંકડી ચાલને પૂરી કરી જ્વાળાપ્રસાદ એક સમચોરસ ઘાટના ઓરડા આગળ આવીને ઉભો. તેને ઉભો રહેલો જોઇ રમણ પણ આગળ વધતો અટક્યો અને એ સાંકડી ચાલના મુખ આગળ ટુંટીયું વાળી નીચે બેઠો.

તે સમચોરસ ઓરડાની નજીકમાં એક બીજી નાની કોટડી આવેલી હતી. તેનું બારણું આ વખતે બંધ હતું. જ્વાળાપ્રસાદે ત્યાં થોડીકવાર ઉભા રહી કંઇક સંજ્ઞાદર્શક અવાજ કર્યો કે જેથી નજીકમાં આવેલી તે કોટડીનાં બારણાં ઉઘડી ગયાં અને તેની અંદરથી હાથમાં દીવાનું

કોડીયું પકડી કમ્મરમાંથી વાંકી વળી ગયેલી એક બુઠ્ઠી બહાર નીકળી જવાળાપ્રસાદની સામે આવીને ઉભી રહી. તેનો વિચિત્ર દેખાવ નિહાળી જવાળાપ્રસાદને હસવું આવ્યું; આથી તે બુઠ્ઠી પોતાને ભાગ્યવાન સમજવા લાગી. તેણે નીચા નમી શેઠને સલામ કરી. જવાળાપ્રસાદે તેની ચળકતી ખૂની આંખ્યો વડે તેના સામે જોઈ પૂછ્યું:–બુઠ્ઠી ! શું સમાચાર છે ? તારા તાબામાં સોંપાએલી સુંદરીએ તેના વિચાર ફેરવ્યા કે નહિ ? ત્હેં તે હઠિલીની હઠ છોડાવી કે નહિ ?"

"સાહેબ ! તેની હઠની તો અવધીજ નથી. તે એકની બે થતી નથી, તે મને જોતાંજ ઉશ્કેરાઈ જાય છે. જેમ ઝેરી જાનવરથી માણસ ભય પામી દૂર ખસી જાય એમ તે છોકરી મને જોતાંજ તેનું મુખ મરડી આઘી ખશી જાય છે. હું તો હવે તેનાથી થાકી." બુઠ્ઠીએ જણાવ્યું.

"એમ ! વારૂ તે ખીલતી કળી હાલ શું કરે છે ?" શેઠે પૂછ્યું.

"તે અત્યારે ભર ઉંઘમાં પડી છે, કારણ કે આજે તેણે મોડા સુધી રોયાજ કર્યું છે." ડોશીએ કહ્યું.

"તેના નશીબમાં હવે રડવાનુંજ છે. આજે હું તેને છેલ્લીવારને માટે પૂછનાર છું. તેના જવાબ પર તેના સુખ દુઃખનો આધાર છે. જો તે મારૂં કહેવું કબુલ કરશે તો અત્યંત સુખી થશે, નહિતર તે તેની આખી જીંદગી ભયંકર દુઃખમાંજ પૂરી કરશે. બુઠ્ઠી ! ચાલ, આપણે તેની પાસે જઇએ અને તેના સુખ દુઃખનું નિર્માણ કરીએ." કહી જવાળાપ્રસાદે ફાનસ ઉપાડી તે સમચોરસ ઓરડા તરફ ચાલવા માંડયું. બુઠ્ઠી પણ હાથમાં દીવાનું કોડીયું પકડી તેની પાછળ–પાછળ જવા લાગી, જવાળાપ્રસાદે તે ઓરડાની નજીક જઇ બારણું ઉઘાડી અંદર પ્રવેશ કર્યો, તેની પાછળ આવેલી બુઠ્ઠી શાન્ત મુખ મુદ્રાથી એક

ખૂણામાં ઉભી રહી. આ ઓરડો સારી રીતે શણગારેલો હતો. તેમાં જાત જાતનું ફરનીચર ગોઠવેલું હતું, એક ટેબલ પર ઝીણી બત્તી સળગી રહી હતી. જ્વાળાપ્રસાદે ત્યાં બીછાવેલા પલંગ પાસે જઇ જોયું તો પલંગ ખાલી જણાયો. તેણે બીજી બાજુએ જોયું તો જણાયું કે તે જેને જોવાને ઇચ્છે છે તે સુંદર રમણી જમીન ઉપર પાથરેલી સાદડી પર ઘસઘસાટ ઉંઘે છે. નિદ્રામાં પણ તે અતિ ખુબસુરત જણાય છે. એ મનહર મૂર્તિના મુખ પર પવિત્રતાની છાયા પથરાઈ રહી છે. તે વાંચતાં વાંચતાં ઉંઘી ગઇ હોય એમ સમજાય છે; કારણકે તેણે તેના હાથમાં પુસ્તક પકડેલું છે. એ પૂસ્તક શ્રી ભગવદ્‌ગીતાનું છે. દુઃખમાં ડુબેલી સુંદરી એ પવિત્ર પુસ્વક વાંચીને દુઃખમાં દિલાસો મેળવી ધિરજ ધરતી હતી. આ ભયંકર ભોંયરામાં જો કોઈ તેનો મિત્ર હોય તો તે ફકત એ પવિત્ર પુસ્તકજ છે, તે સુંદર રમણી અત્યારે જો કે ભર નિદ્રામાં પડેલી છે પરંતુ તેના હૃદયમાં ઓરજ પ્રકારનો વ્યાપાર ચાલી રહ્યો છે. તે કોઇકની સાથે વાતો કરતી હોય એમ તેના મુખ પર થતા વિચિત્ર ફેરફારોથી સમજાય છે. તે સુંદર સુંદરી સ્વપ્નમાં મશગુલ થઇ હોય એમ અનુમાન થાય છે. દુષ્ટ જ્વાળાપ્રસાદ એકાગ્રતાથી તેના મુખપર થતા ફેરફારોનું નિરીક્ષણ કરી રહ્યો છે, એવામાંજ તે રમણીના મુખમાંથી શબ્દો નીકળવા લાગ્યા કે,

"શું મારે જીવન પર્યંત આવી દશામાં રહેવું પડશે? ઓ પ્રભુ! દયા કરો, દુઃખીને વધારે ના રીબાવો. આ માતા–પિતા વિનાની બાળકીનો દુખમાંથી ઉદ્ધાર કરો, કે કાંતો મૃત્યુદેવને મોકલી આપના શરણમાં બોલાવી લ્યો. હા! રામ...રા...મ." કહી તે નિદ્રિત બાળાએ સ્વપ્નમા નિઃશ્વાસ નાખ્યો. તેની નજીકમાં ઉભેલા જ્વાળાપ્રસાદને તેનું

બોલવું સાંભળી હસવું આવ્યું. તેણે પાસે ઉભેલી બુઢ્ઢીને એ બાળાને જગાડવાનું કહ્યું. તરત એ બુઢ્ઢીએ હાંક મારી કહ્યું:—" ઇન્દુ ! ઉઠ. શામાટે ઉંઘમાં પણ દુઃખી થાય છે ? " તેના શબ્દો કાનના ઉંડા ભાગમાં જવાથી તત્કાળ તે બાળા કે જેનું નામ ઇન્દુમુખી હતું, તે જાગૃત થઈ સફાળી ઉઠી ઉભી થઈ અને રાક્ષસ સ્વરૂપ ભાસતા જ્વાળા-પ્રસાદને ત્યાં ઉભેલો જોઈ પીંપળાના પાંદડાની માફક ધ્રુજવા લાગી. એવા-વાંજ તે પાષાણ હૃદયના પાપીએ તેને કહ્યું:—" ઇન્દુ ! શું વિચાર કરે છે ? "

" એક દુઃખી અબળાના હૃદયમાં બીજા શાના વિચાર હોય ? " ઇન્દુએ કહ્યું.

" તું ઉંઘમાં શું બડબડતી હતી ? " જ્વાળાપ્રસાદે પૂછ્યું.

" તેની મને ખબર નથી. " ઇન્દુએ ટૂંકો ઉત્તર આપ્યો.

" હઠીલી છોકરી ! તું આમ ક્યાં સુધી કર્યા કરીશ ? શું તને આ એકાન્ત ભાગમાં પૂરાવાથી કંટાળો નથી આવતો ? જો તારે સુખી થવું હોય તો પેલા કાગળ પર સહી કરી મારી સાથે લગ્નથી જોડા. હું તને સુખી કરીશ. ઇન્દુ ! ઇન્દુ ! તારા માટે આ હૃદયમાં કેટલો પ્રેમ છે તે હું તને કેવી રીતે બતાવું ? માટે મારૂં માન. "

" જ્વાળાપ્રસાદ ! તારા હૃદયની ઇચ્છા કોટી કાળે પણ ફળી ભૂત થનાર નથી. જો મારે તારૂં કહેવું કબુલ કરવું હોત તો અત્યાર સુધી આ ભયંકર ભોંયરામાં પૂરાઈ રહેતજ નહિ. માટે હવેથી મને એ બાબતમાં એક પણ પ્રશ્ન પૂછીશ નહિ. મને આ સ્થળેજ મરવાદે. હું તારી પાપમય માગણીનો સ્વિકાર કરતાં મરણને વધારે પસંદ કરૂં છું. હા ! પરમાત્મન્ ! તમે આવા પિશાચોને આ પૃથ્વીપર શા માટે વધારે વાર જીવતા રહેવા દો છો ? " આમ કહી ઇંદુએ ઉંચે જોયું.

તેના શબ્દોથી જ્વાળાપ્રસાદ ગુસ્સે થઈ બોલી ઉઠયો, " શું તું મારૂં મ્હોત ઇચ્છે છે? પરંતુ યાદ રાખજે કે તારા જેવી એક નાદાન છોકરીના બોલવાથી મને કાંઈ થનાર નથી. જ્યાં સુધી મારા દાવ સવળા પડે છે ત્યાં સુધી આ જ્વાળાપ્રસાદ શેઠનું નામ કોણ દેનાર છે? આજકાલતો આ જ્વાળાપ્રસાદ ધારે એ કરવાને સમર્થ છે. તે સર્વત્ર ફુલથી પૂજાય છે. માટે હઠ તજી દઈ મારૂં ક્હેવું કબુલ કર કે જેથી મારી આ મોટી મિલ્કત તારી થશે અને તું જીવન પર્યંત સુખ સાહ્યબી ભોગવશે. "

" તું જે આટલી સાહ્યબી ભોગવે છે તે કોના પ્રતાપથી? શું તારી પાસેની સંપત્તિ તારી છે? એ દુષ્ટ! તુંતો પારકાના પૈસાથી શ્રીમંત ક્હેવાયછે. જેણે તને આશ્રય આપ્યો હતો તેનીજ મિલ્કત પચાવી પડી તું અત્યારે આટલો બધો શા માટે ફુલાય છે? લક્ષ્મી ચંચળછે. તે આજે તારી પાસે છે અને કાલે બીજાની પાસે જશે. આ અન્યાયથી મેળવેલી લક્ષ્મી તું સુખથી ભોગવી શકીશ નહિ એ ખૂબ યાદ રાખજે. હા! ધિક્કાર છે તને કે જેણે તને આશ્રય આપ્યો તેનુંજ ખૂન કરી તું તેની મિલ્કત પચાવી પડયો? અરે એટલેથી પણ નહિ વિરામતાં તારા આશ્રય દાતાની પુત્રી કે જે તારી બ્હેન બરાબર ગણાય તેને પરણવા લલચાયો? એ વિષયાંધ! શું ત્હેં એ ઓછો અપરાધ કર્યો છે? તે અપરાધનો બદલો શ્રી હરી તને અવશ્ય આપશે. તું આખરે મહા દુખી થઇને મરીશ. જા, જા. એ નિષ્ઠુર હૃદયના પ્રેત! આ કકળતી આંતરડીનો તને એજ શ્રાપ છે." આટલું જોરથી બોલી ઇન્દુ તેની સામે કોપ યુક્ત નેત્રે જોઇ રહી. તેના બોલવાની કંઇ પણ અસર જ્વાળાપ્રસાદને થઇ નહિ. તે ખડખડાટ હસી પડી બોલી ઉઠયો, " ઇન્દુ!

તારી મોટી ભૂલ છે. તારા કહેવાથી મને કંઇ પણ થનાર નથી. આ કળી કાળમાં કોઇના શ્રાપ લાગતા નથી. ”

“ ઓ પાપાત્મા ! કેટલી લાંબી જીંદગીને માટે તું આવું અઘોર કર્મ કરવાને તૈયાર થયો છે? સમજ, ઓ પાપમાં પ્રવૃત્ત થયેલા રાક્ષસ ! સમજ. હજી સમય છે, પાછળથી વિમાસવું પડશે, કરેલાં કુકર્મોથી રીબાવું પડશે–મૃત્યુ સમયે દારૂણ દુઃખ સહન કરવું પડશેઃ શું ત્હેં આ મહાપુરૂષનું વાકય સાંભળયું નથી કે,

કલજુગ નહિ પણ કરજુગ હયે,યા દિનકો દે ઓર રાતલે,
દુનિયાકા સૌદા નકદ હય, ઇસ હાથ દે ઉસ હાથલે.
વળી વધારે સાંભળ !

મિથ્યા મદે અંધા થૈ, બહુ પાપીયા ફુલાય છે,
કુદરત તણા ફટકા થકી, જન નીચ ના ડર ખાયછે,
પણ પછડતા પૃથ્વીએ જ્યારે, કપાળે કર દઇ રડતા,
કરેલા કર્મના બદલા, ખરેખર આ ભવે મળતા.

તરૂણ તપસ્વિની.

જો તારે ભવિષ્યમાં સ્વર્ગીય સુખ સંપાદન કરવું હોય તો તારી નીચ વૃત્તિને આટલેથીજ અટકાવ. મારા પિતાનું ખૂન કરી ત્હેં જે અઢળક સંપત્તિ મેળવી છે તેની મારે જરૂર નથી. તે ત્હારી પાસે અક્ષય રહો. પણ મને આ દુખદાયક સ્થળેથી બહાર કાઢી જ્યાં જઉં ત્યાં મને સુખેથી જવાદે. હું તારી વાત કોઇને કરીશ નહિ, તેમ ફરીથી કોઈ દિવસ તારી નજરે પણ પડીશ નહિ. ” કહી ઇન્દુ દયાદ્ર નેત્રે તેના સામે જોઇ રહી.

“ ઇંદુ ! હું નાનો બાળક નથી કે જેથી તારા કહેવા પ્રમાણે

વર્તુ ? તને આ હૃદયમંદિરની રાણી બનાવવાને માટેજ મ્હેં આ સઘળું કર્યું છે. હું તને ચાહતો આવ્યો છું અને મરતાં સુધી ચાહીશ. માટે સઘળા વિચારનો ત્યાગ કરી તું એકદમ મારૂં કહેવું માનીજા. હું તને આ પળેજ બહાર કાઢવાને તૈયાર છું." જવાળાપ્રસાદે કહ્યું.

"બસ, હવે તું મહેરબાની કરીને બોલતો બંધથા. તારા પાપ પૂર્ણ શબ્દો મારા હૃદયમાં તીરની માફક સાલે છે. ઓ કળીયુગના રાક્ષસ! લગીર વિચારતો કર કે હું તારી ભગિની સમાન ગણાઉં કે નહિ? ઓ પામર! મોહાંધ થઇ તારી પાપી નજર એક અનાથ બાળા તરફ શા માટે ફેંકી રહ્યો છે? અન્ન દાતાની પુત્રી તરફ વિકાર મય નજર કરતાં તારી આંખ્યો સદાયને માટે કેમ બંધ થઈ જતી નથી? ઓ ભાઈ! ઓ લક્ષાધિપતિ શેઠ! દયા કર, આ દુઃખીયારીની પર દયા કર. હું તારા ચરણમાં પડી ને કહું છું કે મારી પર દયા કર." કહી ઇંદુ તે પાપીના પગમાં પડી.

"ઈંદુ! ઉઠ, ઉભીથા." કહી જવાળાપ્રસાદે તેને ઉભી કરવા હાથ લંબાવ્યો; કે તરત પાપીનો સ્પર્શ થવાની બીકે ઈંદુ ઉભી થઇ પુનઃ કહેવા લાગી, "બંધુ! બોલ, તને મારા કહેવાની કંઈ અસર થઇ કે નહિ?"

"ના, જ્યાં સુધી ત્હેં મારી માગણી સ્વીકારી નથી, ત્યાં સુધી આ દેહમાં તારા પ્રત્યેની દયા દાખલ થનાર નથી. સુંદરી! હું મારૂં ધારેલું સિદ્ધ કરીશ, તને આ હૃદયની રાણી બનાવી સુખી કરીશ. ઈંદુ! ચાલ, હું તને આ વખતેજ મારી સાથે બહાર લઈ જવાને તૈયાર છું. કાલે મોટી ધામધુમથી આપણે લગ્નથી જોડાશું; બોલ, હજી એકવાર પૂછું છું કે મારૂં આ કહેવું તને કબુલ છે કે નહિ?

ઇંદુ ! ખુબ વિચાર કરીને જવાબ આપજે. આ પ્રશ્ન છેલ્લી વારને માટેજ છે. તેના જવાબ ઉપરજ તારા સુખ દુઃખનો આધાર લટકી રહ્યો છે. " આટલું કહી જ્વાળાપ્રસાદ વિકાર મય નેત્રે ઇંદુ સામે જોઈ રહ્યો.

ઇન્દુ મૌન રહી. તેણે પ્રત્યુત્તર આપ્યો નહિ. પુનઃ જ્વાળાપ્રસાદે પૂછ્યું, " ઇન્દુ ! કેમ આમ શાન્ત થઇ ગઇ. ? વિચારનો ઝટ નિર્ણય કરી મને જવાબ આપ ! "

" હું શું જવાબ આપું ? મ્હેં તને અનેક વખત જણાવી દીધું છે છતાં વારે વારે તે પ્રશ્ન પૂછી મને શા માટે દુઃખી કરેછે ? જ્વાળાપ્રસાદ ! આ ઇન્દુ એક કુળવાન માબાપની પુત્રી છે. તે પોતાની મહત્તા સારી રીતે સમજે છે અને તેથીજ તે તારા જેવા ઉજળા ગુલામની માગણી ના કબુલ કરે છે. તું ભલે આ પ્રાણનો આ પળેજ વિનાશ કરી નાખ પરંતુ હું તારી અધમવૃત્તિને તાબે થનાર નથી તે નથીજ. " આમ કહી ઇન્દુ તેના સામે રોષ યુક્ત નયને જોઇ રહી. જ્વાળાપ્રસાદ વિચારમાં પડયો અને થોડીવારે કંઇક નિર્ણય કરી બોલી ઉઠયો. " શું આ તારો છેલ્લોજ જવાબ છે કે ? ઇંદુ ! સમજ, તારે દુખમાં રીબાવું પડેશે."

" હું સર્વ સંકટો સહેવાને તૈયાર છું. ધર્મનું પાલન કરવામાં આ દેહને તુચ્છ સમજું છું. તારાથી થાય એ કરી લે, પણ યાદ રાખજે કે નિરાધારનો આધાર શ્રીહરી સર્વત્ર વ્યાપી રહ્યો છે. " ઇન્દુએ સજળ નયને જણાવ્યું.

" એમ તો જોયા કર કે હવે તારી શું દશા થાય છે અને હું પણ જોઉં કે તારી સ્હાય કોણ કરે છે ? " આમ કહી જ્વાળાપ્રસાદે એક પગલું આગળ ભર્યું. પણ એવામાંજ કોઈ ગયબી અવાજે

બોલી ઉઠયું, " જ્વાળાપ્રસાદ ! ઇશ્વરથી ડર. નિરાધારની વ્હારે ચઢ-નાર આ પ્રભુનો બાળ તૈયાર છે. "

આવો અવાજ શ્રવણ કરી સઘળાં ચમક્યાં, જ્વાળાપ્રસાદ એ બાકળો બની ચારે તરફ જોવા લાગ્યો. એટલામાં તો તેની નજરે એક યુવાન પોતાની તરફ ચાલી આવતો જણાયો. તેને જોતાંજ જ્વા-ળાપ્રસાદ ચમકીને બૂમ પાડી ઉઠયો, " ઓહ્ ! કોણ રમણ ? તું આ સ્થળે ? " આમ બોલતાંજ તેણે કમ્મરમાંથી ચળકતો છરો બહાર ખેંચી કાઢયો.

રમણચંદ્ર શાન્ત મુખમુદ્રાએ તેના મુખનું નિરીક્ષણ કરતો ઉભો રહ્યો. પુનઃ જ્વાળાપ્રસાદ મ્હાડી અવાજે બોલી ઉઠયો. " છોકરા ! આ મ્હોતની જગાએ શામાટે આવ્યો છે ? જા, તારા ઓરડામાં જલ્દીથી ચાલ્યો જા, અહિં તારૂં કંઇ પણ ચાલી શકનાર નથી. "

" હું ઇશ્વિરના ભરોંસા પરજ સર્વ કાર્ય કરૂં છું. હું મ્હોતથી ડરતો નથી. જ્વાળાપ્રસાદ ! તું લક્ષાપતિ શેઠ કહેવાય છે. દુઃખીને સુખી કરવાં એ તારી ફરજ છે તો શામાટે આ રંક બાળાને નિરર્થક ત્રાસ આપી રહ્યો છે ? તેણે તારૂં શું બગાડયું છે ? " રમણે પૂછયું.

" છોકરા ! હું સૌ કાંઇ સમજું છું. તારે વચમાં કંઈ પણ કહે-વાની જરૂર નથી, માટે આ બાબતમાં કંઇ પણ લક્ષ નહિ આપતાં તું અહિંથી ચાલ્યો જા. " જ્વાળાપ્રસાદે કહ્યું.

" હું આ બાળાનો બચાવ કર્યા વિના અહિંથી જનાર નથી. હું તેના બચાવમાં મારો પ્રાણ આપીશ. પાપાત્મા ! તેના દુઃખોદ્દગારથી મારૂં હૃદય પીગળી ગયું છે. તે તારા જેવું પાષાણ હૃદય નથી. " આમ કહી રમણે ઇંદુ સામે જોઈ કહ્યું, " બ્હેન ! તમે બિલકુલ ગભરાશો નહિ.

પ્રભુએ મને વખતસરજ આ સ્થળે મોકલી આપ્યો છે." આમ કહી રમણ તીવ્ર નજરે જ્વાળાપ્રસાદ સામે જોઈ રહ્યો. આથી જ્વાળાપ્રસાદને ગુસ્સો ચઢયો, તેણે ઘોઘારી અવાજે કહ્યું, "ખરેખર તારો કાળજ તને અહિં ખેંચી લાવી આવી રીતે બોલાવે છે. ઓ મૂર્ખ છોકરા ! તું આ જ્વાળાપ્રસાદનાં કામથી અને તેની સત્તાથી તદ્દન અજાણ છે; માટે હજી પણ કહું છું કે તું આ બાબતમાં વચ્ચે પડયા વિના એકદમ અહિંથી ચાલ્યો જા."

"હું કોટી ઉપાયે અહિંથી જનાર નથી અને તારી ઇચ્છા પૂર્ણીભૂત થવા દેનાર નથી." રમણે ગંભીર મુખે જણાવ્યું.

"એમ તો લે અજમાવ તારૂં જોર." કહી જ્વાળાપ્રસાદે ખીસ્સામાંથી એક રૂમાલ કાઢયો અને ક્રોધથી રમણની નજીક દોડી જઇ તેના નાક આગળ ધર્યો. તે રૂમાલમાં છાંટેલી ઝેરી દવાથી રમણ એક કારમી ચીસ પાડી ધબ દઇ જમીનપર પડી ગયો; અને જોત જોતામાં શબ જેવો જણાવા લાગ્યો.

ઈંદુથી આ દેખાવ જોઇ શકાયો નહિ. તે કરૂણ ચીસ પાડી રમણના શરીર આગળ બેસી જઈ બોલી ઉઠી, "ઓ પ્રભો ! આ શો અન્યાય છે? ધર્મીને ઘેર ધાડ અને પાપીના પોબાર એ શું આપના પવિત્ર દરબારનો ઇન્સાફ છે ? હર, હર, આ કોઇક ગરીબ માણસને આ અભાગણીની વ્હારે આવવાથી પાપીના પ્રકોપથી બેશુદ્ધ થઇ જમીન પર પડવું પડયું છે. ઓ પ્રભુ ! દયા કરો, દયા કરો." આમ બોલતી ઇંદુની આંખ્યોમાંથી અશ્રુધારા વહેવા લાગી. એવામાંજ જ્વાળાપ્રસાદ પોકારી ઉઠયો, "છોકરી ! આ શું ઢોંગ માંડયો છે? ચાલ ઉભી થા અને મને જવાબ આપ ? હું આજ તને છોડનાર નથી."

કહી તે પાપી તેની છેક નજીક આવીને ઉભો રહ્યો. ઈંદુ દૂર ખશી બોલી ઉઠી, " ઓ નર્કના ગૂન્હેગાર! દૂર ઉભો રહી મારો જવાબ સાંભળી લે."

" બોલ, તું શું કહેવા માગે છે ?"

" કહેવામાં એજ કે જ્યાં સુધી આ દેહમાં પ્રાણ પંખી નિવાસ કરે છે ત્યાં સુધી તારી આશા ફળીભૂત થનાર નથી."

"છોકરી! હાથે કરીને શામાટે દુઃખી થાય છે? જો હું આપળેજ તારૂં અભીમાન ઉતારૂં છું. તું હવે મારા સપાટામાંથી ક્યાં જનાર છે?" આમ કહેતાંજ તે પાપીએ છલંગ મારી તે નિર્દોષ બાળાનો હાથ પકડયો. ગરીબ બાળા થરથર ધ્રુજવા લાગી. નર પિશાચ જવાળાપ્રસાદ તેને નજીક ખેંચવા લાગ્યો. ઈંદુ ચોધાર અશ્રુએ રડતી તેના હાથમાંથી છૂટવાને ખેંચતાણુ કરવા લાગી. પાપીની મદદગાર બુઢ્ઢી તેને પાછળથી હડસેલવા લાગી. કરૂણુ દેખાવ થઈ રહ્યો. નિર્દોષ બાલીકાના સંકટની સીમા રહી નહિ. તે પ્રભુને પોકાર કરવા લાગી, પાપાત્માએ તે ગરીબ કન્યાને તેના મજબુત હાથમાં પકડી ઉંચી કરી અને તેને નીચે નાખતાં ઘોઘારી અવાજે બોલ્યો, " ઈંદુ ! જો, આપળેજ હું તારૂં અભિમાન ઉતારૂં છું અને મારૂં ધારેલું કામ પૂર્ણ કરૂં છું." કહી તે નરાધમે તેને નીચે પટકી. નીચે પડવાનો ધબાકો થયો. ઈંદુના મુખમાંથી કરૂણુ ચીસ નીકળી. પાપી પિશાચ અઘોર કર્મ કરવાને તૈયાર થયો, પણુ એટલામાંજ એક અજબ કૌતક થયું. જવાળાપ્રસાદ તે સુંદર બાળાને હાથનો સ્પર્શ કરે એ પહેલાંજ કોઈક ભયંકર અવાજે બોલી ઉઠયું કે, " ઓ પશુ ! સબુર કર, ત્હેં ! એક નિર્દોષની જીંદગી બરબાદ કરી છે છતાં બીજીની બરબાદ કરતાં ધરાતો નથી? ઓ

પૃથ્વી પરના પ્રેત ! તું તારા અન્નદાતાની પુત્રી પર જુલ્મ ગુજારવાને તૈયાર થયો છે ? બસ, ત્હેં પ્રભુનો ભયંકર અપરાધ ખેંચી લીધો છે.

આવો હૃદય ભેદક અવાજ સાંભળી જ્વાળાપ્રસાદ સ્તબ્ધ બન્યો. તેણે અવાજ તરફ જોયું તો તેની અજબ અજાયબીની અંદર માલમ પડયું કે સામેની ભીંત ખસે છે. જોત જોતામાં તેની સામે આવેલી ભીંતના બે ભાગ થઇ ગયા, અને તેમાં આવેલા એક ગુપ્ત બારણામાં થઇને એક બુરખાવાળી સ્ત્રી તેની સામે આવીને ઉભી રહી. તેને જોઈ ત્યાં ઉભેલી બુઢ્ઢી ચીસ પાડી પલાયન કરી ગઇ. રાક્ષસ હૃદયનો જ્વાળાપ્રસાદ આવો અજબ ચમત્કાર નિહાળી આભો બન્યો અને તે સ્ત્રીનો ભયંકર દેખાવ નિહાળી ભયથી કાંપવા લાગ્યો. એવામાંજ પુનઃ તે સ્ત્રીએ પૂછ્યું, " ઓ સફેત ઠગ ! બોલ, હજી કેટલી અબળાઓની જીંદગી બરબાદ કરવાનું ત્હેં ધાર્યું છે ? ઓ પાપીષ્ઠ ! ઓ કોમળ બાળાઓનાં લોહી પીનાર ખવીશ ! તને આવા ભયંકર કર્મ કરતાં શરમ નથી આવતી ? બસ, હવે ત્હારી ઘડી ભરાઇ ચૂકી છે, તું મહાન્ ગૂન્હેગાર છે. તેની શિક્ષા તને આપળેજ મળનાર છે. " કહી તે બુરખાવાળી સ્ત્રીએ તેની નજીક ધસી જઈ તેના હાથમાંનો ચળકતો છરો ખૂંચાવી લીધો. જ્વાળાપ્રસાદ બે ડગલાં પાછળ હઠી બોલી ઉઠયો, ઓહ ! તું કોણ છે ?" શું ભૂત છે ? જા, હું તને બળિદાન આપી સંતુષ્ટ કરીશ. જા, ચાલી જા, મને ના સતાવ, મારા કામમાં વચ્ચે ના આવ. "

" ઓ પિશાચ ! તારા શબ્દો સાંભળી હું ભયંકર ક્રોધની જ્વાળાઓથી ઘેરાઉ છું. ત્હેં એક નિર્દોષ અબળાના ખૂનથી તારા હાથ રંગ્યા છે, તું ભયંકર ખૂની છે. ત્હેં ખૂન છૂપાવ્યું છે. ત્હેં ઉજળા ઠગનો વેસ લઇ એક પ્રતિષ્ઠિત કુટુંબનું સત્યાનાશ વાળ્યું છે. હા ! ત્હારા અનેક

અપરાધ છે. એ શ્રીમંતના વેશમાં છૂપાએલા ખૂની ! તારા કરેલા કર્મનું વૈર હું પૂરેપૂરૂં લેનાર છું, બસ સંભાળ." કહી તે સ્ત્રીએ હાથમાં પકડેલો છરો ઉંચો કર્યો. જ્વાળાપ્રસાદ ગભરાયો. તે ક્રૂર હૃદયનો રાક્ષસ ધોળી પૂણી જેવો બની ગયો. તે ગળગળે સાદે બોલી ઉઠયો, "મારી પર રહેમ કર, મને બચાવ. તું કહે એ કરવાને હું તૈયાર છું."

"જો તારે તારો જીવ બચાવવો હોય તો આ પળેજ અહિંથી ચાલ્યો જા. જ્વાળાપ્રસાદ ! દુષ્ટ કર્મ કરતાં પહેલાં આ યાદ રાખજે કે નિર્દોષ જનોનું રક્ષણ કરનાર ભગવાન સર્વ સ્થળે છે, તેનો ડર રાખજે. તેમજ જો આ નિર્દોષ બાળકીને વધુ સતાવીશ તો તું પોતેજ ભયંકર આફતમાં ફસાઇ પ્રાણ ગુમાવીશ. જા, ચાલ્યો જા." કહી તે સ્ત્રી ત્યાંથી ખસી ઈંદુને માથે હાથ મૂકી ઉભી રહી. બીલાડીના મુખમાંથી ઉંદર ખસે એ પ્રમાણે જ્વાળાપ્રસાદ ત્યાંથી ચાલ્યો ગયો.

તેના ગયા પછી તે સ્ત્રીએ પોતાની પાસેથી કંઇક સફેત પદાર્થની ભૂકી કાઢી રમણના નાક આગળ ધરી. અલ્પ સમયમાં રમણ આળસ મરડી બેઠો થયો. ઈંદુ અવાચક દીન બની તે સ્ત્રીના સામે જોઇ રહી. રમણ સાવધ થઈ ઉભો થયો. તે પછી તે બુરખાવાળી સ્ત્રીએ રમણ અને ઈંદુને પોતાની પાછળ ચાલ્યાં આવવાંનું ઇસારતથી સૂચવ્યું. રમણ ઈંદુ તેની પાછળ ચાલ્યાં બંનેને આગળ કરી એ બુરખાવાળી સ્ત્રી ભીંતમાંના દ્વારમાં પેસી ગઇ. ભીંત હતી એવી થઈ ગઈ.



# પ્રકરણ ૬ ઠું.

## ભેદ ભરેલી ચિઠ્ઠી.

ભુરખાવાળી સ્ત્રીના એકાએક આવવાથી જ્વાળાપ્રસાદ ભયભીત થઈ ભોંયરામાંથી બહાર નીકળી આવ્યો. તેણે આજ પર્યંત એવો દેખાવ જોયો નહોતો. આજે એકાએક એવું ભયંકર દૃશ્ય જોઈ તેના ભયનો પાર રહ્યો નહિ, તેનું સર્વાંગ પરસેવાથી તરબોળ થઈ ગયું હતું. તેનું હૃદય ધડક–ધડક થતું હતું. તે વિકળ વદને બહાર નીકળી આસપાસ જોવા લાગ્યો. આ સમયે પાછલી રાત્રિનો વખત હતો, જ્વાળાપ્રસાદ પસીનો લ્હોઈ ચોગાનમાં પડેલી એક પાટલી પર બેઠો. સર્વત્ર શાન્તિ વ્યાપેલી હતી, અમાવાસ્યા હોવાથી ભિષણ અંધકાર પૃથ્વીપર પથરાયેલો હતો. રોન ફરવા નિકળેલા સિપાહીઓના અવાજ દૂરથી સંભળાતા હતા. જ્વાળાપ્રસાદ ઘણીવાર સુધી વિચારમાં ત્યાં બેસી રહ્યો; અંતે વિચારની અકળામણ વધવાથી તે સર્વે વિચારોનો ત્યાગ કરી શયનાલયમાં આવી સૂતો. ઘણી રાત વિતવાથી તે થોડીવારમાં ઉંઘી ગયો. છેવટે પ્રાતઃકાળ થયો. સૂર્યનારાયણ સોનેરી રથમાં બેસી જગતનાં પાપ–પૂણ્યની નિરીક્ષા કરવાને ચાલી નીકળ્યા. પક્ષીઓના કલરવથી જ્વાળાપ્રસાદ જાગૃત થયો. તેણે બારી ઉઘાડી બહાર જોયું તો જણાયું કે દિવસ ઘણો ચઢયો છે. તેણે નીચે ઉતરી દાતણ પાણી કરી નોકર પાસે ચ્હા મંગાવી સવારનો નાસ્તો કરી લીધો. બાદ કપડાં પહેરી વિકટોરીયામાં બેસી ફરવા નીકળી પડયો. તે પછી મધ્યાહ્ન કાળે તે મકાને આવ્યો. મોહિની તેના પિતાની રાહ જોઇ રહી હતી. જ્વાળાપ્રસાદે કપડાં ઉતારી સ્નાન વગેરે કાર્ય કરી લઇ મોહિની સાથે જમી લીધું.

ભોજન કાર્યથી પરવારી પિતા પુત્રી દિવાનખાનામાં આવી વાતો કરવા લાગ્યાં. આજે મોહિની ઉપર અજમાવેલા જાદુઇ પ્રયોગની અસરનો છેલ્લો દિવસ હતો. મોહિનીને તેનું કામ પૂર્ણ કરવાને આજ રાત્રે નીકળવાનું હતું. છેવટે દિવસની પૂર્ણાહુતી થઇ ને રાત્રિ પડી. જ્વાળાપ્રસાદ દિવાનખાનામાં બેઠો હતો. મોહિની નીચેના ભાગમાં કંઈ અન્ય કાર્યમાં ગુંથાઈ હતી. અત્યારે જ્વાળાપ્રસાદનું મુખ મ્લાન જણાતું હતું, ગઈ રાત્રે દેખાયેલો દેખાવ હજી તેના હૃદયમાંથી ખસ્યો નહતો. તે બુરખાવાળી સ્ત્રી કોણ હશે? શું તે ભૂત હશે? એમ તે તેના મનમાં વારંવાર પ્રશ્ન કરતો હતો. તેને આજે કંઈ પણ ચેન પડતું નહોતું. એવામાં તેનો મદદગાર ભવાનીમલ્લ તેના ચારેક સાગ્રિતો સાથે ત્યાં આવ્યો અને જ્વાળાપ્રસાદ શેઠની ગાદીની નજીક બેઠો. સઘળા મૌનતાથી બેસી રહ્યા. ભવાનીમલ્લથી ઘણીવાર સુધી શાન્ત બેસી રહેવાયું નહિ. તેણે શેઠના મુખ સામે જોઈ પૂછ્યું, “શેઠ સાહેબ! આપના મનમાં અત્યારે શું વિચાર ચાલે છે? આપનું મુખ દિલગીરીની છાયાથી છવાએલું કેમ જણાય છે? શું કાંઈ નવી આફતતો આવી નડી નથી ને?”

તેનો પ્રશ્ન સાંભળી જ્વાળાપ્રસાદે તેની સામે જોઇ કહ્યું,

“ભવાની! હું શું કહું? મ્હેં કાલ રાત્રે એક ભયંકર દેખાવ જોયો છે, કે જે દેખાવ હજી પણ મારા હૃદયમાંથી ખસતો નથી. તે અત્યારે પણ મારી સામે ઉભો રહ્યો હોય એમ જણાય છે. જ્યારથી મેં તે ભેદી દેખાવ જોયો છે ત્યારથીજ મારૂં મગજ બ્હેર મારી ગયું છે. મને ખાવું–પીવું–ઉંઘવું વગેરે કાંઇ પણ ગમતું નથી.” કહી જ્વાળાપ્રસાદે જોએલા દેખાવ સંબંધી તમામ હકીકત તેને કહી સંભળાવી.

શેઠની તમામ વાત ધ્યાન પૂર્વક શ્રવણ કરી ભવાનીમલ્લ બોલ્યો, "શેઠજી! એમાં ચિંતા કરવા જેવું કાંઇજ નથી. કોઇ અવગતીયું પ્રેત-પ્રેત ફરતું-ફરતું ત્યાં આવી ચઢ્યું હશે અને તમને સતાવ્યા હશે, તેનાથી આપણે લગીર પણ ગભરાવાનું કારણ નથી. એવા તો ઘણાએ દેખાવ આપણી નજરે પડે તો તેથી શું આપણે ડરી જવું?"

"ભવાની! હું કોઇનાથી ડરતો નથી. સાક્ષાત પરમાત્મા આવે તોપણ આ જ્વાળાપ્રસાદ ડરે નહિ. પરંતુ તે અજબ દેખાવે તો મારા હૃદયમાં સચોટ અસર કરી છે."

"લ્યો! ત્યારે આ શોક દુઃખને ભૂલાવી દેનારો એક ડોઝ ઉડાવી જાઓ કે જેથી આપના હૃદયમાંથી તત્કાળ તે ભ્રમ દૂર થઈ જાય." કહી ભવાનીમલ્લ ત્યાંથી ઉભો થઇ પાસે પડેલા એક રાઉન્ડ ટેબલ નજીક ગયો અને તેની પર પડેલી બાટલીમાંથી એક ગ્લાસમાં બ્રાન્ડી રેડી તેમાં સોડા મેળવી ગ્લાસ શેઠના હાથમાં આપ્યો. જ્વાળાપ્રસાદ ગ્લાસને ગટગટાવી ગયો. અલ્પ સમયમાંજ તેના મુખ પર તેજી આવી. તેણે ખુંખારો કરી સીગાર સળગાવતાં કહ્યું, "બસ, હવેજ મારો સઘળો ભ્રમ દૂર થયો છે. ખરેખર આ શરાબ દરેકને નવાબ જેવા બનાવી હિંમતવાન બનાવે છે. કેમ ભવાની! આ બાબતમાં તારો શું મત છે?"

"મારો મત આપના મત્તને પૂરેપૂરો મળતોજ છે. શરાબના પીનારાઓ દેવથી પણ ન બની શકે એવાં કામો એક પલકવારમાં પૂરાં કરી દે છે." ભવાનીમલ્લે કહ્યું.

"ત્યારે હવે આપણે આપણા કામ સંબંધે વાત કરીશું?" શેઠે પૂછ્યું.

"હા, હું અત્યારે એજ વિચારથી અહિં આવ્યો છું." ભવાનીમલ્લે કહ્યું.

" ત્યારે હું હવે મોહિનીને પ્રથમ બોલાવી તેના કાર્યને માટે રવાના કરૂં છું. મોહિની ! ઓ મોહિની ? " જ્વાળાપ્રસાદે બૂમ મારી.

" એ આવી પિતાજી. " કહી મોહિની ઉપર આવી પિતાની પાસે બેઠી. તેના માથા પર હાથ ફેરવી જ્વાળાપ્રસાદે ચળકતી આંખ્યો વડે તેના સામે જોઇ પૂછ્યું, " બેટા ! નીચે શું કરતી હતી ? "

" મારા એકાન્ત ભુવનમાં બેસી શ્રી હરીનું ધ્યાન ધરતી હતી." મોહિનીએ જણાવ્યું.

" બેટા ! પ્રભુનું ધ્યાન ધરે આપણું કંઇ પણ વળનાર નથી. આપણો પ્રભુ તો પૈસા છે. જ્યાં સુધી આપણું શરીર તંદુરસ્ત છે ત્યાં સુધી તેને મેળવવામાંજ ખાસ લક્ષ આપવું જોઇએ. સ્વર્ગમાં રહેલા ભગવાનને તો બુઢ્ઢાપામાં ઘણોએ યાદ કરાશે. હાલ તેને યાદ કરવાની કાંઈ પણ જરૂર નથી. બેટા ! તું હવે તારૂં કામ પૂર્ણ કરવા જવાની તૈયારી કર. તે કામ તું એવી તો ચાલાકી અને સફાઇથી પાર ઉતાર કે જેથી આપણું સામટું દુઃખ દૂર થઇ જાય. મોહિની ! લે, આ એક કાતીલ ઝેરની શીશી તારા પોલકામાં છૂપાવી દે. તેમાં એવું ભયંકર છે કે વિષ રૂમાલમાં તેનાં ફક્ત બે ટીંપાજ નાખી કોઇના નાક આગળ ધરવાથી તે એક પળવારમાંજ શબવત્ થઇ જમીન પર પડે છે, અને પછી ત્રણ ચાર કલાકે તેનો જીવ કંઇ પણ દુઃખ ભોગવ્યા વિના ખોળીયાનો ત્યાગ કરી હવામાં મળી જાય છે. તું આ ઝેરનો પ્રયોગ માધવ પર અજમાવી તેને સ્વર્ગમાં વિદાય કરજે; અને પછી પેલો...કાગળ અને તને કહેલો હાર કે જે મ્હેં તને અગાઉ જણાવેલી બેઠી ત્રિજોરીમાં છે તેને ત્યાંથી કાઢી જલ્દીથી અહિં આવતી રહેજે. બેટા ! તું બીલકુલ ભય પામીશ નહિ. મ્હેં મ્હારા મિત્ર ફોજ-

દાર સાહેબને ક્યારનાએ ત્યાં આગળ આવીને રહેવા જણાવ્યું છે. તે વેશ બદલી એટલામાંજ ફરતા હશે. તારી પર ભય આવી પડે તો તું પેલો છૂપો શબ્દ વાપરજે કે જેથી તે ફોજદાર સાહેબ તેમની ટુકડી સાથે તારી મદદે આવી પહોંચશે અને ચોર કોટવાળને દંડે એવો દેખાવ થઇ રહેશે." આટલું કહી જ્વાળાપ્રસાદ શેઠ મોહિની સામે જોઇ રહ્યો.

પવિત્ર મોહિની જાદુઇ અસરથી અત્યાર સુધી માથુ હલાવતી હતી. તેના ઉપરની અસર ધીમે ધીમે ઓછી થતી હતી. તેથી તે બગાસાં ખાઈ શરીર મરડી આંખ્યો ચોળી ધીમે અવાજે કહેવા લાગી, "પિતાજી! જો દ્રવ્ય મેળવવાનો બીજો કોઇ ઉપાય હોય તો મને બતાવો પણ કૃપા કરી મને આવું નીચ કર્મ કરવાની ફરજ ના પાડો. એ અનીતિનું દ્રવ્ય સદાકાળ ટકવાનું નથી. તેમ આપના પછી આપની અખુટ સંપત્તિની માલિક હું થનાર છું; તેથી હું આપને કહું છું કે આપે અત્યાર સુધી સંપાદન કરેલું દ્રવ્ય કોઈ સુમાર્ગે વાપરી દો કે જેથી દીનદયાળ પરમાત્મા આપને આપના અથાગ પાપમાંથી ઉગારે. બાપુ! હું આપના દ્રવ્યની લગીર પણ ઇચ્છા રાખતી નથી. હરામથી મેળવેલું દ્રવ્ય મારે હરામ બરોબર છે. હું ભીક્ષાવૃત્તિ કરીને મારો નિર્વાહ ચલાવીશ. મને ક્ષમા કરો. હું નીચ કર્મોને અંતઃકરણથી ધિક્કારૂં છું અને આજ પર્યંત કરેલાં પાપ કર્મોથી પૂર્ણ પસ્તાઇ ક્ષમાને માટે પ્રભુની માફી માગું છું." આમ કહી મોહિની જ્વાળાપ્રસાદની સામે સજળ નયને જોઇ રહી. તેના બોલવાથી સૌ એક બીજાના મુખ સામે જોવા લાગ્યા. તરત ભવાનીમલ્લે જ્વાળાપ્રસાદને આંખથી કાંઇક છૂપી ઇસારત કરી કે જેથી તે પાપી શેઠે ગાદીના તકીયા પાછળથી જાદુઇ લાકડી કાઢી મોહિનીના માથે ફેરવી. પુનઃ પાછી અસર શરૂ થઈ. જ્વાળાપ્રસાદે લાકડીને ઠેકાણે મૂકી પૂછ્યું, "કેમ કેટલી વાર છે?"

" હું તૈયાર છું. પિતાજી ! ફક્ત આપની આજ્ઞાનીજ વારે વાર છે ? " મોહિનીએ હાથ જોડી પૂછ્યું.

જવાળાપ્રસાદ હસી પડી બોલ્યો, " બેટા ! થોડીકવાર બેસ. હું તને તારા સાહિત્યોથી સજ્જ કરી હમણુાંજ વિદાય કરૂં છું. હું..." જ્વાળાપ્રસાદ આગળ બોલતો બંધ થયો. કારણ કે નીચેનો ભૈયો ત્યાં આવતો જણાયો. સઘળા તેની તરફ જોઇ રહ્યા. ભૈયાએ નજીક આવી શેઠને સલામ કરી. જ્વાળાપ્રસાદે પૂછ્યું, " કેમ શું છે ? "

" શેઠ સાહેબ ! દરવાજા પર ફાટેલા કપડા પહેની હુઈ કોઇ ઔરત ખડી હય, ઈસિને એ એક ચિઠ્ઠી દી હય. " કહી ભૈયાએ શેઠને ચિઠ્ઠી આપી.

" કયા ઓરત ? " શેઠે ટટાર થઈ ચિઠ્ઠી વાંચવા માંડી. ચિઠ્ઠી વાંચતાંજ તેના મુખપર અવનવા ચિહ્નો જણાવા લાગ્યાં. તેના કપાળ પર કરચલીયો પડવા લાગી. હાથ ધ્રુજવા લાગ્યા. શેઠનામાં આવો અચાનક ફેરફાર થએલો જોઈ ભવાનીમલ્લે પૂછ્યું, " શેઠ ! એ શાની ચિઠ્ઠી છે ? આપ આટલા બધા ગભરાએલા જેવા કેમ જણાઓ છો ? "

" આ વળી કોઈ એક નવું પાપ આગળ આવીને ઉભું રહ્યું છે. કોઇક નવી બલા આપણી પાછળ પડી હોય એમ લાગે છે." જ્વાળાપ્રસાદે ગમગીન ચ્હેરે જણાવ્યું.

" પણ કહોતો ખરા કે છે શું ? " ભવાનીમલ્લે પૂછ્યું.

" લ્યો જુવો. " કહી જ્વાળાપ્રસાદે હાથમાંની ચિઠ્ઠી ભવાનીમલ્લ તરફ ફેંકી. ભવાનીમલ્લ એ ભેદ ભરેલી ચિઠ્ઠી વાંચવા લાગ્યો. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

" ચાલુ જમાનાના સફેત ઠગ જુલ્મી જ્વાળાપ્રસાદ ! "

જત તારાં દરેક કામોને મ્હેં આજ પર્યંત બારીક નજરે તપાસ્યાં છે. ત્હેં તુચ્છ લક્ષ્મીની લાલસાએ અનેક નિર્દોષ જનોને પાયમાલ કર્યા છે. તું એક ધર્મિષ્ટ પુરૂષનું ખૂન કરી તેની વિપુલ સંપત્તિ દબાવી પડયો છે. ત્હેં અનેક અબળાઓનાં સતીત્વ લુંટી તે નિર્દોષ અબળાઓને દુનિયાંની પાર કરી છે. આવાં આવાં તારાં અનેક પાપ કર્મો છે કે જેને ગણતાં પાર આવે એમ નથી. એ નીચ ખૂની ! પણ યાદ રાખજે કે તારા પાપનો ઘડો હવે ભરાઇ ચૂકયો છે. તું હવે ગમે એટલી યુક્તિ–પ્રયુક્તિઓ કરીશ પણ મારા પંજામાંથી છટકનાર નથી. હું તારાં સર્વ પોગળ જાણું છું. તે સર્વ ઉઘાડાં કરી તને આખરે ફાંસીના માંચડે ચઢાવવાને ચાહું છું. જ્વાળાપ્રસાદ ! તું શ્રીમંતનો ડોળ ઘાલી કસાઇનાં કૃત્ય કરે છે એ મારાથી બિલકુલ અજાણ્યું નથી. તારાં સર્વ કુકર્મોનો બદલો હવે તને ટુંક સમયમાંજ મળનાર છે. એ ભયંકર ભુજંગ ! તું કદાપિ એમ ધારતો હોઇશ કે મારાં પાપ કર્મ કોઇ જાણતું નથી, પરંતુ પાપ છાનું રહી શકતું નથી.

> નવ નીચ હૃદયે ધારજે, કે પાપ કો જાણે નહિ;
> ના, ના કદી નવ સમજજે, છે વિશ્વ વ્યાપી પ્રભુ અહિં.
> અતળ–વિતળ–પાતાળમાં, ઉંચે ગિરિ આકાશમાં;
> સ્થળ ભયંકર નિર્જન ભલે, દીસે પ્રભુજી સર્વમાં.
> છાનું છૂપું કંઇ નવ રહે, ઇશ્વર જુવે સર્વે અરે;
> કુંભતો ભરાતાં પાપનો, ઝટ ફુટશે પાપી ખરે.
>
> તરૂણતપસ્વિની.

એ પાપત્મા ! જેણે તારૂં પાલન કર્યું હતું, જેણે તને ભીખારી હાલતમાંથી સારી સ્થિતિએ ચઢાવ્યો હતો. અરે જેના આશ્રયથી તું મોટા–મોટા

લોકોનો પ્રીતિ પાત્ર થઈ પડયો હતો, તેમજ જેણે વિશ્વાસથી તને પોતાના સર્વ કાર્યનો કર્તા–હર્તા બનાવ્યો હતો. હા ! તેનુંજ ખૂન કરી તું તેની સંપતિ પચાવી પડયો છે. ધિક્કાર છે–ફિટકાર છે. ઓ નરાધમ ! જે હરામની સંપત્તિ ત્હેં દગાથી મેળવી છે તે ઝાઝો સમય ટકી શકવાની નથી. તું ફુલાઈ જઇશ નહિ. ઓ દુનિયાંના દુષ્ટ ! આથી પણ ત્હેં એક ભયંકર પાપ કરવાને પગલું ભર્યું છે. તારા અન્નદાતાની પુત્રીને ત્હેં તારા હવસમાં ફસવવાને કોઇક ગુપ્ત સ્થળે કેદ કરી રાખી છે. ત્હેં તે ગૂમ થઈ ગઈ છે એમ કહી દુનિયાંને ઠગી છે. તે બાળા કયાં છે એ કોઇ જાણતું નથી પણ હું સર્વ જાણું છું. જવાળાપ્રસાદ ! ઓ જીવતા ખવીસ ! જો હજી પણ તારે તારી જીંદગીનું સાર્થક કરવું હોય, ફાંસીના માંચડે ચઢતાં બચવું હોય, તો તે છોકરીને ચોવીસ કલાકમાં મૂક્ત કરી દે અને તેને સો સોના મ્હોરો આપી તે જ્યાં જવા ઇચ્છે ત્યાં જવા દે. એમાંજ તારૂં કલ્યાણ સમાએલું છે. માટે જો તારે તારી ભયંકર ભાગ્યદેવીને સંતુષ્ટ કરવી હોય તો મારા લખ્યા મૂજબ વર્તજે, નહિતો તારી ભયંકર ઉથલપાથલ જોવાને તૈયાર થઇ જજે. બસ હાલતો એજ.

લી.

**હું છું તારા લોહિની તરસી.**

ચિઠ્ઠી વાંચી ભવાનીમલ્લે જ્વાળાપ્રસાદ સામે જોયું. સઘળાનાં મુખ ઉતરી ગયાં. ભવાનીએ પાસે ઉભેલા ભૈયાને પૂછ્યું, “એ ચિઠ્ઠી દેને વાલી રંડા કીધર ખડી હય ?”

“એ ચિઠ્ઠી દેને વાલી ઔરત અપના દરવાજા નજીક ખડી હય.” ભૈયાએ કહ્યું.

“એમ તો ચાલ હું તારી સાથે આવું છું અને તે ખૂબસુરત

બલાને આ પળેજ ઠાર કરૂંછું." કહી ભવાનીમલ્લ ઉભો થયો; પણ જ્વાળાપ્રસાદે તેને અટકાવી કહ્યું, "ભવાની! ભૈયાને મોકલી તપાસતો કરાવ કે તે હજી ઉભી છે કે નહિ? આવી ભયંકર અબળા હજી ઉભી રહી હોય એમ હું ધારતો નથી. તે કોઇક ભયંકર ભામિની હોવી જોઇએ."

પુનઃ ભવાનીમલ્લ નીચે બેઠો. ભૈયો ખબર કાઢવા નીચે ગયો અને થોડીવારે પાછો આવી કહેવા લાગ્યો કે, "શેઠજી! વો ઔરત તો વ્હાં ખડી નહિ હય."

"હું પ્રથમથીજ કહેતો હતો કે તે ત્યાં હશેજ નહિ. વારૂ હવે બરાબર સાવધ રહેજો. કોઇ પણ અજાણ્યા માણસને અંદર દાખલ કરતાં વિચાર કરજો. જાઓ, હવેથી સખ્ત બંદોબસ્ત રાખો." કહી જ્વાળાપ્રસાદે ભૈયાને જવાની રજા આપી.

ભૈયો સલામ કરીને ચાલતો થયો. તેના ગયા પછી ભવાનીમલ્લે કહ્યું, "શેઠજી! આવી ચિઠ્ઠીથી ડરી જવાનું કંઈ કારણ નથી. એવી તો ઘણીએ ભામટીઓ ફરતી હશે. હું તે દુષ્ટ અબળાને જ્યાં હશે ત્યાંથી ખોળી કાઢી તેના અપરાધની સજા આપીશ. તે કદાચ ભૂત–પ્રેત–યા ડાકણ હશે તોપણ હું તેનાથી ડરનાર નથી." કહી ભવાનીમલ્લે તે ચિઠ્ઠીને ફાડી ચૂરેચૂરા કરી નાખ્યા.

બાદ જ્વાળાપ્રસાદે સર્વેની સાથે ઘણીવાર સુધી મસલત ચલાવી મોહિનીને જવાનું સૂચવ્યું.

તત્કાળ મોહિની ઉભી થઇ. તેણે કાતીલ ઝેરની બે નાની શીશીઓ છૂપાવી લીધી. પહેરેલી સાડીમાં ચળકતો છરો છૂપાવી દીધો અને તે પછી ખીંટી પર લટકતો કાળો જબ્બો ઉતારી શરીર પર ઓઢી લીધો. તે અત્યારે કાળની પુત્રી માફક જણાવા લાગી. તેણે જ્વાળાપ્રસાદ સામે જોઇ કહ્યું, "બાપુ! હું જાઉંછું."

"હા, બ્હેન ! જલ્દીથી કામ પૂર્ણ કરી પાછી આવ." આ ભવાનીમલ્લ તને ત્યાં સુધી પહોંચાડવા આવે છે." કહી જ્વાળાપ્રસાદે ભવાનીમલ્લને તેની સાથે જવાનું જણાવ્યું.

મોહિની અને ભવાનીમલ્લ ત્યાંથી નીકળી માધવરાયની હવેલી તરફ જવા લાગ્યાં. આ વખતે રાત્રિના દસ વાગ્યા હતા.

---

## પ્રકરણ ૮ મું.

### મોહિની.

રાત્રિના દસ વાગી ગયા હતા. મોહિની અને ભવાનીમલ્લ માધવરાય શેઠની હવેલી તરફ ઝડપથી ચાલ્યા જતાં હતાં. રસ્તે ચાલતાં બન્નેમાંથી એક પણ બોલતું નથી. તેઓ થોડીવારે માધવરાય શેઠની હવેલી આગળ આવી પહોંચ્યા. ભવાનીમલ્લ કમ્પાઉન્ડની બહાર આવેલા એક વૃક્ષ નીચે ઉભો રહ્યો. તેણે મોહિનીના કાનમાં ધીરેથી કંઇક વાત કહી વિદાય કરી. મોહિની ધીમેથી દરવાજો ઉઘાડી રૂવાબ બંધ શેઠના કમ્પાઉન્ડમાં પ્રવેશી. પહેરેદાર ભૈયાઓ ખૂણામાં આવેલી તેમની કોટડીમાં બેસી ભજન ગાતા હતા. ઝાંખાં ઝાંખાં ફાનસો પ્રકાશી રહ્યાં હતાં. મોહિની જાણે પોતાનુંજ મકાન ના હોય એમ બેધડક આગળ ચાલી. તે દાદર ચઢી હવેલીની ઉપર એક કોટડી સમીપ આવી. એ કોટડી મોહનરાયની હતી. મોહનરાય એ કોટડીમાં રાત્રે મોડા સુધી બેસતો. મોહિનીએ ત્યાં આવી કોટડીમાં જોયું તો મોહનરાય જણાયો નહિ. તે ત્યાંથી આગળ ચાલી. એવામાં એક કામ કરનારી સ્ત્રી સામી મળી. તે તેની ગોદડી લઇ નીચે સૂવા જતી હતી. મોહિનીને કાળો

જબ્બો ઓઢી ચાલી આવતી જોઇ ચમકી. તે ભયથી ધ્રુજવા લાગી. તત્કાળ મોહિની તેની નજીક આવી બોલી, “બાઇ! મોહનરાય શેઠ ક્યાં છે?” તેના પ્રશ્નથી તે સ્ત્રીને શાન્તિ વળી. તેણે કહ્યું, “મોહનરાય શેઠ તેમના દોસ્તદારો સાથે સીનેમેટોગ્રાફ જોવાને ગયા છે. તે બારેક વાગે પાછા આવશે. આપને તેમનું કંઈ કામ છે વારૂં?”

“હા. કંઇક એવું છે ખરૂં. વારૂં તેમના મોટા ભાઇ હાલ ક્યાં છે?” મોહિનીએ પૂછ્યું.

“તેઓ હજી વાંચવાની ઓરડીમાં હશે, કારણ કે હું આવી ત્યાં સુધી તો અંદર દીવો બળતો હતો.” તે સ્ત્રીએ જણાવ્યું.

“તે હમેશાં ક્યાં સુધી જાગે છે?” મોહિનીએ પૂછ્યું.

“તેમનો સૂવાનો વખત તો ક્યારનોએ થઈ ગયો છે. પણ જ્યારથી તેમના ભાઇ જેવા રમણચંદ્ર એકાએક ગૂમ થઇ ગયા છે, ત્યારના શેઠજી વખતસર ઉંઘતા નથી. તેઓ આખો દિવસ અને રાત્રિના મોડા સુધી રમણના વિચારો કર્યા કરે છે. થોડીવાર ઉપરજ પોલીસના વડા રજનીકાન્ત સાહેબ અહિં આવ્યા હતા. તેમણે રમણચંદ્રનો પત્તો મેળવી આપવાનું માથે લીધું છે. આપને જો શેઠ સાહેબને ખાસ અત્યારેજ મળવું હોય તો જાઓ, તેઓ તમને મળી શકશે, કહો તો હું મૂકવા આવું?” કહી તે સ્ત્રી મોહિનીના સામે જોઇ રહી. તરત મોહિનીએ તેને સાથે આવવાની ના પાડતાં પૂછ્યું, “શેઠજીનું વાંચનાલય કઇ તરફ આવેલું છે?”

“આ સામે જણાય છે તે ઓરડામાં થઇને તેમની પાસે જવાસે.” કહી તે સ્ત્રી ત્યાંથી ચાલતી થઈ. મોહિની તેની પીઠ પાછળ જોઇ રહી. તે પછી તેણે આસપાસ જોઈ ત્યાંથી ચાલવા માંડયું. મોહિની જો કે અત્યારે ભયંકર કાર્ય કરવાને આવી હતી પણ તેના પગ પાછા પડતા

હતા. દુષ્ટ કર્મ કરવાને તેનું દિલ ડંખતું હતું; પરંતુ જાદુઇ પ્રયોગના પરીબળે તેનું ઉન્મત મન બળાત્કારે પણ તે કામ પૂર્ણ કરવાને ઉત્સુક થતું હતું. મોહિની ત્વરીત ગતીએ શેઠના વાંચનાલય સમીપે આવી. તેણે ધીમેથી દ્વાર ઉઘાડ્યું. અંદર ઇલેક્ટ્રીક લાઇટ ઝગઝગાટ પ્રકાશી રહી હતી. માધવરાય શેઠ એક સોફાપર આડા પડી એક પુસ્તક વાંચતા હતા. દ્વાર તરફ તેમની પીઠ હોવાથી તેઓ મોહિનીને જોઇ શક્યા નહિ. પુનઃ મોહિની દ્વાર બંધ કરી શેઠની પાછળ આવીને ઉભી રહી. પુસ્તક વાંચવામાં તલિન બનેલા શેઠ હજી પણ જાણી શકયા નહિ કે અત્રે કોઇક માણસ આવ્યું છે. મોહિનીએ ધીમેથી શેઠની નજીક જઇ પૂછ્યું, " અહો ! આજ તો વાંચવામાં ખૂબ મશગુલ થયા હો એમ જણાવ છો ? " શેઠ ચમક્યા. તેમણે બેઠા થઇ મોહિની સામે દૃષ્ટિ કરી. તેઓ આશ્ચર્ય પામી બોલી ઉઠયા, " કોણ મોહિની ? "

" હાજી, આ તમારી મોહિની. " મોહિનીએ કાતિલ કટાક્ષ ફેંકતાં પ્રત્યુત્તર વાળ્યો.

" કોઇ દિવસ નહિ ને આજે એકાએક આવી કાળી રાત્રે મારી પાસે આવવાનું શું કારણ છે ? જ્વાળાપ્રસાદ શેઠ તો ખુશીમાં છે ને ? "

" મારા પિતા પૂર્ણ આરામમાં છે. શેઠ ! આજે મ્હેં સાહસ કર્યું છે, તેને માટે ક્ષમા કરો. હું..." મોહિની આગળ બોલી શકી નહિ તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. માધવરાય ઉભા થઇ તેની નજીક ગયા અને તેનો હાથ પકડી સોફાપર બેસારતાં બોલ્યા.

" મોહિની ! આજે તમારા હૃદયમાં કંઇક કુતુહલ ઉત્પન્ન થયું હોય એમ સમજાય છે. તમારા બાપુએ તમને કંઇ ઠપકો તો દીધો નથી ને ? "

"ના, એવું તો કાંઇ નથી, પરંતુ તમારી પ્રત્યેના પ્રેમે મને બળાત્કારે આ કાળી રાત્રે અહિં આવવાની ફરજ પાડી છે." કહી મોહિની એકાગ્ર નેત્રે તેના સામે જોઈ રહી.

માધવરાય ચમક્યો. તેને સ્વપ્ને પણ આશા નહોતી કે મોહિનીના મુખમાંથી આવા શબ્દો નીકળશે. તે મોહિની સામે જોઈ રહ્યો. પુનઃ મોહિનીએ પૂછ્યું, "શેઠજી! શું વિચાર કરો છો? હું આજે દૃઢ નિશ્ચય કરીને આવી છું કે તમારો પ્રેમ મેળવવો. તમારી પ્રત્યેના પ્રેમને મ્હેં આજ પર્યંત બળાત્કારથી હૃદયમાં છૂપાવી રાખ્યો હતો, તે પ્રેમ હવે બળવત્તર થઇ પડયો છે. શેઠ! આ અનાથનીના નાથ બની મારો સ્વિકાર કરો. હું પ્રભુ પ્રકારે તમારી સેવા કરી મારી જીંદગી સફળ કરીશ. જો તમે ના કહેશો તો હું આજ ક્ષણેજ મારો પ્રાણ ત્યાગી તમને સ્ત્રી હત્યા આપીશ. જુઓ, આ છરો હું તેટલા માટેજ અહિં લઇને આવી છું." આટલું બોલતાંજ તેણે છૂપાવી રાખેલો છરો બહાર કાઢયો. તેની આંખ્યો ચળકવા લાગી. તેનો દેખાવ કંઇક ઓરજ પ્રકારનો થઈ રહ્યો. માધવરાય શેઠ અવાચક બની વિચારમાં પડયા. મોહિની આતુરતાથી તેમના સામે જોઇ રહી. હજી પણ તે કંઇ બોલતા નથી. પુનઃ મોહિનીએ પૂછ્યું, "શું વિચાર કરો છો? વિચારને હવે વિસારી મૂકી આ મોહિનીનો સ્વીકાર કરો. તમે હજી અવિવાહીત્ છો અને હું પણ તેવીજ છું. આપણો ગૃહ સંસાર સ્વર્ગ સમાન શોભશે."

"મોહિની! તમારી વાત જો કે સત્ય છે પરંતુ મારો નાનો ભ્રાત તમને જીગરથી ચાહે છે. તેને અને તમારે અપૂર્વ પ્રેમ બંધાયો છે એમ મ્હેં સાંભળ્યું છે. તો શા માટે તમે મને આવી ફરજ પાડો છો? તમે મારા મોહનની સાથે ખુશીથી પરણો. હું તમારાં બન્નેનાં લગ્ન ઘણીજ ધામધુમથી કરીશ." માધવરાયે ગંભીર ભાવે કહ્યું.

"હું મોહનરાયને પરણી ભવિષ્યમાં સુખી થઈશ કે નહિ તેની શંકા રહેછે. તેથીજ પૂર્ણ નિશ્ચય કરીને હું આપની પાસે આવી છું." મોહિનીએ જણાવી દીધું.

તેનું આવું સ્પષ્ટ બોલવું સાંભળી માધવરાય ગભરાયા. તેઓ તર્ક-વિતર્ક કરવા લાગ્યા. મોહિનીને શું જવાબ આપવો તેની સમજ પડી નહિ. રાત્રિના સમયે એકાન્ત સ્થાનમાં એક સુંદરબાળાની સામે ઉભેલા માધવરાય ધ્રુજવા લાગ્યા. તેમની આંખ્યોમાં કંઇ ઓરજ પ્રકારનું તેજ ચળકવા લાગ્યું. એવામાંજ મોહિનીએ સ્મિત્ હાસ્ય કરી શેઠની નજીક જઇ તેમનો હાથ પકડી પૂછ્યું, "શેઠજી! શું વિચાર કરો છો? વિના પ્રયાસે મળી આવતી સુંદર રમણીને સ્વીકારવાને શા માટે વિલંબ કરો છો?"

માધવરાય જડ જેવો બની ગયો. મોહિનીના સ્પર્શથી તેના સમસ્ત શરીરમાં વિજળીની માફક ચમકાટ થયો. જોત જોતામાં તેનું શરીર પસીનાથી ભીંજાઇ ગયું. બસ, હવે સમય આવી પહોંચ્યો છે ધારીને મોહિનીએ ખીસ્સામાંથી ઝેરી રૂમાલ કાઢયો. માધવરાય વિકળ વદને તેની સામે જોઇ રહ્યો હતો. મોહિની કાતિલ કટાક્ષો ફેંકતી તેના શરીરપરનો પસીનો લુછવા લાગી. માધવરાય બોલ્યા ચાલ્યા વિના ઉભો રહ્યો. મોહિની મુખપર રૂમાલ ફેરવવા લાગી. ઝેરી દવાની અસરથી શેઠને તત્કાળ છીંક આવી. પુનઃ બીજી ત્રીજી એમ અનુક્રમે ઉપરા સાપરી છીંકો આવવા લાગી. થોડીવારમાં તો શેઠની આંખ્યો ઘેરાવા લાગી, કંઠમાં આગ બળવા લાગી. મકાન ફરતું હોય એમ જણાવા લાગ્યું. એકએકા માધવરાય રૂંધાતાં કંઠે બોલી ઉઠયા, "મોહિની! મને પાણી પા." બસ આટલાજ શબ્દો બોલી મોહિનીના પગ પાસે બેસી ગયા. તત્કાળ મોહિની

એક ટેબલ નજીક દોડી. તેની પર પાણીનો ચંબુ મૂકેલો હતો. તેમાંથી એક ગ્લાસમાં પાણી નાખી મોહિનીએ ખીસ્સામાંથી દવાની એક નાની શીશી કાઢી તેમાંથી ફકત બે ટપકાંજ પાણીના ગ્લાસમાં નાખી શેઠની પાસે આવી. તેને જોઈ માધવરાયે પાણી પીવાની ઇચ્છાથી મુખ પહોળું કર્યું. મોહિનીએ તેને ગ્લાસમાંનું પાણી પાયું. બસ થઈ ચૂક્યું. મોહિનીનું કાર્ય પૂર્ણ થઈ ગયું. માધવરાય શેઠ શબવત્ થઇ જમીન પર ચત્તાપાટ પડયા. મોહિની ચંડીકા સમાન જણાવા લાગી. તે ટગર ટગર માધવરાયની મુખમુદ્રા સામે જોઇ રહી. તેના હૃદયમાં અત્યારે શું થતું હતું તેની તેનેજ ખબર હતી. એવામાંજ તે ખૂની બાળાએ કાળા જબ્બાના ગજવામાંથી વળી બીજી એક શીશી કાઢી અને તેમાંની દવા ચંબુના પાણીમાં રેડી. ચંબુનું પાણી લોહિ જેવું લાલચોળ બની ગયું. તે લાલ પાણી મોહિનીએ માધવરાયના શરીર પર રેડયું. તે લાલ પાણીથી વાંચનગ્રહ રંગાઈ ગયું. મોહિનીએ શેઠના શરીરે હાથનો સ્પર્શ કર્યો, શરીર ઠંડુ બરફ જેવું જણાયું. તે પછી મોહિની ઉભી થઇ. તે આસપાસ જોઇ લખવાના ટેબલ આગળ ગઈ. તેણે તે ટેબલ આગળ બેસી એક નાના કાગળમાં કંઇક લખ્યું. તે પછી તે લખેલા કાગળને ખીસ્સામાં મૂકી તે આગળ ચાલી; અને એક ઓરડામાં આવીને ઉભી રહી. તે ઓરડામાં માધવરાયની બ્હેન તારાલક્ષ્મી ઘસઘસાટ ઉંઘતી હતી, મોહિનીએ તેની નજીક જઇ તેના બીછાના તળે પેલો લખેલો કાગળ મૂકી દીધો, બાદ તે ત્યાંથી બહાર નીકળી એક બીજા ઓરડામાં આવી. ત્યાં પેલી માણસના આકાર વાળી ત્રિજોરી આવેલી હતી. મોહિની ત્રિજોરી ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગી. તેને આ સમયે કોઈ પણ અટકાવનાર નહોતું. નોકર—ચાકરો માડી રાત જવાથી નિંદ્રાધિન થઈ ગયા હતા. મોહિનીએ જોત જોતામાં તારા-

લક્ષ્મીના હાર વાળું ખાનું યુક્તિથી ખુલ્લું કરી નાખ્યું. તે ખાનું ખુલ્લુ થતાંજ અંદરથી આંખ્યોને આંજી નાખે એવા પ્રકાશ વાળો હાર દેખાયો. મોહિનીએ આનંદની બૂમ મારી હારને ઉપાડી જમ્ભાની અંદર મૂકી દીધો, બાદ ખાનું બંધ કરી તે ત્યાંથી ઉભી થઈ પાછી માધવરાયના ઓરડામાં આવી. તેણે પુનઃ માધવરાય પાસે બેસી તેનાં ખીસ્સાં તપાસવા માંડયાં. ખીસ્સામાંથી રૂપાની એક નાની ચાવી નીકળી. તે ચાવી લઈ મોહિનીએ ત્યાં નજીકમાં પડેલી એક નાની ત્રિજોરી ઉઘાડવા માંડી. તે ત્રિજોરીમાં માધવરાય તેમના અગત્યના કાગળો મૂકતા, મોહિની એક પછી એક કાગળોનાં બંડલ છોડી વાંચવા લાગી. એવી રીતે કલાકેક પરીશ્રમ કરતાં તેને જે કાગળની ઈચ્છા હતી તે કાગળનું બંડલ મળી આવ્યું. તે બંડલને જોઇ મોહિનીના આનંદનો પાર રહ્યો નહિ, તેણે હસ્તા વદને તે બંડલને ખીસ્સામાં મૂકી ત્રિજોરી બંધ કરી. તે પછી તે ઉભી થઇ ચારે તરફ જોવા લાગી. સઘળે શૂન્યકાર જણાવા લાગ્યું. મ્હોટા મકાનમાં ઉભેલી મોહિની ભયાનક જોગણીની માફક જણાવા લાગી. તેણે થોડીકવાર કંઈક વિચાર કરી ત્યાંથી જવાનો નિર્ણય કર્યો. તે બારણા તરફ ચાલી. પણ એવામાંજ તેને કોઇ માણસની છાયા ચાલી આવતી હોય એમ જણાઇ. મોહિની ગભરાઇને ત્યાંજ ઉભી રહી. તેણે એક પણ પગલું આગળ ભર્યું નહિ. આ તેજ સ્ત્રી હતી કે જે પ્રથમ જ્વાળાપ્રસાદને મળી હતી, તેણે પ્રથમની માફક આજ પણ બુરખો ઓઢેલો હતો. તેનું મુખ દેખાતું નહોતું. તે મંદમંદ પગલાં ભરતી મોહિનીના સામે આવવા લાગી. મોહિની તેને જોઈ ધ્રુજવા લાગી, જોત જોતામાં તો તે સ્ત્રી નજીક આવી. મોહિની કંઈ પણ નહિ બોલતાં તેની સામે ટગરટગર જોઇ રહી. તે સ્ત્રીએ તરત પારખી લીધું કે દુષ્ટ જ્વાળાપ્રસાદે આની પર ઝેરી પ્રયોગ કરેલો છે.

આથી તે સ્ત્રીએ મોહિનીને કંઈ પણ નહિ પૂછતાં તેના કાળા જમ્ભાના ગજવામાં હાથ ઘાલ્યો, મોહિનીએ છૂપાવેલો છરો બહાર કાઢ્યો. તે બુરખાવાળી સ્ત્રીએ ગંભીર હાષ્ય કરી બીજા હાથે તેનો છરા વાળો હાથ પકડી લીધો. તેણે જે ગજવામાં હાથ નાખ્યો હતો તેમાંજ પેલા અગત્યના કાગળોનું બંડલ હતું. તે સ્ત્રીએ તત્કાળ બંડલને ખેંચી લઇ બુરખામાં છૂપાવી દીધું. તે પછી તેણે મોહિનીનો હાથ પકડી ઘોઘારી અવાજે કહેવા માંડયું, " એ સુંદર સ્વરૂપની ખૂની બાળા! ત્હેં જે અત્યારે દુષ્ટ કૃત્ય કર્યું છે તે મ્હેં સારી રીતે જાણ્યું છે. હું તને અત્યારે કંઇ પણ કહી શકતી નથી. તું પરાધિન છે. તારો જીવ પણ પરાધિન છે. જા, જા. તું તારા ઘાતકી બાપની પાસે જલ્દીથી પહોંચી જઇ તેને જણાવ કે તારા મ્હોતની સર્વ તૈયારીયો થઇ ચૂકી છે. મારા ના કહેવા છતાં પણ તેણે ઘાતકી કર્મ કરાવ્યું છે. બસ એથીજ તેનું મ્હોત સાબીત થયું છે. છોકરી! તને તે પિશાચે તેના પ્રયોગથી પિશાચની બનાવી છે એ પણ હું જાણું છું અને તેથીજ તને અત્યારે નિર્વિઘ્ને જવા દઉં છું. જા, જા, દુષ્ટ કર્મ કરનારી ચંડાળણી! તું જલ્દી અહિંથી નીકળી જા." કહી તે બુરખાવાળી અબળાએ તેનો હાથ મૂકી દઈ જોરથી ધક્કો માર્યો. મોહિની બારણા બહાર નીકળી ચાલતી થઇ. આ સમયે બરાબર મધ્યરાત્રિ થઈ હતી. મોહિનીના ગયા પછી તે બુરખાવાળી સ્ત્રીએ તેનો બુરખો દૂર કર્યો, તો અંદરથી તેનું મુખ જણાયું.

આ સ્ત્રી તરૂણવયની હતી, પરંતુ દુઃખ અને શોકથી વૃદ્ધ જેવી જણાતી હતી. તેનું મુખ ફીક્કું અને હાડકાં નીકળેલું જણાતું હતું. તેનો દેખાવ જીવતા માણસ કરતાં મૂએલાના જેવો દેખાતો હતો. તેણે મોહિનીના ગયા પછી, હૃદયમાં કંઇક થઈ આવતાં પુષ્કળ રૂદન

કર્યું, છેવટે તે અસ્રુ લ્હોઇ ઉભી થઇ અને શબવત્ થઇ પડેલા માધવરાયની પાસે આવી. તેણે તેનો હાથ ફેરવી માધવરાયનું શરીર તપાસ્યું. શેઠનું શરીર ઠંડુ અને લાકડા જેવું થઇ ગયું હતું. તે સ્ત્રી નિઃશ્વાસ નાખી ઓરડાના બારણા બહાર નીકળી એક બાજુ પર આવેલા ખુલ્લા જરૂખામાં આવીને ઉભી. તેણે રાજમાર્ગ પર નજર ફેંકી, ઘોર અંધકાર વ્યાપેલો હતો. ચારે તરફ શાન્તિ પથરાઈ રહી હતી. ફક્ત પવનના સપાટા છવાએલી શાન્તિનો ભંગ કરતા હતા. એવામાંજ દૂર લોકોની ગરબડ સંભળાઇ. નાટક, સીનેમા જોવા ગએલા લોકો પોત પોતાના મકાનો તરફ જતા હતા. જરૂખામાં ઉભી રહેલી સ્ત્રીએ સંજ્ઞા સૂચક એક ઝીણી વ્હીસલ પાડી, તે અવાજથી ચાર ગામડીયા જેવા દેખાવના માણસો હાથમાં ફાનસો પકડી જરૂખા નીચે આવીને ઉભા રહ્યા, તેમને જોઈ તે સ્ત્રીએ તેમને એક ખુલ્લા રહી ગએલા દરવાજામાં થઇને ઉપર આવવાનું જણાવ્યું. ચારે જણા બનતી ઝડપે ઉપર ચઢી આવ્યા, તેમને લઈ તે સ્ત્રી માધવરાયની પાસે આવી. એ અરસામાંજ તે ઓરડાની બીજી બાજુએ આવેલા ઓરડામાં સૂતેલી તારાએ જાગ્રત થઈ બગાસુ ખાધું, બગાસાનો અવાજ સાંભળી તે સ્ત્રી નીચે પડેલો બુરખો ઓઢી તારાની કોટડી તરફ દોડી ગઇ અને તે કોટડીના દ્વારને બહારથી સાંકળ ચઢાવી દીધી. બાદ તે તરત ત્યાંથી પાછી ફરી અને પોતાના માણસોને માધવરાયની લાસને ઉંચકી બહાર નીકળવાનું જણાવ્યું. તે ચારે માણસોએ માધવરાયના દેહને ઉપાડી ચાલવા માંડ્યું. સૌથી આગળ બુરખાવાળી સ્ત્રી ફાનસો પકડી ચાલતી હતી. તેણે બહાર નીકળી હાથમાંના ફાનસોને બુઝાવા નાખ્યા. તેઓ સઘળા ખુલ્લા દરવાજામાં થઇને બહાર નીકળી ચાલ્યાં ગયાં. તેઓ ક્યાં ગયાં તે અંધારાને લીધે જાણી શકાયું નહિ.

# પ્રકરણ ૯ મું.

## ભેદ ભરેલું ખૂન.

મધ્ય રાત્રિ થઇ હતી. અંધકારે અંધાર પછેડો સર્વત્ર સ્થળે પાથરેલો હતો. સિપાહીઓ રોન ફરવાને નીકળ્યા હતા. નાટક સીનેમા જોવા ગએલા લોકો હાથમાં ફાનસો–લાકડીઓ પકડી પોતપોતાના ઘર તરફ જતા હતા. સીનેમા જોવાને ગયેલો મોહનરાય તેના નોકર સાથે મકાન તરફ જતો હતો. તેનો નોકર હાથમાં ફાનસ પકડીને આગળ ચાલતો હતો. એવામાં તેણે તેની પાછળ ઘંટડી વાગતી સાંભળી. તેણે પાછળ ફરીને જોયું તો જણાયું કે કોઇક માણસ સાયકલપર બેસીને આવે છે. મોહનરાય તેને જોવા ઉભો રહ્યો. સાયકલપર સ્વાર થએલો માણસ અલ્પ સમયમાં તેની નજીક આવી પહોંચ્યો. મોહનના નોકરે ફાનસ ઉંચુ કરી તેના સામે જોયું. તે સાયકલવાળો તરત નીચે ઉતર્યો અને એકાએક બોલી ઉઠ્યો, "કોણ મી. મોહનરાય?"

"હા, મી. રજનીકાન્ત! આપ અત્યારે કઇ તરફ જાઓ છો?" મોહને પૂછ્યું.

રજનીકાન્ત આશ્ચર્ય પામ્યાનો દેખાવ કરી બોલ્યો, "મી. તમે અત્યારે કઇ તરફથી આવો છો?"

"હું આજે સીનેમા જોવાને ગયો હતો, ખેલ ખલાસ થવાથી હવે મકાન તરફ જાઉં છું." મોહને કહ્યું.

"ચાલો, હું પણ તમારા મકાનેજ આવું છું. કારણ કે મને થોડીવાર પર એક ચિઠ્ઠી મળી છે." રજનીકાન્તે જણાવ્યું.

"તે ચિઠ્ઠી કોણે મોકલી હતી?" મોહને પૂછ્યું.

"તેની મને ખબર નથી. હું તો મારા મકાનમાં સૂતો હતો એવામાં એક નોકરે મને જગાડી કહ્યું કે બંગલાના ચોગાનમાં કોઇ એક સ્ત્રી ઉભી છે, તે આપને મળવા માગે છે. આથી હું તરત ઉઠયો અને નોકરની સાથે ચોગાનમાં ઉભેલી સ્ત્રીની પાસે આવ્યો. તે સ્ત્રીએ તેનું તમામ શરીર બુરખાથી ઢાંક્યું હતું. તેણે મને જોઇ તત્કાળ બુરખામાં હાથ ઘાલી એક ચિઠ્ઠી કાઢી મારી સામે ધરી. મ્હેં તેની વર્તણુંકથી આશ્ચર્ય પામી તેના હાથમાંથી ચિઠ્ઠી લઇ લીધી. બાદ તે સ્ત્રીને હું કંઇ પૂછું તે પહેલાં તો તે કંઇ પણ બોલ્યા—ચાલ્યા સિવાય ઝપાટાબંધ ચાલતી થઇ. તે ઝાંપાની બહાર નીકળી ત્યાં સુધી હું તેની પાછળ જોઇ રહ્યો. તે પછી નોકરને ઝાંપો બંધ કરવાનું કહી હું અંદર ચાલ્યો ગયો. હું દીવાના અજવાળે તેણે આપેલી ચિઠ્ઠી વાંચવા લાગ્યો. ચિઠ્ઠીમાં ફક્ત થોડાક શબ્દો લખેલા હતા. જુઓ, આ રહી તે ચિઠ્ઠી." કહી રજનીકાન્તે ઓવર કોટના ખીસ્સામાંથી ચિઠ્ઠી કાઢી મોહનના હાથમાં મૂકી. મોહન નોકરના હાથમાંના ફાનસના પ્રકાસે ચિઠ્ઠી વાંચવા લાગ્યો. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

"છૂપી પોલીસ ખાતાના સબ ઇન્સ્પેક્ટર મી. રજનીકાન્ત! તમે જેમ બને એમ જલ્દીથી માધવરાય શેઠની હવેલી તરફ જાઓ. ત્યાં અત્યારે ભયંકર બનાવ બનનાર છે. જો જવામાં વિલંબ કરશો તો માધવરાયનું ખૂન થઇ જશે."

લી.

એક ભેદી અબળા.

આવી ચિઠ્ઠી વાંચી મોહન સ્તબ્ધ બની ગયો. તેનું હૃદય ધડકવા લાગ્યું. તેણે ચિઠ્ઠી રજનીકાન્તના હાથમાં આપી ચાલવા માંડ્યું. થોડી-

વારમાં તેઓ હવેલી આગળ આવી પહોંચ્યા. હવેલી આગળ શૂનશાન હતું. નોકર–ચાકરો નિદ્રાધિન થએલા હતાં. મોહને ધાંટો પાડી તેઓને જાગૃત કર્યા. મોહને તેમને ઠપકો આપી રજનીકાન્ત સાથે અંદર પ્રવેશ કર્યો. રજનીકાન્ત અને મોહનરાય દાદર ચઢી ઉપર આવ્યા. ઉપર આવતાંજ તેમને ઓરડાનાં બારણાં ખુલ્લાં જણાયાં. મોહન વિચારવા લાગ્યો કે આટલી રાત્રે આ બારણાં ઉઘાડાં કેમ હશે?

મોહનનો વ્હેમ વધવા લાગ્યો. તે ઉતાવળે પગલે રજનીકાન્ત સાથે માધવરાયના વાંચનગૃહ સમીપ આવી પહોંચ્યો. ત્યાંનાં બારણાં પણ ખુલ્લાં હતાં. ઇલેક્ટ્રીક લાઇટ ઝગઝગાટ પ્રકાશી રહી હતી. આથી મોહનનું હૃદય વધારે ધડકવા લાગ્યું. તેણે રજનીકાન્ત સામે જોઇ કહ્યું, "સાહેબ! કંઇક ભયંકર બનાવ બન્યો હોય એમ ભાસે છે."

"તમે ગભરાવ છો શા માટે? કદાચ માધવરાય હજી સુધી જાગતા પણ હોય. ચાલો આપણે અંદર જઇ તપાસ કરીએ." કહી રજનીકાન્ત આગળ ચાલ્યો. મોહન તેમની પાછળ અંદર ગયો. નોકર ફાનસ પકડી બારણા આગળ ઉભો રહ્યો. માધવરાયના વાચનગૃહમાં દાખલ થતાંજ બન્ને જણાને ત્યાંની જમીન લોહીથી રંગાએલી જણાઇ. મોહન ચીસ પાડી ઉઠ્યો. રજનીકાન્ત પણ દિગ્મુઢ થઇ ઉભો રહ્યો. છેવટે મોહને ગદગદીત્ કંઠે કહ્યું, "ખરેખર મારા ભાઇનું ખૂન થઇ ગયું છે. તેમની લાસ પણ અહિં જણાતી નથી. કહો સાહેબ! હવે શું કરવું? હા, અફસોસ! મારા ભાઇ અકાળે મરણને શરણ થયા અને આ નિર્ભાગી મોહનને સંસારમાં એકલો તજી ગયા." આમ કહી મોહન કરૂણ કંઠે કલ્પાંત કરવા લાગ્યો. નોકર–ચાકરો ઉપર દોડી આવ્યા અને શોકાતુર હદયે લોહીથી રંગાએલી જમીન જોઇ રહ્યા. રજનીકાન્ત મો-

હનરાયને આશ્વાસન આપી કહેવા લાગ્યો. "જે થવાનું હતું તે થઈ ગયું છે. માટે હવે શોક કરવો વૃથા છે. ચાલો આપણે આખા મકાનમાં તપાસ કરીએ, કે જેથી કદાચ આ અદ્‌ભૂત ખૂનનો પત્તો લાગે. ખૂન કરનાર ખૂનીએ શેઠનું શબ ક્યાંક છૂપાવેલું હોવું જોઇએ." કહી તે ત્યાંથી આગળ ચાલ્યો. મોહનરાય પણ ભગ્ન હૃદયે તેની પાછળ-પાછળ જવા લાગ્યો. એવી રીતે ચાલતા-ચાલતા તેઓ તારાલક્ષ્મીના શયનાલય સમીપ આવી પહોંચ્યા. શયનાલયનું દ્વાર બંધ હતું. તેને બહારથી સાંકળ ચઢાવેલી હતી. આથી મોહન ગભરાયો. તે રૂંધાતા કંઠે બોલી ઉઠ્યો, "અરે આ ઓરડીમાં તો મારી બ્હેન સૂઈ રહે છે; છતાં આ બારણેથી સાંકળ કોણે વાસી હશે?" આમ બોલતો મોહન ગભરાટથી ચારે તરફ જોવા લાગ્યો. તેના હોસ-કોસ ઉડી ગયા. તે આખા શરીરે ધ્રૂજતો હતો. તેની આંખ્યોમાંથી અશ્રુ વહેતાં હતાં. રજનીકાન્તે તેને ધિરજ ધરવાનું કહી તપાસ કરવા માંડી. તેણે કંઇક વિચાર કરી એક નોકરને પાસે બોલાવી એક ચિઠ્ઠી લખી આપી પાસેની પોલીસ ચોકી પર મોકલ્યો અને તેને જણાવ્યું કે આ ચિઠ્ઠી ફોજદાર સાહેબને આપી તેમને તરત અહિં તેડતો આવજે. નોકર ચાલતો થયો અને થોડીવારમાં ફોજદાર સાહેબને તેડી પાછો આવ્યો. ફોજદારે રજનીકાન્તને જોઇ સલામ કરી. રજનીકાન્તે તેને સર્વ હકીકત જણાવી. ફોજદાર સાહેબ આશ્ચર્ય પામ્યાનો ડોળ કરી માથુ ખંજવાળવા લાગ્યા. થોડીવારે ફોજદારે મુખ ઉંચુ કરી રજનીકાન્તને પૂછ્યું. "સાહેબ! આપને આ અદ્‌ભુત ખૂનની ખબર એકાએક ક્યાંથી પડી?"

"આજે માધવરાયનું ખૂન થવાનું છે એવી મને અગાઉથી ખબર પડી હતી. હું મારા મકાનમાં સૂતો હતો. મારી આંખ્યો ઉંઘથી

ઘેરાતી હતી એવામાં એક નોકરે મને જગાડી જણાવ્યું કે કોઈ ઓરત આપને મળવા માગે છે. હું તરત બહાર નીકળી તે ઓરતની પાસે ગયો. તે સ્ત્રી બુરખાથી ઢંકાએલી હતી. તેણે મને જોઇ બુરખામાંથી એક ચિઠ્ઠી કાઢી આપી. હું ચિઠ્ઠી વાંચવા લાગ્યો. એ અરસ્સામાંજ તે સ્ત્રી પસાર થઈ ગઇ. હું આશ્ચર્ય પામ્યો. ચિઠ્ઠીમાં માધવરાયનું ખૂન થવાનું છે એમ સ્પષ્ટ જણાવેલું હતું. જુઓ આ રહી તે ચિઠ્ઠી." કહી રજનીકાન્તે ખીસ્સામાંથી ચિઠ્ઠી કાઢી ફોજદારના હાથમાં મૂકી. ફોજદાર સાહેબે ધડકતે હૃદયે ચિઠ્ઠી વાંચી પાછી આપી. આ ફોજદાર બીજો કોઈ નહિ પણ જ્વાળાપ્રસાદનો મિત્ર હતો. તે સઘળી વાત જાણતો હતો છતાં ઉપરથી અણજાણતાનું ડોળ બતાવતો હતો. તેણે જ્યારે સાંભળ્યું કે માધવરાયનું શબ જડતું નથી ત્યારે તો તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. શેઠનું મુડદુ કોણ ઉપાડી ગયું હશે તેના તર્ક-વિતર્ક કરવા લાગ્યો. તે પછી તેણે તમામ નોકરોને બોલાવી પૂછપરછ કરી, પણ કંઇ જાણવા જેવી બાતમી મળી નહિ. એવામાંજ મોહિનીને જે સ્ત્રી મળી હતી તેણે ત્યાં આવીને જણાવ્યું કે, હું જ્યારે સૂવાને નીચે જતી હતી, તેવામાં એક સ્ત્રી મને સામી મળી. તેણે શરીર પર કાળો જભ્ભો ઓઢયો હતો. રાત્રિના દશ વાગે તે અજાણી સ્ત્રીને મકાનમાં ફરતી જોઈ હું ભય પામી. ત્યાંથી પાછી ફરવા લાગી, પણ એટલામાં તો તે સ્ત્રીએ મારી પાસે આવી મને પૂછ્યું, કે મોહનરાય મકાનમાં છે કે? મ્હેં ના કહી કહ્યું કે તે તો સીનેમેટોગ્રાફ જોવાને ગએલા છે. આથી તેણે મોટા શેઠ વિષે પૂછ્યું. મ્હેં તેને શેઠનું વાંચનાલય બતાવ્યું. તે પછી તે સ્ત્રી શેઠના ઓરડા તરફ ગઇ. મ્હેં તેને કોઈ ઓળખીતી ધારી વધારે પૂછપરછ કરી નહિ. હું નીચે ચાલી ગઇ અને પથારી પાથરી કોટડીમાં સૂઈ રહી.

ફોજદારે અને રજનીકાન્તે તે સ્ત્રીનું બોલવું ડાયરીમાં નોંધી લીધું. તે પછી ફોજદારે પંચાતનામું કર્યું. રજનીકાન્તને ફોજદારની ઉપર કુદરતી સંશય આવ્યો. તેમણે ફોજદારના સામે જોઇ કહ્યું, "જુઓ, આ એક નામાંકિત્ શેઠનું ખૂન થયું છે. આ ખૂન કરનાર કાંચો પોચો હોય એમ જણાતું નથી. આ ખૂન કરનારને અને શેઠના મુડદાને તમારે જેમ બને એમ જલ્દીથી ખોળી કાઢવાં જોઇએ. જો આ કામમાં જરાક પણ વિલંબ થશે તો આ કામ નિષ્ફળ જશે, માટે તમે અત્યારે ને અત્યારે જાઓ અને આ કામની પૂરતી તપાસ કરો. હું પણ મારાથી બને એટલી તપાસ કરૂં છું."

ઇન્સ્પેકટર સાહેબનું બોલવું સાંભળી ફોજદાર સાહેબ તરત ઉભા થયા અને સલામ કરી ત્યાંથી ચાલતા થયા, રજનીકાન્ત તેની પીઠ પાછળ જોઇ રહ્યો. તેનું મન બોલી ઉઠયું, "આ ફોજદારનો આ ખૂનમાં અવશ્ય હાથ હોવોજ જોઇએ. ઠીક છે, તેની આગળ ઉપર ખબર પડશે. તે પછી રજનીકાન્તે બારણા ઉપર વાસેલી સાંકળ ઉઘાડી નાખી. બારણાં ઉઘડી ગયા. બારણાં ઉઘડતાંજ અંદરથી એક સુંદર રમણી ગભરાયેલી હાલતે બહાર દોડી આવી. સઘળાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે સુંદર બાળાના માથાના વાળ અવ્યવસ્થિત થઈ ગયા હતા. તેનું મુખ ફિક્કું પડી ગયું હતું. તે સર્વાંગે ધ્રુજતી હતી. શરીર પરસેવાથી તરબોળ થઇ ગયું હતું. તેણે બહાર નીકળી આસપાસ જોયું. તેણે મોહનને જોતાંજ ઓ મારા ભાઇ કહી તેના પગ આગળ પડતું નાખી તેના પગ પકડી લીધા. મોહને તેના માથા પર હાથ ફેરવી આશ્વાસન આપતાં કહ્યું.

"તારા! બ્હેન! તું અંદર કયાંથી? તને શું થાય છે?"

તારા કંઇ પણ જવાબ નહિ આપતાં અવાચક થઈ ઉભી રહી- સઘળા તેના મુખ સામે જોઈ રહ્યા. રજનીકાન્ત એકી નજરે તેના મુખ પર થતા ભાવનું અવલોકન કરી રહ્યો. મોહને તારાને સર્વ વાતથી માહિતગાર કરી. ભાઇનું ખૂન થએલું સાંભળી તારાએ હૃદય ભેદક કલ્પાંત કરી મૂક્યું. રજનીકાન્તે તારાના ઓરડામાં તપાસ કરવા માંડી. તપાસને અંતે તારાના બિછાના તળેથી એક ચિઠ્ઠી મળી આવી. તે મોહિનીએ મૂકેલી હતી. રજનીકાન્તે તે ચિઠ્ઠી વાંચી તેમાં લખેલું હતું કે આ હવેલીમાં રહેનારાઓને માલૂમ થાય કે માધવરાયનું ખૂન કરવામાં ફાવ્યા છીએ. તમે અમને પકડવાનો ગમે એટલો પ્રયત્ન કરશો પણ તમે ફાવશો નહિ." ચિઠ્ઠીમાં એટલુંજ લખેલું હતું. રજની વિચારમાં પડયો. તેણે ચિઠ્ઠીના અક્ષર ઉપરથી તેમજ લખાણ ઉપરથી જાણી લીધું કે આ મકાનમાં આવનાર સ્ત્રીએજ માધવરાયનું ખૂન કર્યું છે. ત્યારે શું તે સ્ત્રી પેલી બુરખા વાળી તો નહિ હોય ? શું ખબર પડે ! તેણે મને ઠગવાનો પ્રપંચ કર્યો હોય તો ના કહી શકાય નહિ. પણ તેને માધવરાયનું શબ લઈ જવાની શું જરૂર હશે ?" આમ તર્ક— વિતર્ક કરતો રજનીકાન્ત સર્વ સાથે ત્યાંથી નીકળી લોહી વાળા ઓરડામાં આવ્યો. તેણે બારીક નજરે લોહીની તપાસ કરવા માંડી. લોહી તેને કૃત્રિમ જણાયું. તે ત્યાંથી ખસી ટેબલ પર મૂકેલા ચંબુ પાસે આવ્યો. ચંબુનું પાણી પણ લોહી જેવું જણાયું. તરત તેના મનમાં ખાત્રી થઇ કે ખૂનીયોએ ઠગવાનોજ ધંધો કર્યો છે. માધવરાયનું ખૂન થયું નથી. મારા ધારવા પ્રમાણે કોઈ લુચ્ચાઓજ દ્રવ્ય પડાવવાની લાલચે એહને બેભાન કરી લોહી જેવું પાણી છાંટી ઉપાડી ગયા હોવા જોઇએ. તેમણે છાંટવા લીધેલું પાણી પણ આ ચંબુમાંથી લીધેલું હોવું જોઇએ મને લાગે છે કે આ કામ કદાચ પેલા ઉજળા ઠગ જ્વાળાપ્રસાદનું પણ હોય?

મારે હવે તેની છૂપી તપાસ કરવી પડશે." આમ મનમાં નિર્ણય કરી રજનીકાન્ત સર્વને ધિરજ ધરવાનું કહી નીચે ઉતર્યો અને નીચે મૂકેલી સાયકલ પર બેસી પોતાના મકાન તરફ વિદાય થઈ ગયો. છેવટે સવાર થયું. વા ને વેગે વાત ઉડી. સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. મોહનરાયને અનેક માણસો દિલાસો આપવા આવવા લાગ્યા. એવી રીતે આખો દિવસ પણ પસાર થઇ ગયો. છેક સાંજના મોહનરાય ગાડી જોડાવી જ્વાળાપ્રસાદના મકાને જવા નીકળ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

—:o:—

### પાપીની પ્રપંચ જાળ.

સાંજનો સમય છે, ખુસનુમા પવન શરીરને આનંદજનક લાગે છે. આખા દિવસના પરીશ્રમથી કંટાળેલા લોકો ખુલ્લી હવા આવાને નગરની બહાર જાય છે. કેટલાંક નર—નારીના જોડાં સુંદર પોષાક પહેરી બાગ બગીચા તરફ ફરવાને જતાં જણાય છે. ગાડી-ઘોડાના ખડખડાટથી રસ્તાઓ ગાજી રહ્યા છે. આ વખતે મોહનરાયની ગાડી પૂર વેગે ચાલી જતી હતી, જ્વાળાપ્રસાદ શેઠનું મકાન નિર્જન સ્થાનમાં આવેલું હતું, શોકાતુર મોહન વિચારમાં તદ્રુપ બની ગાડીની અંદર બેસી રહ્યો હતો. થોડીવારે ગાડી જ્વાળાપ્રસાદના મકાન આગળ આવીને અટકી. ગાડી હાંકનારે નીચા ઉતરી બારણું ઉઘાડ્યું. મોહનરાય ભગ્ન હૃદયે મકાનની અંદર ચાલવા લાગ્યો. તેને જતો જોઇ ગાડીવાળાએ પૂછ્યું, " શેઠજી ! ગાડી ઉભી રાખું કે લઇ જાઉં ?"

" લઇ જા. " મોહને ટુંકો ઉત્તર આપ્યો.

"આપને તેડવાને ક્યારે આવું ?" પુનઃ નોકરે પૂછ્યું.

"તારે આવવાની જરૂર નથી. હું જ્વાળાપ્રસાદ શેઠની ગાડી લેતો આવીશ, તું હવે જા અને તારા બ્હેનને જણાવજે કે ભાઈ મોડા આવશે, ફીકર કરીશ નહિ."

"બહુ સારૂં." કહી ગાડીવાન ગાડી પર ચઢી બેઠો અને ગાડી લઇ માધવરાય શેઠના મકાન તરફ વળ્યો, મોહન નીચું વદન કરી અંદર ચાલ્યો, દરવાનોએ ઉભા થઇ તેને સલામો કરી પણ વિચાર વમળમાં ગુંથાએલા મોહનનું લક્ષ ખેંચાયું નહિ. મોહન મકાનમાં પ્રવેશ્યો અને આસપાસ જોતો જ્વાળાપ્રસાદના દિવાનખાનામાં આવ્યો. દિવાનખાનામાં મોહિની બેઠેલી હતી. તે આ વખતે એક રૂમાલ ગુંથતી હતી. મોહનરાયના પગલના અવાજથી તેણે ઉંચે જોયું, મોહનને જોતાંજ રૂમાલ ટેબલ પર મૂકી દઇ ઉભી થઇ અને મોહનની સામે દોડી જઇ આવો, પધારો વગેરે સન્માન સૂચક શબ્દો કહી તેનો હાથ પકડી એક ખુરશી નજીક લઇ આવી. મોહિનીનું પ્રફુલ્લિત વદન જોઈ મોહનનો શોક સ્હેજ દૂર થયો, મોહિની પણ પોતાના પ્રિયને જોઇ મનમાં આનંદ પામવા લાગી, બન્ને એક બીજાના મુખ સામે જોવા લાગ્યાં. મોહિનીનું જોવું નિરાળું હતું. તે મંદમંદ હસી કાતીલ કટાક્ષો ફેંકતી હતી. તેની ઉપર આ વખતે જાદુઇ પ્રયોગની અસર નહોતી, તેણે સ્નેહ પૂર્વક મોહનરાયને એક ખુરશીમાં બેસાડતાં પૂછ્યું, "આપની તબીયતતો સારી છે ને ?" મોહનરાય જવાબ આપવાને મુખ ઉંચું કરે એવામાંજ જ્વાળાપ્રસાદ ત્યાં આવીને ઉભો રહ્યો, તેણે મોહનને જોઈ સાહેબજી કહી સેકહેન્ડ કરી અને નજીકમાં પડેલી એક બીજી ખુરશી પાસે ખેંચી તેની જોડે બેઠો. તેણે થોડીવાર શાન્તિથી બેઠા

પછી મોહન સામે જોઇ પૂછ્યું, " મી. મોહનરાય! આજે તમારૂં મુખ દિલગીર કેમ જણાય છે? તમારી આંખ્યો પણ લાલચોળ જણાય છે. ઉજાગરો તો નથી કર્યો ને?

" હું કાલે સીનેમા જોવા ને ગયો હતો; તે પછી મકાને આવ્યો પણ ભાગ્યમાં ઉંઘવાનું લખાએલું નહિ હોવાથી કેવી રીતે નિદ્રા લઇ શકું ?" મોહને લલાટ પર કર મૂકી કહ્યું.

જવાળાપ્રસાદ ચમકાટનો ડોળ કરી ખુરશીમાંથી સ્હેજ ઉંચો થઈ બોલી ઉઠયો, " તમે આજે આમ કેમ બોલો છો ? તમારા બોલવામાં કંઇક ભેદ હોય એમ જણાય છે. ભાઇ! મને જણાવો કે રાત્રે ઉંઘ કેમ નહોતી આવી ? શું કંઈ દર્દ તો થયું નથી ને?"

" ના, મને તો કાંઈ નથી થયું; પણ..." મોહન વાત કરતાં અચકાયો. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તેણે ખીસ્સામાંથી રૂમાલ કાઢી આંખ્યો પર ફેરવ્યો. જવાળાપ્રસાદે આશ્ચર્ય પામી પૂછ્યું, "મોહનરાય! તમે વાત કરતાં એકાએક કેમ અચકી ગયા ? માધવરાય શેઠને તો કંઈ થયું નથીને ?"

"હા, ઘણુંજ ખરાબ થયું છે, મારૂં સર્વસ્વ નાશ પામ્યું છે." કહી મોહન એક નાના બાળકની માફક રડી પડ્યો.

જવાળાપ્રસાદ ગભરાટથી ઉભો થઇ તેની નજીક ગયો અને તેને વાંસે હાથ ફેરવી કહેવા લાગ્યો, " ભાઇ! જણાવો તો ખરા કે છે શું? તમારા આવા બોલવાથી મારૂં હૃદય અકળાય છે. "

"હું શું કહું? કહેતાં મારી જીભ ઉપડતી નથી. મારા મોટા ભાઇ મને નિરાધાર કરી આ સંસારમાંથી ચાલ્યા ગયા છે, તેમનું કોઇએ ખૂન કર્યું છે."

"હેં! શું માધવરાય શેઠનું ખૂન? હાય! ગજબ થયો. મારો દિલોજાન દોસ્ત માર્યો ગયો." આમ બોલતો જ્વાળાપ્રસાદ કૃત્રિમ કલ્પાંત કરવા લાગ્યો. છેવટે તેણે શાન્ત થઈ આંખ્યો લોહી મોહન સામે જોઈ પૂછ્યું, "ભાઈ? આ બાબતની તમામ હકીકત મને જણાવો કે આ બધું શી રીતે બની ગયું? હાય! મારા હૃદયમાં ગભરામણ થાય છે." કહી જ્વાળાપ્રસાદે તેના બે હાથ માથા પર પછાડયા, મોહિની સજળ નયને પિતાની લીલા જોઇ રહી. મોહને અથઇતી વાર્તા કહી સંભળાવી. જ્વાળાપ્રસાદ નિઃશ્વાસ પર નિઃશ્વાસ નાખવા લાગ્યો. તેણે મોહિની સામે જોઇ રૂંધાતા કંઠે છૂપી ઇસારત કરી કહ્યું, "બેટા મોહિની! તહેં સાંભળ્યું કે? માધવરાય શેઠનું કોઇ બદમાસના હાથે ખૂન થઈ ગયું છે. જુલમ થઈ ગયો છે. તેમના શબનો પણ પત્તો નથી, હાય! અફસોસ! મારો મિત્ર અંતકાળની ક્રિયા પણ પામવાને રહ્યો નહિ."

મોહિની ઉભી થઇ પિતાની નજીક આવી બોલી, "બાપુ! ઘણોજ ગજબ થઈ ગયો છે, શેઠનું અકાળે મરણ થએલું સાંભળી મને ઘણુંજ લાગી આવે છે, વળી તારાલક્ષ્મીને પણ તે ચંડાળ ખૂની એ અંદર પૂરી હતી. કેમ ખરૂંને મોહનરાય?"

"હા," મોહને ટુંકો ઉત્તર આપ્યો.

"તે વખતે તારાલક્ષ્મીના ભયનો પાર રહ્યો નહિ હોય? તે બિચારી તો સર્વાંગે ધ્રુજતી હશે.?"

"અરે તે બિચારીના તો હોંસ ઉડી ગયા હતા, તેનું મુખ ફિક્કું પડી ગયું હતું, જ્યારે મી. રજનીકાન્તે તેનું ઘણીવાર સુધી આશ્વાસનકર્યું ત્યારેજ એને લગીર શાન્તિ વળી હતી." મોહને કહ્યું.

"શું રજનીકાન્ત તે વખતે ત્યાં હાજર હતા?" જ્વાળાપ્રસાદે ચમકીને પૂછ્યું.

" હા, તેમને અગાઉથીજ ખૂન થવાનું હોવાની ખબર મળી હતી."

એક બુરખાવાળી સ્ત્રી રાત્રિના અગીઆર વાગ્યાના સૂમારે તેમના બંગલે જઈ એક ચિઠ્ઠી આપી આવી હતી. તે ચિઠ્ઠીમાં લખ્યું હતું કે આજરોજ રાત્રે માધવરાય શેઠનું ખૂન થવાનું છે માટે વગર વિલંબે ત્યાં જાઓ, આથી. "

મોહન આગળ બોલે એ પહેલાં તો જ્વાળાપ્રસાદ સમસ્ત શરીરે ધ્રુજતો બોલી ઉઠયો, " શું તે બુરખાવાળી સ્ત્રી તેને પણ મળી હતી? હાં...વારૂ તે સ્ત્રીએ તેની સાથે કંઈ વાતચીત કરી હતી કે ? "

" ના, તેતો ચિઠ્ઠી આપીને તરત ચાલતી થઇ હતી. તે પછી મી. રજનીકાન્ત સાયકલ પર સ્વાર થઇને રસ્તામાં આવતા મને મળ્યા. હું સીનેમા જોઇને મકાને જતો હતો. અમે બન્ને મકાને આવ્યા. તે પછીની વાત આપને વિદિત છે. પણ આપ તે બુરખા વાળી સ્ત્રીનું નામ સાંભળી આટલા બધા ગભરાઈ કેમ ગયા ? શું તમે તે સ્ત્રીને કોઇ વખતે જોઈ છે ? " મોહને પૂછ્યું.

" નારે ના. મ્હેંતો તેને કોઇ દિવસ જોઇ નથી. પણ બુરખા વાળી સ્ત્રી સાંભળીનેજ હું અચંબામાં પડી ગભરાગો હતો કે રખેને તે સ્ત્રી પણ ખુન કરવામાં સામેલ હોય, કારણ કે એવા કેશ મ્હેં ઘણાં સાંભળ્યા છે, તેમજ ન્યુસપેપરોમાં પણ વાંચ્યા છે કે જે ખુની હોય છે તે તેની પ્રપંચ જાળ ફેલાવવાને અને લોકોને ગભરાટમાં નાખવાને કહી આવે છે કે આજે અમુકનું ખુન થનાર છે. મારા ધારવા પ્રમાણે તે બુરખા વાળી સ્ત્રી શેઠનું ખૂન કરીનેજ તેમને ખબર આપવાને ગઈ હશે, આ સઘળા ગોટાળા ઉપરથી એટલું તો માલમ પડી આવે છે છે કે શેઠનું ખૂન કરનાર કોઇ અબળાજ હોવી જોઇએ. વારૂ તમે શું ધારો છો?" જ્વાળાપ્રસાદે મોહન સામે ઝીણી નજરે જોઈ પૂછ્યું.

"મને તો કંઈ પણ સમજ પડતી નથી. મોટાભાઇના ખુનથી મારી શુદ્ધિ બુદ્ધિ હરાઈ ગઇ છે. મને કંઇ પણ ચેન પડતું નથી. મારાથી પ્રતિપળે રડી જવાય છે." કહી મોહન પુનઃ રડી પડયો.

જવાળાપ્રસાદે તેને ધિરજ ધરવાનું સૂચવી પૂછ્યું, "વારૂ તે વખતે ફોજદાર સાહેબને બોલાવ્યા હતા કે?"

"હા, તેમણે પણ ત્યાં આવી તપાસ ચલાવી પંચાતનામું કરી લીધું હતું. તેમણે પંચાતનામામાં પણ લખ્યું છે કે આ ખુનમાં કોઈ સ્ત્રીનો હાથ હોય એમ માલમ પડે છે." મોહને જણાવ્યું.

"ખરેખર મારૂં ધારવું પણ ફોજદારના મતને મળતુંજ છે." કહી જવાળાપ્રસાદ વિચારમાં પડયો, એવામાં મોહિનીને એકાએક કંઈક યાદ આવતાં પૂછ્યું, "મોહનરાય! હું આપને એક વાત પૂછવાની ઇચ્છા રાખુંછું?"

"ખુશીથી પૂછો."

"મ્હેં એમ સાંભળ્યું છે કે આપના વડિલ બંધુએ થોડાક વર્ષ પર તારાલક્ષ્મીને સારી સંપત્તિ મળવાનું દાન પત્ર કરેલું છે, શું તે વાત સત્ય છે?"

"હાજી, મારા ભાઇએ તેના નામના પચાસ હજાર રૂપીઆ બેઓએ બેન્કમાં જમે મૂક્યા છે; અને તેનું દાન પત્ર તારાના નામનુંજ કરેલું છે. તેમાં મ્હેં પણ મારી સહી કરેલી છે. મોહિની! આ પ્રશ્ન પૂછવાનું અત્યારે શું કારણ છે?" મોહને પૂછ્યું.

"કાંઇ નહિ, એતો મને જરીક વ્હેમ પડવાથી પૂછવું પડયું."

કહી મોહિનીએ બારીક નજરે તેના પિતાના સામે જોયું. મોહન નીચું વદન કરીને બેસી રહ્યો હતો, જવાળાપ્રસાદે ઇસારતથી મોહિનીને કંઇક સમજાવી મોહનરાય સામે જોઈ કહેવા માંડયું.

"મોહનરાય! ગમે એમ થાય પણ આ ભેદી ખૂનનો તો પતો અવશ્ય લગાડવો, તે નીચ ખૂનીને પકડી તેના ક્રૂર કર્મની સજા આપવીજ જોઇએ, માટે તમે અત્રે બેસો, હું બહાર જાઉં છું, અને મારા મિત્ર ફોજદારને તેમજ રજનીકાન્તને મળી તેમની સલાહ લઇ પેપરમાં જાહેર ખબર આપું છું કે માધવરાયના ખૂનીને પકડનારને યા તો તેની ખરી બાતમી આપનારને પાંચ હજાર રૂપીઆનું ઇનામ મળશે. કારણકે! તે મારો ભોળો મિત્ર એકાએક માર્યો ગયો. અરેરે હવે મને સલાહ આપનાર કોઇ રહ્યું નહિ." આમ શોક કરતો જ્વાળાપ્રસાદ ઉભો થઈ કપડાં પહેરવા લાગ્યો.

મોહન બોલ્યા ચાલ્યા વિના બેસી રહ્યો. મોહિની મોહનને માટે ચ્હા લેવા નીચે ગઈ. જ્વાળાપ્રસાદ કપડાં પહેરી દિવાનખાનામાંથી બહાર નીકળ્યો. મોહિની ચ્હાના કપ લઇ આવતી સામે મળી. જ્વાળાપ્રસાદે તેને નજીક બોલાવી કહ્યું, "મોહિની! હું આ પાસેના ઓરડામાં બેઠો છું. તું અંદર મોહનની પાસે જા. તેને ચ્હા પીવરાવી મીઠી વાતોથી ખુસ કરજે અને આ ઝેરી રૂમાલથી તેને બેશુદ્ધ બનાવજે; પછી જે કરવાનું છે તે હું ત્યાં આવીને કરીશ."

મોહિની પિતાનું કહેવું સાંભળી સ્તબ્ધ બની, તેણે દયાની નજરે પિતાની સામે જોઈ કહ્યું, "બાપુ! શું એકના મ્હોતથી પણ ન ધરાયા કે જેથી બિચારા મોહનરાયને મારી નાખવાનો વિચાર કરો છો? બાપુ! શું તમારા દિલમાં લગીર પણ દયા નથી? તમે આવાં પૈશાચિક કર્મોથી કયે ભવે છૂટશો?"

"મોહિની! તું મારૂં કહેવું પૂર્ણ સાંભળ્યા વિના શામાટે બકબક કરે છે? તું......"

"તમારૂં કહેવું હું હવે માન્ય કરનાર નથી, તમે મને બળાત્કારે જો કે નીચ કર્મ કરાવો છો પરંતુ યાદ રાખજો કે એક દિવસે તમારે ભયંકર પશ્ચાતાપથી પસ્તાઈ મરણને શરણ થવું પડશે. પરમકૃપાળુ પરમાત્મા આવો જુલ્મ કદાપિ સહન કરી શકશે નહિ. બાપુ! તમારાં ક્રૂર કર્મોથી હવે હદ વળી ગઈ છે, હવે ક્ષમા કરો. હું કોટી ઉપાયે મોહનરાયને મરવા દેનાર નથી. જો મોહનરાય મરશે તો નક્કી સમજજો કે આ તમારી મોહિની પણ ઝેર પી તેની જોડે મુડદુ થઈને પડશે." આટલું જુસ્સાથી બોલી મોહિનીએ નીચે જોયું. જવાળાપ્રસાદે કાતર દ્રષ્ટે તેના સામે જોયું, મોહિનીની ચળકતી આંખ્યોમાં તેને એક પ્રકારના અલૌકિક તેજનો ભાસ જણાયો, તેણે હસ્તે વદને મોહિનીને નજીક ખેંચી કહ્યું, "બેટા! તું આટલી બધી અકળાઈ શામાટે જાય છે? હું મોહનરાયને મારવાને નથી ઇચ્છિતો, હું ભવિષ્યમાં તને તેની સાથેજ પરણાવી તારી મન કામના પૂર્ણ કરીશ, પણ તે પહેલાં મારૂં એક કામ પૂર્ણ થવું જોઇએ, જો મારો વિચાર......" જવાળાપ્રસાદે મોહિનીના કાનમાં ધીરેથી કંઈક વાત કરી, મોહિની પ્રસન્ન થઈ અને હસ્તે વદને પિતાના હાથમાંથી ઝેર છાંટેલો રૂમાલ લઈ અંદર ચાલતી થઈ, જવાળાપ્રસાદ નજીકના ઓરડામાં બેસી સમયની રાહ જોઈ રહ્યો. મોહિનીએ ચ્હાના કપ ટેબલ પર મૂકી મોહનરાયને ચ્હા પીવાનું સૂચવ્યું, મોહને બોલ્યા ચાલ્યા વિના ચ્હા પી લીધો, મોહિનીએ ચ્હા પી પાન બનાવી તેને આપ્યું. બન્નેમાં મૌન પ્રવર્તાઈ રહ્યું. અંતે મોહિનીએ તેનું મુખ મલકાવી પૂછ્યું," રાયજી સાહેબ! બનનાર વાત બની ગઈ છે. વૃથા શોક કરવાથી તમે મોટા ભાઇને હવે કદાપિ કાળે જોઇ શકવાના નથી."

"મોહિની! શું કરૂં? આ કારી જખમ જીંદગી ભર રૂઝાવાનો

નથી. બાઇની મૂર્તિ અત્યારે જાણે મારી સમક્ષ ઉભી હોય એમ મને જણાય છે. અરેરે જો આવું જાણતો હોત તો હું સીનેમા જોવાને પણ જાત નહિ." આમ બોલતા મોહનની આંખ્યોમાં પુનઃ અશ્રુ ઉભરાયાં. મોહિની તરત તેની નજીક જઈ પોતાના રૂમાલથી તેનાં અશ્રુ લુછવા લાગી. તે પછી પેલો ઝેરી રૂમાલ પહોળો કરી તેના મુખપર ધર્યો અને પછી તેને થોડીવારે મુખપરથી ઉપાડી લઈ તેનાથી પવન નાખવા લાગી. મોહનના આંખ્યો ઘેરાવા લાગી. થોડીવારમાં તો તે ભાન ભૂલી ખુરશીમાં ઢળી પડ્યો, તેનું શરીર શબવત્ થઈ ગયું. મોહિનીએ બહાર નીકળી નજીકના ઓરડામાંથી પિતાને ત્યાં બોલાવ્યો. ઉંચો તાડ જેવો જ્વાળાપ્રસાદ તત્કાળ ત્યાંથી બહાર નીકળી પ્રથમના હોલમાં આવ્યો અને મોહનના શરીર સામે જોઇ આનંદનો ઉદ્‌ગાર કાઢ્યો. તેણે પ્રથમ મોહનના શરીર આગળ બેશી તેના કોટનાં તમામ ગજવાં તપાસ્યાં; પરંતુ અંદરથી કંઇ મળી આવ્યું નહિ. તે પછી તેણે મોહિનીની મદદ લઈ તેને ખુરશીમાં ટટાર બેસાડી પોતાના ગજવામાંથી એક નાની શીશી કાઢી અને મોહનની આંખ્યો ફાડી તેમાં એકેક ટીપું દવાનું પાડ્યું. તરત મોહનમાં શુદ્ધી આવી, તેણે આંખ્યો ઉઘાડી જ્વાળાપ્રસાદ સામે જોયું. મોહિની ચિત્રવત્ ઉભી રહી પિતાનું કામ જોઈ રહી. જ્વાળાપ્રસાદે મોહનના હાથમાં સાહમાં બોળેલું હોલ્ડર આપ્યું; અને તેના ખોળામાં એક કોરો કાગળ મૂક્યો. બાદ જ્વાળાપ્રસાદે હસ્તેવદને મોહન સામે જોઇ પૂછ્યું, "કેમ હવે આની અંદર લખી શકાશે કે?"

"હાજી." કહી મોહને હસી દીધું.

"ત્યારે લખો હવે." કહી જ્વાળાપ્રસાદે લખાવા માંડ્યું કે,

"હું તમારી મોહિનીની સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાવાને ખુશી છું. હું તેને જીંદગીભર પાળવાને બંધાઉં છું; અને આ લગ્ન

નિમીતે હું મોહિનીને રૂપીયા બે લાખ આપવાને કબુલ થાઉં છું." આટલા શબ્દો લખાવી તેણે કાગળ નીચે મોહનની સહી કરાવી લીધી. તે પછી એક બીજા સાદા કાગળમાં પણ તેની સહિ કરાવી લીધી. આથી મોહિનીને અત્યંત નવાઇ લાગી, તેણે પિતાને પૂછ્યું, "બાપુ ! આવું લખાવવાનું શું કારણ છે ?"

"બેટા ! તું એમાં સમજે નહિ, હું જે કંઇ કરતો હોઇશ તે તારા ભલાને માટે જ."

"પણ બે લાખ રૂપિયાની આટલી નાની ચિઠ્ઠી લખાવ્યાથી શું ફાયદો ? કાયદાસર તો સ્ટામ્પવાળો કાગળ લખાવવો જોઇએ"

"અરે ગાંડી ! આટલી ચાર લાઇનો ઉપર તો હું મોટો ગઢ ચણી શકું એમ છું. મ્હેં અનેકાનેક ખોટી હુંડીયોનાં નાણાં ઉભાં કર્યાં છે. બેટા ! જેની પાસે જર તે ચાહે સો કર. પૈસો જ પૈસાને બેંચી લાવે છે." કહી જ્વાળાપ્રસાદે તે બન્ને કાગળ મોહિનીના હાથમાં મૂકી કહ્યું, "જો બેટા ! આ કાગળ ખોવાય નહિ, આને જીવની પેઠે જાળવી રાખજે." બહુ સારૂં કહી મોહિની અંદર જઈ તે કાગળને કોઇક ગુપ્ત સ્થળે મૂકી પાછી આવી.

તે પછી જ્વાળાપ્રસાદે નજીકના કબાટમાંથી એક લાંબો શીશો કાઢી તેમાંના પ્રવાહી પદાર્થની મોહનના માથાપર ઝીણી ધાર કરી. અલ્પ સમયમાં જ મોહને બગાસું ખાધું અને જાણે ઉંઘમાંથી ઉઠયો હોય એમ આંખ્યો ચોળવા લાગ્યો. તેણે જ્વાળાપ્રસાદ સામે જોઇ જવાની રજા માગી. જ્વાળાપ્રસાદે ગાડી જોડાવરાવી મોહનને અંદર બેસાડી હિંમત આપી તેના મકાન તરફ વિદાય કર્યો. બાદ પિતા-પુત્રી ભોજન કરવા ચાલ્યાં ગયાં.



# પ્રકરણ ૧૧ મું.

## " પહેલાંની થોડીક વાત. "

રજનીકાન્ત ખૂનીને ખોળવા અથાગ પરીશ્રમ ઉઠાવી રહ્યો હતો. દિવસોપર દિવસો જવા લાગ્યા પણ ખૂનીનો પત્તો લાગ્યો, નહિ. રજનીકાન્ત આખો દિવસ ગુપ્તવેશ ધારણ કરી નગરમાં ફર્યા કરતો. તે ત્રણ–ચાર વખત તો જ્વાળાપ્રસાદના મકાને પણ છૂપી રીતે જઇ આવ્યો હતો. તેને જ્વાળાપ્રસાદ પર સજ્જડ વ્હેમ હતો. આજે રજનીકાન્ત આખો દિવસ રઝળી–રખડી–થાકી–કંટાળી મકાને આવ્યો. માધવરાયના ખૂનીનો હજી સુધી પત્તો નહિ લાગવાથી તેના મુખપર દિલગીરી છવાઇ હતી. ખૂની નહિ પકડાવાથી પેપરોમાં સખ્ત ટીકાઓ ચાલવા લાગી રજનીકાન્તે ઘણા ખૂનીઓને પકડયા હતા પરંતુ આ ખૂનમાં તેને કંઇ પણ સમજ પડતી નહોતી. તે છેક સમીસાંજે મકાને આવી કપડાં બદલી એક ખુરશીચેરમાં આડો પડયો. તેના હૃદયમાં ઉપરા–સાપરી વિચારોનાં આવરણો છવાતાં હતાં. ખૂનીને શી રીતે પકડવો એ તેનો મુખ્ય વિચાર હતો. વિચારની પરંપરા વધવાથી તેના મુખપર અવનવા ભાવ પ્રકટવા લાગ્યા. એવી રીતે વિચારમાં ને વિચારમાં તેણે લગભગ એક કલાક પસાર કર્યો. એવામાં એક સુસ્વરૂપા સુંદરી કે જેનું વય બહુધા બાવીસેક વર્ષનું હશે એવી મનોહર મહિલા હાથમાં ફાનસ પકડી ત્યાં આવી, હજી પણ રજનીકાન્ત તેના વિચારોમાં મસગુલ હતો. તે રમણી તેની પીઠ પાછળ ઉભી છે તેનું પણ તેને ભાન નથી. તેની એવી અવસ્થા નિહાળી તે રમણીને હસવું આવ્યું. તેના હસવાના અવાજથી

રજનીકાન્ત ચમક્યો. તેણે ટટાર બેશી પાછળ જોયું. તત્કાળ તે રમણીએ પ્રાનસ નીચે મૂકી મુખ મલકાવી કહ્યું, "અહો ! આજે તો ખુબ વિચારમાં મશગુલ થયા છો ?"

"હા, એમજ છે; પણ તમે ક્યારનાં આવીને અહિં ઉભાં રહ્યાં છો ?" રજનીકાન્તે પૂછ્યું.

"મને અહિં આવે બહુ વાર થઇ નથી. વ્હાલા ! આજે તમે થાકી ગયા હો એમ તમારી મુખમુદ્રાપરથી જણાઇ આવે છે. આપની આજ્ઞા હોય તો સ્ટ્રોંગ ચ્હા બનાવી લાવું કે જે પીવાથી શરીરમાં સ્ફુર્તિ આવશે ?"

"જેવી તમારી ઇચ્છા." કહી રજનીકાન્ત પુનઃ ખુરશીમાં આડો પડયો. તે રમ્ય રમણી તેને માટે ચ્હા બનાવવાને ચાલતી થઇ.

તે રમણી અન્ય કોઇ નહિ પણ રજનીકાન્તની પત્ની હતી. તેનું નામ રમાદેવી હતું. તે કુળવાન માબાપની પુત્રી હતી. તેનાં માતા-પિતા વીરપુર નામક નગરમાં રહેતાં હતાં. તેમની પાસે સાધારણ દ્રવ્ય સંપત્તિ હતી. છતાં તેઓ પોતાની પુત્રીને એક ગૃહસ્થની માફક લાડલડાવતાં હતાં. તેમણે રમાને સારી કેળવણી આપી હતી. રમા બાલપણથી જ ચંચળને ચાલાક હતી. માતા-પિતાના લાડથી તે ઉમ્મરે વધતાં નિડર અને સાહસીક થતી ગઇ, તેનો વિવાહ તેજ નગરના એક શ્રીમાન ગૃહસ્થના પુત્રની સાથે કર્યો હતો, તેનું નામ જગદિસચંદ્ર હતું. જગદિશચંદ્ર બાલ્યકાળથી જ ખરાબ સોબતમાં પડી દુરાચરણી થયો હતો. તે નિરંતર મદિરાપાન, જુગાર, વેશ્યાવિલાસ વગેરેમાં તેનો સમય વ્યતિત કરતો. તેનાં માતા-પિતા તેને ઠપકો આપવા લાગ્યાં. જગદિસચંદ્ર માતા-પિતાની સાથે નિરંતર કલેશકંકાસ કરવા લાગ્યો, આથી તેનાં માતા-પિતાએ તેનાથી કંટાળી તેને ઘરની બહાર કાઢી મૂક્યો, જગ-

દિશચંદ્ર વેષ્યાને ત્યાં પડી રહેવા લાગ્યો. એક દિવસે બગીચામાં ફરતાં તેના અને રમાનો અચાનક મેળાપ થઈ ગયો. તે વખતે તેણે પુષ્કળ દારૂ પીધેલો હોવાથી તેને સારાસારનું ભાન નહોતું. તે રમાની નજીક જવા લાગ્યો. રમા તેને જોઇ શરમાઇ ગઇ, તેણે નીચે જોયું. એટલામાં તો તેણે નજદીક આવી રમાનો હાથ પકડયો અને દારૂની ઝુમમાં મારી વ્હાલી, પ્યારી, સુંદરી વગેરે શબ્દો બોલી તેને ખેંચવા લાગ્યો. રમાએ તેના વર્તનથી ભય પામી બૂમ મારી. બગીચાના માળી-મજુરો ત્યાં દોડી આવ્યા અને દારૂડીયા જગદિશની આગળ પાછળ ફરી વળી લાકડીઓના સપાટા લ[illegible]વવા મંડયા. આથી તેણે રમાને છોડી દીધી. રમા ગાડીમાં બેશી ઘર તરફ વિદાય થઇ ગઈ. તેણે તેના માતા-પિતાને તમામ હકીકત કહી. પુત્રીના ભવિષ્યમાં થનાર ભર્તારના દુરાચરણ સાંભળી રમાનાં માતા-પિતા દુઃખી થયાં. તેમણે તેની સાથેનો વિવાહ તોડી નાખ્યો. એ અરસ્સામાં રજનીકાન્ત કરીને એક સ્વજાતી યુવક બી, એ. ની પરિક્ષા પસાર કરી વીરપુરમાં આવ્યો હતો. એ યુવ'ન આપણી રમાને માટે યોગ્ય છે ધારીને કંઇ પણ વિલંબ નહિ કરતાં તેના માતા-પિતાએ રમાનાં લગ્ન તેની સાથે કરી દીધાં. રમા સાસરે ગઇ. તે સદ્ગુણી બાળા પતિની પ્રભુ પ્રકારે સેવા કરવા લાગી. તે પછી રજનીકાન્ત બીજી કોઈ લાઇનમાં નહિ જોડાતાં ડિટેકટીવ ખાતામાં જોડાયો. તે પોતાના કામથી તેના ઉપરી અમલદારોને સંતાષવા લાગ્યો. તે કાર્ય દક્ષ પુરૂષ હતો. તે ગુન્હેગારોને એવી તો સફાઇથી પકડતો કે જેથી તેના ઉપરી અમલદારો તેની પર ખુશ થઈ મુકત કંઠે તેનાં વખાણ કરતા. જ્યારે અમલદાર બદલાતો તે રજનીકાન્તને સારૂં સર્ટીફીકેટ આપી જતો. તેના કામમાં રમા પણ રસભર્યો ભાગ લેતી. તે કોઇ કોઈ વખતે તેના સ્વામિની સાથે વેશ બદલી

ગૂન્હેગારોને ખોળવા નીકળી પડતી. આથી ધીમે-ધીમે તે પણ હોંશીયાર અને ચાલાક બનતી ગઈ. તે સ્વભાવે આનંદી હતી. રમાનાં બીજાની સાથે લગ્ન થવાથી જગદિશ ઘણો ચીડાયો. તે દુષ્ટ હતો, તેનું હૃદય ક્રૂર હતું. તેણે દુષ્ટ મિત્રોની માર્ફતે રમાને ઉપાડવાનો નિશ્ચય કર્યો. પણ એવામાં જ રજનીકાન્તની બદલી રાજનગરમાં થઈ. તે રમાને સાથે લઇ વીરપુરથી ઉપડી ગયો. જગદિશચંદ્ર હાથ પગ પછાડી બેશી રહ્યો. દિવસો જતાં તે દુષ્ટે તેનાં માતા-પિતાને ઝેર આપી પરલોક પહોંચતાં કરી દીધાં. સંપત્તિ હાથમાં આવવાથી તે ન કરવાનાં કાર્યો કરી અઢળક દ્રવ્ય કુમાર્ગે ખર્ચવા લાગ્યો. આથી થોડાક વખતમાંજ તેની પાસેનું દ્રવ્ય ખુટી ગયું અને સમય જતાં તો તે તદ્દન ભીખારી જેવો બની ગયો. તેના તમામ મિત્રો તેનો ત્યાગ કરી ચાલ્યા ગયા. જગદિશચંદ્ર છેવટે રમાનાં માતાપિતા પાસે ગયો. રમાનાં દયાળુ માતાપિતાને તેની દયા આવી. તેમણે તેને પોતાને ત્યાં રાખ્યો. જગદિશચંદ્ર થોડા દિવસ તો ત્યાં સારી રીતે રહ્યો. તે ધીમે ધીમે આખા ઘરનો ભોમીયો થઈ ગયો. દરદાગીના, પૈસા ટકા મૂકવાનાં ઠેકાણાંથી પણ પૂરેપૂરો માહિતગાર થઇ ગયો. બાદ એક મધ્યરાત્રિએ સમય સાધી તે દુષ્ટે પોતાના આશ્રયદાતાના મકાનમાં ધાપ મારી. તે દુષ્ટ રોકડ રૂપીઆ અને દાગીના મળી આશરે દસ હજાર રૂપીઆનો માલ ઉપાડી રાતો રાત પલાયન કરી ગયો. રમાના માતા-પિતાને એ વાતની જાણ થતાં અત્યંત ઉદ્વેગ થયો. વૃદ્ધાવસ્થામાં ધન નાશ પામવાથી તેઓ માથું કુટવા લાગ્યાં. એવામાં વીરપુરમાં એકાએક પુશ્કળ કોલેરા ફાટી નીકળ્યો. માણસો ટપોટપ મરવા લાગ્યાં. આખરે કોલેરાના સપાટામાં રમાનાં માતા-પિતા પણ આવી ગયાં. માતા-પિતાના મરણ સમાચારથી રમાને ઘણું લાગી આવ્યું. રજનીકાન્તે તેને આશ્વાસન આપી તેનું હૃદય દુઃખ ઓછું કર્યું. રમા જગદિશચંદ્ર ઉપર ધિક્કારનો વર્ષાદ વર-

સાવવા લાગી; અને સમય જતાં શોક વિસારી પતિની સાથે આનંદથી રહેવા લાગી. છેવટે નાશી ગએલો જગદિશચંદ્ર પણ રાજનગરમાં આવી મકાન ભાડે રાખી મોટા ઠાઠમાઠથી રહેવા લાગ્યો. તે જે સ્થળે રહેતો હતો, ત્યાં આગળ મનમોહનરાય નામક એક શ્રીમાન શેઠ રહેતા હતા. તે શેઠની હવેલીની જોડે જ જગદીશચંદ્રનું મકાન આવેલું હતું. સમય જતાં ખટપટીયો જગદિશચંદ્ર તે શેઠની હવેલીમાં આવ, જા કરવા લાગ્યો. હવેલીનાં તમામ માણસોને તે હાજીહા કરીને અને તેમનાં કામ કરીને ખુશ રાખતો; આથી તે આખરે સર્વનો પ્રિતીપાત્ર થઇ પડી હવેલીમાં કર્તા હર્તા થઈ પડયો. મનમોહનરાય શેઠે તેનીપર પોતાનો પૂર્ણ વિશ્વાસ મૂકયો. જગદિશચંદ્ર ધીમે ધીમે શેઠના કામમાં પણ હાથ ઘાલવા લાગ્યો. તે વારંવાર શ્રીમંત કુટુંબોમાં કામ પ્રસંગે જવા આવવા લાગ્યો. એવા રીતે રહેતાં તેને દસ વર્ષ વીતી ગયાં. આટલો લાંબો સમય વિતી ગયો હતો પરંતુ તે દુષ્ટ હજી રમાને ભૂલી શકયો નહોતો. રહીઆળી રમાને તે નિસદિન પોતાની દૃષ્ટિ સમક્ષ અવલોકતો. તેણે ખાનગી રીતે રમાની તપાસ કરાવીતો માલમ પડયું કે રમા તેના પતી સાથે કેટલાક સમયથી દૂર દેશાવર ઉપડી ગઇ છે, આથી તેણે દિલગીર થઈ રમાની આશા મૂકી દીધી. તેણે હવે દ્રવ્ય એકઠું કરવાનો નિશ્ચય કર્યો. તે મનમોહનરાયના દ્રવ્યમાંથી લાગ ફાવે હાથ મારવા લાગ્યો. તેણે શેઠના મુનીમ–મહેતા વગેરેને પોતાને વશ કરી લીધા હતા. નોકર–ચાકરો પણ તેનો હુકમ ઉઠાવવાને તત્પર રહેતા. આવી રીતે કુલથી પૂજાતા જગદિશે તેજ નગરના એક સુગ્ન કુટુંબની શાણી કન્યા સાથે લગ્ન કર્યું. તે કન્યા સદ્‌ગુણી અને ભોળી હતી. જગદિશને સમય વિતતાં તેની જોડે પણ બનવા લાગ્યું નહિ. સ્વામીના દુરાચરણોથી કંટાળી તેની પત્ની કલેશ કરવા લાગી. આથી કંટાળી તે દુષ્ટે તેને એક રાતના ઝેર પીવરાવી મારી નાખી.

તેણે કૃત્રિમ શોક કરવામાં કસર રાખી નહિ. તેણે પત્નીની પાછળ સારૂં ખર્ચ કર્યું. "પેસાદારના સો સાળાઓ થવાને તૈયાર થાય અને ગરીબ બિચારાનો કોઇ બનેવી પણ ન થાય." એ પ્રમાંણે મનમોહનરાયના માનીતા જગદિશચંદ્રને અનેક જણા પોતાની કન્યાઓ આપવાને તૈયાર થયા. તેમાંના એક કુલીન કુટુંબની કન્યા સાથે તેનું બીજી વાર લગ્ન થયું. તે કન્યાનું નામ મહિલાવતી હતું. તે પણ પતી પરાયણ પ્રેમદા હતી. જગદિશચંદ્ર તેની સાથે આનંદથી કાળ નિર્ગમન કરવા લાગ્યો. આખરે મહિલાવતીએ એક કન્યારત્નને જન્મ આપ્યો. જગદિશચંદ્ર પુત્રીને રમાડી આનંદ કરવા લાગ્યો. આવીં રીતે વળી પાછાં બીજાં દસ વર્ષ વહી ગયાં. જગદિશચંદ્ર જોકે પ્રતિષ્ઠિત જણાવાનો ઢોંગ રાખતો હતો પરંતુ તે અંદરખાનેથી લુચ્ચાઓનો સરદાર-ઝેરી નાગ જેવો હતો. તેણે શેઠ-શેઠાણીને પણ પોતાનાં રમકડાં જેવાં બનાવી દીધાં હતાં. મનમોહનરાયે પોતાની તમામ મિલ્કત તેને સોંપી વહિવટદાર નીમ્યો હતો. મોટા મોટા માણસો પણ જગદિશચંદ્રને સલામો ભરી કામકાજમાં તેની સલાહ લેતા. મનમોહનરાયની વિપુલ દ્રવ્ય સંપત્તિ નિહાળી તે જુલ્મી જાલીમની દાનત ભ્રષ્ટ થઇ. તેણે શેઠની મિલ્કત હજમ કરવાનો મનમાં દૃઢ નિશ્ચય કર્યો. આ વિચાર તેણે તેના મિત્રોને જણાવ્યો. તેના મિત્રો એક રાત્રે એકઠા થઇ શી રીતે કામ કરવું તેના વિચાર કરવા લાગ્યા. દૈવયોગે આ વખતે મહિલાવતી જાગતી હતી. પોતાના મકાનમાં મધ્યરાત્રે બહારના માણસોને એકઠા થએલા જોઇ તે વ્હેમાઇ, કારણકે તે જગદિશચંદ્રનાં આચરણોથી સારી રીતે માહિતગાર થએલી હતી. પતી-પત્નીમાં હવે પ્રથમના જેવો પ્રેમ રહ્યો નહોતો. બન્નેમાં આંખ રોષ વધી પડયો હતો. જગદિશ તેને દૂર કરવાના વિચારમાંજ હતો, પણ મહિલાવતી સગર્ભા હોવાથી તેણે તેનો વિચાર મુલતવી રાખ્યો હતો. મધ્યરાત્રે એકઠા થએલા મંડળમાં નિશ્ચય થયો કે મન-

મોહનરાયના મકાનમાં આગ લગાડવી. કે જેથી તેમાં સર્વ બળીને ભષ્મ થશે. છેવટે આવી રીતનો ઠરાવ કરી સર્વે વિખરાઈ ગયા. જગદિશચંદ્ર પલંગમાં જઈ સૂતો, પણ તેનીપર નિદ્રાદેવીએ કૃપા કરી નહિ. બાદ દિવસ થયો. જગદિશ તેની પુત્રી સાથે ભોજન કરવાને પાટલાપર બેઠો. ભોજન પીરસી મહીલાવતીએ યુક્તિ પૂર્વક વાત છેડી અને તેને ભયંકર કર્મ નહી કરવાની વિનંતી કરી. જગદિશચંદ્ર વ્હેમાયો, અને મનમાં સમજી ગયોકે મહિલાવતી અમારી ગોઠવણ સાંભળી ગઈ છે, માટે હવે તેને વધુ વખત જીવતી રાખવી તે સાપને ઝેર પાયા બરોબર છે. જગદિશે તે વખતે કંઈ પણ નહિ બોલતાં જમી લીધું. બાદ તે કપડાં પહેરી બહાર નીકળ્યો અને છેક સમી સાંજે એક નાની શીશી ગજવામાં છૂપાવી ઘેર આવ્યો. રાત્રિ પડી. સર્વત્ર શાન્તિ પથરાઇ ગઇ. મહિલાવતી પણ વખત જતાં નિદ્રાની સુખમય છાયામાં પડી. તેને નિદ્રાધિન થએલી જોઈ પાષાણ હૃદયનો પાપી ઉભો થયો અને પેલી નાની શીશી લઇ મહિલાવતીના પલંગ પાસે આવ્યો. તેણે ધીમેથી મહિલાવતીની આંખ્યોમાં શીશીમાંના પ્રવાહી પદાર્થનાં ફકત બે ટીંપા પાડયાં. અલ્પ સમયમાંજ મહિલાવતી લાકડા જેવી બની ગઈ. જગદિશે તરત પોતાના મિત્રોને બોલાવી તેના લાસને દાટી દેવાની સૂચના કરી. મહિલાવતીના શબને એક મોટા કરંડીઆમાં પુરી બે માણસો રાત્રિના સમયે નગરની બહાર નીકળી ઘોર જંગલ તરફ જવા લાગ્યા. એવામાંજ એક ચમત્કાર થયો. કરંડીયો લઇ ચાલ્યા જતા માણસોને પોતાની સામે ચાલી આવતો એક ભયંકર માણસ જણાયો. તે વિકાળ દેખાવનો માણસ તેમની સામે દોડી આવ્યો અને હાથમાં પકડેલો જાડો ડંડો તેમને મારવાને ઉંચો કર્યો. આથી તે માણસો ભયભીત થઇ કરંડીયો ત્યાં નાંખી દઇ નાશી ગયા. તેમને નાશી જતા જોઇ તે માણસ ખડખડાટ હશી પડયો અને

પછી કરંડીયો ઉઘાડયો; તો તેમાંથી તેને સ્ત્રીનું શબ જણાયું. તે વિરૂપ પુરૂષ વિચારમાં પડી ગયો અને પછી તરત તે સ્ત્રીના શબને ખભાપર નાખી ત્યાંથી ચાલ્યો ગયો. બિચારી સગર્ભા મહિલાવતી પાપી પતિના પનારે પડી દુઃખી થઈ અને છેવટે આ દુનિયામાંથી પણ અદશ્ય થઇ. હા! ધિક્કાર છે એવા નિષ્ઠુર હૃદયના પિશાચોને કે જેઓ અગ્નિ અને બ્રાહ્મણની સાક્ષીએ પરણેલી પ્રેમદાનો ત્યાગ કરી દુઃખ દેછે. તેઓ આ જન્મમાં અત્યંત દુઃખી થઇ બીજા જન્મમાં પણ પશુ પક્ષીઓના અવતારો ધારણ કરી તેમનું જીવન દુઃખમય બનાવે છે.

મહિલાવતીના દૂર થવાથી જગદિશચંદ્ર નિશ્ચિંત થયો. તે પોતાની પુત્રી સાથે રહી આનંદ કરવા લાગ્યો. જગદિશ હંમેશ પ્રતિદિન મોતી-જવાહીર વગેરે દાગીના શેઠના ઘરમાંથી ઉપાડી લાવી નગરની બહાર એક ગુપ્ત જગાએ દાટવા લાગ્યો. થોડા દિવસોમાં તો તેણે તમામ રોકડ નાણું અને દરદાગીના ઉપાડી લાવી આશ્રયદાતા શેઠનું સર્વસ્વ નાશ કર્યું. હવે કંઇ લેવાનું બાકી રહ્યું નથી ધારીને તેણે શેઠના મકાનમાં આગ મૂકવાનો ઠરાવ કર્યો. તેણે એક રાતના જળજંપી ગયા પછી પોતાના મિત્રોને એકઠા કર્યા, અને પોતાનો વિચાર જણાવી સર્વને સાથે લઈ શેઠના મકાન તરફ ચાલ્યો. મકાનથી માહિતગાર જગદિશે મિત્રો સાથે અંદર પ્રવેશ કરી સઘળે સ્થળે ઘાસલેટ છાંટી દીધું. આ કામની કોઇને પણ ખબર પડી નહિ. તમામ માણસો નિદ્રાને ખોળે પડી ભર ઉંઘમાં ઉંઘતાં હતાં. ઘાસલેટનો છંટકાવ કરી પિશાચ વૃત્તિના પાપીએ મકાનના એક ભાગમાં દિવાસળી ચાંપી. જોતજોતામાં મોટો ભડકો થયો. પવન પુષ્કળ હોવાથી તે મોટું મકાન ચારે તરફથી સળગી ઉઠયું. અગ્નિની પ્રચંડ જ્વાળાઓ ઉંચે ઉડવા લાગી. શોર બકોર થઈ રહ્યો. નિદ્રાધીન માણસો જાગૃત થઈ બુમરાણ કરવા લાગ્યાં.

કરૂણ દેખાવ થઇ રહ્યો. હવેલીની અંદરનાં માણસો ચીસેચીસ પાડવા લાગ્યાં. કોઇનાથી બહાર નીકળી શકાય એમ નહોતું. પાપી જગદિશચંદ્ર આગ આવી શકે નહિ એવા એક પત્થરવાળા ઓરડામાં પેશી ગયો હતો. તે ત્યાંથી બહાર નીકળવાને અનેક ફાંફાં મારતો હતો પણ અગ્નિની પ્રચંડ જ્વાળાઓને લીધે તેને જવાનો રસ્તો જણાતો નહોતો. આગ વધવા લાગી. શેઠ—શેઠાણી વગેરે બળીને ભષ્મ થઇ ગયાં. હવેલીનો એક વફાદાર નોકર કે જેને પ્રથમથીજ જગદિશચંદ્રપર કુદરતી વ્હેમ આવ્યો હતો, પરંતુ તે શેઠને કહેવાની હિંમત કરી શક્યો નહોતો. તે વફાદાર નોકર અર્ધ નિદ્રામાં હતો, પણ એકાએક આગ સળગી ઉઠતાં તે જાગી ઉઠયો હતો. તેણે જગદિશચંદ્રને એક ઓરડામાં જોયો તે ઝડપથી દોડતો શેઠના શયનાલય સમીપ જવા લાગ્યો. પણ ત્યાં આગનું જોર વિશેષ હોવાથી અંદર જઇ શક્યો નહિ. તે તરત ત્યાંથી શેઠાણીના ખંડમાં ગયો; પણ તે ઓરડો એ આગમાં હોમાઇ ગયો હતો. આથી તે નિરાશ થઇ બહાર નીકળવાને ફાંફાં મારવા લાગ્યો. એટલામાં શેઠની બાર વર્ષની છોકરી ચીસેચીસ પાડતી આમતેમ દોડતી તેને જણાઇ. તે તત્કાળ તેની નજીક ધસી ગયો અને તેને ખભે નાખી બારીએથી નીચે કુદી પડયો. તે બહાર નીકળી બીજે ક્યાંઇ ના જતાં સીધો પોલીસ ચોકીપર ગયો અને જગદિશચંદ્રના કારસ્થાનની ખબર આપી. પોલીસો આગ વાળા મકાન આગળ દોડી આવ્યા. બંબાઓ પણ આવી પહોંચ્યા હતા. ચારે તરફ પાણીનો છંટકાવ થઇ રહ્યો હતો. પોલીસો સીડીઓ ગોઠવી હવેલીમાં ઉતર્યા તો અંદરના પત્થરવાળા ઓરડામાંથી કરપીણ કામનો કરનાર જગદિશચંદ્ર બેશુદ્ધ હાલતે મળી આવ્યો. આજ ભયંકર કામનો કરનાર છે ધારી પોલીસો તેને બહાર કાઢી ચોકી પર લઇ ગયા. મનમોહનરાયનું સર્વસ્વ નાશ પામ્યું.

સ્થળને ઠેકાણે જળ થઇ રહ્યું. ઇશ્વરની કળા ન્યારી છે. વફાદાર નોકર શેઠની નાની છોકરીને લઈ એક ભાડાના મકાનમાં રહેવા લાગ્યો. સુખમાં સૌ સગાં થાય છે અને દુઃખમાં સૌ દૂર થાય છે એ પ્રમાણે મનમોહનરાયનાં સગાંવ્હાલાં તેની પુત્રીનાં પણ સગાં થયાં નહિ. દુષ્ટ કર્મ કરનારા જગદિશચંદ્રનો કેસ ચાલ્યો. તેમાં તેણે સઘળું કબુલ કર્યું. તે મનુષ્ય રૂપના રાક્ષસને છેવટે ફાંસીની સજા થઇ. તે કોર્ટમાં પુષ્કળ ગરદી પડયો, પણ તે પાપીની કોઇને દયા આવી નહિ. સાહેબે તેને સેંટ્રલજેલમાં લઇ જવાનો હુકમ કર્યો. તેને હાથ કડીઓ પહેરાવી બંદુકોના પહેરા નીચે લઈ જવામાં આવ્યો. તેને ચોથે દિવસે ફાંસી દેવામાં આવનાર હતી. તે જેલની કોટડીમાં બેશી અનેક તર્ક–વિતર્ક કરવા લાગ્યો. ચોથે દિવસે મૃત્યુ થવાનું છે ધારી તેણે પુષ્કળ રૂદન કરી હૃદય હલકું કર્યું. બાદ ત્રીજે દિવસ થયો; એવામાં એક અજબ બનાવ બન્યો. જેલના કેદીઓએ હુલ્લડ કર્યું. જેલના રક્ષકોને હુલ્લડખોરો પર નિરૂપાયે ગોળીબ્હાર કરવાની ફરજ પડી. મોટું ધમસાણ મચી રહ્યું. આ તકનો લાભ લઇ જગદિશચંદ્ર ખુલ્લી રહેલી કોટડીમાંથી બહાર નીકળ્યો. તેણે બેડી તો કયારનીએ તોડી નાખી હતી. કોટડીના બારણા આગળ એક પહેરેદાર ઉભો હતો, તેણે તેને અટકાવ્યો. આથી તેણે તે પહેરેદાર પર ધસી જઇ અપૂર્વ હિંમતથી તેની બંદુક ખુંચાવી લીધી અને તેજ બંદુક તેની પર ચાંપી. પહેરેદાર મરી ગયો. જગદિશચંદ્ર બંદુક નાખી દઈ બીજે દરવાજેથી પસાર થઇ ગયો. આખરે રસાલાના લશ્કરે આવી હુલ્લડખોરોને તાબે કર્યા. તોફાનીઓની ધર પકડ થઇ. તેઓની સજામાં વધરો થયો. જગદિશ ખૂનીની તપાસ થઇ પણ તેનો પત્તો મળ્યો નહિ. તેની પાછળ વોરંટ નીકળ્યાં. તેણે પડાવેલી છબીઓની લાખો નકલો છપાવી દેશપરદેશ રવાને થઇ. પેપરોમાં પણ તેને પકડનારને

ચાલે। તેની બાતમી આપનારને મોટાં ઇનામો જાહેર થયાં. એ ખૂનીને પકડવાનું કામ રજનીકાન્તને માથે આવી પડ્યું. કારણ કે તે હવે ડીટેકટીવ ખાતાનો સબઇન્સ્પેકટર થયો હતો. રમા જગદિશચંદ્રનાં કુકર્મો સાંભળી આશ્ચર્યચકિત થઇ, તે તેની શોધખોળમાં પતિને મદદ કરવા લાગી. રજનીકાન્ત તેની શોધમાં પ્રથમ મુંબાઈ ગયો. ત્યાંથી રમાની સાથે રાજનગર આવ્યો અને અંતે ત્યાંથી પણ નીકળી સૂર્ય-પૂરમાં આવીને રહ્યો. આ વાતને બાર વર્ષ વીતી ગયાં છે. રજનીકાન્ત રમાની સાથે સૂર્યપૂરમાં નિવાસ કરે છે, ત્યાં પણ તેને માધવરાયના ખૂનીને પકડવાની અસાધારણ ફરજ આવી પડી છે. જગદિશચંદ્ર જેવો ખૂની પતિ ના મળ્યો તેને માટે રમા ઇશ્વરનો ઉપકાર માની રજની-કાન્ત જોડે આનંદથી રહેવા લાગી.

વાચકો! તમે પણ હવે કંટાળ્યા હશો? ચાલો, આપણે હવે મૂળ વાતપર આવીએ.

## પ્રકરણ ૧૨ મું.

### "રમાદેવી."

રમા પતિને માટે ચ્હા બનાવવા ગઇ. રજનીકાન્ત ઇઝીચેરમાં આડો પડી તે દિવસનું આવેલું ન્યુસપેપર વાંચવા લાગ્યો થોડીવાર પછી રમા ચ્હાના બે કપ લઈ ઉપર આવી અને એક ટેબલ પર મૂકી પતિની પાસે ખુરશી ખેંચી બેઠી. રજનીકાન્ત પેપર નીચે મૂકી ચ્હા પીવા લાગ્યો. રમા ચ્હા પીતે પીતે આડી નજરે પતિના

મુખ સામે જોવા લાગી. રજનીકાન્ત હસમુખો હતો. ચ્હા પીતાં અને ખાતાં તે અનેક પ્રકારની વાતો કરતો, પરંતુ આજે એક શબ્દનો પણ ઉચ્ચાર કરતો નહોતો. આથી રમાને આશ્ચર્ય લાગ્યું. તેણે ધીમે રહી કોમળ અવાજે પૂછ્યું, "આજે એટલાબધા તે શું વિચારમાં તદ્રુપ બની ગયા છો કે જેથી મૌન ધારણ કર્યું છે? કંઇ સંકટ તો આવી પડ્યું નથીને?"

રમાના શબ્દોથી રજનીકાન્તે તેના સામે હસ્તે વદને જોઈ કહ્યું,

"પ્રિયે! હાલમાં મારે માથે એક અસાધારણ ફરજ આવી પડેલી છે. રાત્રિ દિવસ હું તેના તેજ વિચાર કર્યાં કરૂં છું, પરંતુ તેમાં કંઇએ વળતું નથી."

"એવી તે શું ફરજ આવી પડી છે કે જેથી તમે આટલાબધા વ્યાકુળ બની ગયા છો? સ્વામીન્! જો કંઈ હરકત જેવું ના હોય તો આ દાશીને તમારા હૃદયમાં થતો ગુંચવારો સમજાવો કે જેથી હું મારી અલ્પમતિનુસાર તમને કંઈક મદદ કરી શકું?" રમાએ ચ્હાનો ખાલી કપ ટેબલપર મૂકતાં કહ્યું.

"આ કામમાં તારાથી મને મદદ કરી શકાય એમ નથી; આતો ઘણું જ વિકટ કાર્ય છે." રજનીકાન્તે જણાવ્યું.

"તેથી શું? ગમે એવા વિકટ કામને પણ સ્ત્રીઓ પૂર્ણ કરવાને શક્તિવાન હોય છે. પતિભક્ત પ્રેમદાને તેના કામમાં પ્રભુ અવશ્ય સ્હાય આપે છે." રમાએ કહ્યું.

રજનીકાન્તે માધવરાવના ખૂનની અથઇતી વાર્તા તેને કહી સંભળાવી. રમા વિચારમાં પડી ગઈ, રજનીકાન્ત ઉભો થઇ આમતેમ આંટા મારવા લાગ્યો. આશરે અર્ધો કલાક વિચારમાં ગાળી રમાએ પ્રફુલ્લિતવદને

રજનીકાન્ત સામે જોઇ કહ્યું; "આપનું કાર્ય હવે થોડા દિવસમાં જ પૂર્ણ થએલું સમજજો."

"એટલે ?" રજનીકાન્તે ચમકીને તેના મુખ સામે જોઇ પૂછ્યું.

"માધવરાય શેઠના ખૂનીને મ્હેં ઓળખી કાઢ્યો છે." રમાએ કહ્યું.

"ત્યારે જણાવ કે તે કોણ છે ?" રજનીકાન્તે વિસ્મયતાથી પૂછ્યું.

"મા. હું અત્યારે જણાવવાને લાચાર છું. હું તે જુલ્મગાર ખૂનીને થોડા દિવસમાં જ ઉઘાડો પાડીશ. તે ખૂનીને ઓળખી તમે પણ ઘણા તાજુબ થશો." રમાએ વિશેષ જણાવ્યું.

"વારૂ જણાવતો ખરીકે તે ખૂની હાલ ક્યાં છે ?" રજનીકાન્તે પૂછ્યું.

"તે પણ હાલ ચોક્કસ કહી શકાય એમ નથી; પરંતુ એટલું તો જણાવી શકું છું કે જેણે માધવરાય શેઠના મકાનમાંથી ચાળીસ હજાર રૂપીઆનું નોટોનું બંડલ ઉપાડ્યું છે; તેજ ચોરનો માધવરાયનું ખૂન કરવામાં હાથ છે......"

"ખરેખર, એમ જ છે. પ્રિયે ! મારો વિચાર પણ તારા વિચારને મળતો છે. તારો વ્હેમ જેનીપર છે એનીપરજ મારો વ્હેમ છે." આગળ રજનીકાન્તે રમાને બોલતી અટકાવી કહ્યું.

"જ્યારે તેનીપર વ્હેમ હતો; ત્યારે આટલા દિવસથી શું ઉકાળ્યું ?" રમાએ હશીને કહ્યું.

રજનીકાન્ત મૌન રહ્યો. તેણે મનમાં જ પત્નિની પ્રસંસા કરી. બાદ થોડીવાર આડી અવળી વાતો કરી રમાએ ઉભાં થતાં કહ્યું.

"સ્વામી ! હું હવે આપની આજ્ઞા માગુછું ?"

" હેં! ક્યાં જવાની આજ્ઞા ? " રજનીકાન્તે આશ્ચર્ય યુક્ત વદને પૂછ્યું.

" આપને માથે આવી પડેલી ફરજને દૂર કરવા અને તમારા હૃદયને હચમચાવી મૂકતા ખૂનીને ખોળવા." રમાએ શાન્ત મુખે કહ્યું.

" શું અત્યારે ? "

" હા, કારણ કે અત્યારે ચોર–ખૂનીઓને ખોળવામાં ઘણીજ અનુકુળતા પ્રાપ્ત થાય છે."

" તું ક્યાંક સપડાઇ જઇશ તો ? "

" મારૂં રક્ષણ કરનાર શ્રીભગવાન્ હમ્મેશાં મારી સાથેજ રહે છે. હું સવાર પડતાં તો તમને કંઇક નવીન સમાચાર જણાવીશ."

" તારી મદદમાં હું આવું તો તને શું હરકત છે ? હું તારી મરજી વિરૂદ્ધ કંઈ પણ કાર્ય નહિ કરૂં ? રમા ! તને એકલી જવા દેવાને મારૂં મન ના પાડે છે. " રજનીકાન્તે ગમગીન થઇ જણાવ્યું.

" આપ મારી લગીર પણ ફિકર ચિંતા કરશો નહિ. તમે મને ઘણી વખતે તમારા કામમાં મદદ કરતી જોઈ છે, તેમજ ભયંકર જંગલોમાં પણ એકલી જવા દીધી છે; છતાં આજે આવી રીતે કેમ શંકાશિલ થાવ છો ? નાથ ! મને જવા દ્યો. આ શુભ ચોઘડીયું છે. હું પ્રભાત થતાંમાં તો કંઇક નવીન સમાચાર આપને જણાવીશ. " રમાએ કહ્યું.

રજનીકાન્ત બોલ્યા–ચાલ્યા વિના ઉભો રહ્યો. તેને રમાને માટે પૂર્ણ ખાત્રી હતી કે તે ક્યાંઇ પણ ફસાય એમ નથી. રમાએ પોતાનાં કામોથી રજનીકાન્તને પૂરતો સંતોષ આપ્યો હતો. રમા રજનીનું દરેક કામ ફતેહમંદીથી પાર પાડતી. રજનીકાન્ત સબઇન્સ્પેકટરની પદવી સુધી ચઢવા પામ્યો હતો, તે રમાની અપૂર્વ મદદથીજ. રમા સાહસિક

અને હિંમતવાન અબળા હતી. તે કોઇનાથી ગાંજી જાય એવી નહોતી. છેવટે રજનીકાન્તે તેને રજા આપી. રમાએ તત્કાળ વેશ બદલી એક પિસ્તોલ અને એક કટાર પોતાની સાથે લઈ લીધી. તેણે શરીરપર કાળા રંગનો બુરખો ઓઢી લીધો. તે પછી તેણે એક કબાટ ઉઘાડી અંદરથી લાલ પ્રવાહી પદાર્થની એક નાની શીશી કાઢી બુરખાની અંદર મૂકી દીધી. આવી રીતે તેણે તૈયાર થઇ સ્વામીને પૂછ્યું, " કેમ હવે હું કેવી દેખાઉં છું?"

" ખરેખર ચૂડેલ જેવી; તને જોતાંજ ભલભલા બહાદુરો બ્હી મરે એવો તારો વેશ અત્યારે દેખાય છે. " રજનીએ કહ્યું.

" આ વેશથીજ હું તે ભયંકર ખૂનીને ખૂલ્લો પાડી ન્યાયાસન સમીપે ગૂન્હેગાર ઠરાવી ફાંસીને માંચડે મોકલનાર છું અને મારા પ્રિય પતિના યશમાં વૃદ્ધિ કરનારછું. લ્યો સાહેબજી." કહી રમા હસ્તે મુખડે ટોળથી સ્વામીને રંજન કરવા સલામ કરી ત્યાંથી ચાલતી થઇ. તેણે નીચે આવી ધીમેથી ઝાંપો ઉઘાડી સડકપર ચાલવા માંડયું. રજનીકાન્ત જરૂખામાં આવી જોવા લાગ્યો તો કાળા શાહી સમાન અંધકારમાં તેને રમાનાં ચાલી જવાનાં પગલાંના અવાજ વિના બીજું કાંઇ સંભળાયું કે જણાયું નહિ. ભયાનક ચૂડેલ સમાન ભાસતી રમા કાળા અંધકારમાં ગૂમ થઇ ગઈ. રજની અંદર જઇ પલંગમાં પડયો; અને આખા દિવસના પરિશ્રમથી અલ્પ સમયમાં નિદ્રા દેવીના શરણે થઈ ગયો.



# પ્રકરણ ૧૩ મું.

## " અપૂર્વ સાહસ "

જ્વાળાપ્રસાદના ભેદી મકાનમાં એક ભોંયરૂં આવેલું હતું, તે ભોંયરાની એક તરફની દિવાલમાં એક બીજું ગુપ્ત બારણું આવેલું હતું; કે જે બારણામાં થઇને પેલી બુરખાવાળી સ્ત્રી રમણ અને ઇન્દુને પોતાની સાથે લઈ ગઈ હતી. તે બારણામાં થઇને એક બીજા ભોંયરામાં જવાતું હતું. તે ભોંયરૂં ટાંકાના આકારને પૂરેપૂરૂં મળતું આવતું હતું. અંદર ઉતરવાને પગથીઆં બનાવેલાં હતાં. તે ભોંયરાની માહિતી જ્વાળાપ્રસાદને નહોતી. અત્યારે મધ્યરાત્રિ થઇ હતી. આ વખતે આ ભેદી ભોંયરામાં કોઇ જાગતું હોય એમ જણાતું નથી. આ ભોંયરામાં જ્વાળાપ્રસાદને ભયભીત કરનારી પેલી બુરખાવાળી સ્ત્રી રહેતી હતી. તેણે રમણ, ઇન્દુ તથા માધવરાયને આ ભોંયરામાં લાવીને રાખ્યાં હતાં. તે ઉપરાંત તેની સાથે બીજાં દસેક માણસો પણ રહેતાં હતાં. તે સર્વની પાસેથી તેણે વચન લીધાં હતાં કે અંદરની વાત કોઇએ બહાર જણાવવી નહિ, તેમજ આ સ્થળેથી મારી રજા સિવાય કોઇએ બહાર નીકળવું નહિ. તેણે માધવરાયને એ સ્થળે લાવી અનેક ઉપચારો કરી તેના શરીરમાંથી ઝેર કાઢી નાખ્યું હતું. જો તે પરોપકારી અબળાએ તેને સમયસર ઉપચારો કર્યા ના હોત તો જરૂર માધવરાય શેઠ આ દુનિયાંનો ત્યાગ કરીને ક્યારનાએ સ્વર્ગમાં ચાલ્યા ગયા હોત. તેમને સાવધ બનાવી તે સ્ત્રીએ સઘળી વાત જણાવી હતી. જ્વાળાપ્રસાદનાં નીચ કર્મો સાંભળી માધવરાય તો આશ્ચર્ય ચકિત થઈ ગયા હતા. તેમણે જ્વાળાપ્રસાદ પર મનથી અનેક ધિક્કાર—ફિટકારનો વર્ષાદ વરસાવ્યો હતો. તે પછી બુરખા વાળી સ્ત્રીએ તેમને પોતાને

અનુસરી રહેવાના સોગન આપી ત્યાં રહેવાને સૂચવ્યું હતું. આથી માધવરાય ન છૂટકે ત્યાં રહેતા હતા.

આ ભોંયરામાં આ સમયે શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. જ્યારે સઘળાં નિદ્રાધિન થઈ ગયાં હતાં ત્યારે બિચારો રમણચંદ્ર ઉંઘ નહિ આવવાથી પથારીમાં પડયો-પડયો પાસાં ઘસી રહ્યો હતો. એક ખૂણામાં એક ઝાંખો દીપક મંદમંદ પ્રકાશી રહ્યો હતો. થોડીવાર આમ તેમ આળોટી રમણ બેઠો થયો, તે ઘણીવાર સુધી પથારીમાં શૂન્ય ચિત્તે બેશી રહ્યો. એવામાં એકાએક તેને પેલું છૂપું બારણું ઉઘડતું હોય એમ જણાયું,

" આટલી રાત્રે કોણ આવતું હશે ? શું દુષ્ટ જ્વાળાપ્રસાદ તો અહિં નહિ આવતો હોયને ? " આમ વિચાર કરતા રમણની નજરે તે ખુલ્લું થએલું બારણું બંધ કરીને કોઈ ચાલી આવતું જણાયું. રમણ આંખ્યો ફાડીને તે આવનારની તરફ જોઇ રહ્યો; પણ દીવાની આગળ આવતાં જ તેણે તે આવનારને ઓળખી લીધું, કે તે આવનાર અન્ય કોઈ નહિ પણ બુરખાવાળી સ્ત્રી હતી. તે અત્યારે ક્યાં જઈ આવી હશે ? " આમ વિચારી રમણ તેની તરફ જોઇ રહ્યો. તે બુરખાવાળી અબળા ચારે તરફ બારીક નજરે જોતી જોતી રમણની પથારી આગળ આવી અને રમણને જાગ્રત નિહાળી બોલી, " રમણ ! શું તું હજી જાગે છે કે ? "

" હા, આજે મને ઉંઘ આવતી નથી, હું તો પાસાં ઘસી-ઘસીને કંટાળ્યો. " રમણે જણાવ્યું.

" આજે તને ઉંઘ કેમ આવતી નથી વારૂ ? " પુનઃ તે સ્ત્રીએ પૂછ્યું. " આજે મારૂં મન ચકડોળે ચઢયું છે. હું મારા મનના વિચારો

ભૂલવાને ઘણોએ પ્રયત્ન કરૂં છું પણ વિચારો ભૂલી શકાતા નથી. વારૂં તમે અત્યારે કઇ તરફથી આવો છો?" રમણે પૂછ્યું.

"આજે મને મારા માણસ તરફથી ખબર મળી હતી કે આજે મધ્યરાત્રે પાપીઓનું મંડળ એકત્ર થનાર છે? આથી હું તેમની હિલચાલ તપાસવાને ગઇ હતી."

"કંઈ માલમ પડ્યું?" પુનઃ રમણે પૂછ્યું.

"હા, જ્વાળાપ્રસાદે વળી એક બીજું ભયંકર કાર્ય કરવાને ધાર્યું છે, તે એ કે પ્રથમ રમાદેવીને ઉપાડી લાવી રજનીકાન્ત સબ ઇન્સ્પેક્ટરને ઠાર કરવો."

"રમાદેવી કોણ છે?"

"રજનીકાન્તની પત્ની."

"ખરેખર એ જ્વાળાપ્રસાદ દુનિયાંમાં અવતરેલો એક નર પિશાચ જ છે." કહી રમણે એક દિર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

બુરખાવાળી સ્ત્રીએ થોડીકવાર વિચારમાં પડી પૂછ્યું, "રમણ! તું મારી આજ્ઞા પાળીશ?"

"અરે! આ તમારો કેવો પ્રશ્ન? શું તમે મારા માટે કંઇ ઓછું કર્યું છે? અરે તમે તો મને એક ભયંકર ખૂનીના હાથથી બચાવી મને જીવતદાન દીધું છે. હું તો આપનો જીવન પર્યંત ઋણી છું. તમે માણસના અવતારમાં દેવરૂપ છો, તમારાં કામ ચમત્કારીક છે. તમારા સિવાય બીચારી ઇન્દુ અને ઝેરથી મરણોન્મુખ પહોંચેલા માધવરાય શેઠનું રક્ષણ કોણ કરી શકે? માતા! જણાવો, હું આપની આજ્ઞા ઉઠાવવાને તૈયાર છું." કહી રમણચંદ્ર બે હાથ જોડી દીનવદને તેની સામે જોઇ રહ્યો. બુરખાવાળી સ્ત્રી તેના શબ્દોથી હસી. આ હસવું તેના જન્મમાં ફક્ત પહેલીવાર હોય એમ કહીએ તો પણ ચાલી શકે.

તેણે રમણને કહ્યું, "રમણ! તું હિંમતવાન અને સાહસિક છે એ હું સારી રીતે જાણું છું. તું અત્યારે રજનીકાન્તના મકાન તરફ જા, કારણ કે તે પાપી રમાદેવીને ઉપાડવા આજ પાછલી રાત્રિએ ત્યાં જનાર છે. હજી તેને નીકળવાના સમયની વાર છે તે પહેલાં તું ત્યાં પહોંચી જઈ રજનીકાન્તને જ્વાળાપ્રસાદનું નામ દીધા વિના સાવધ કરી દે. રમણ આજથી તું છૂટો છે. તું હમેશાં બહાર રહી તે પાપીની બારીકાઇથી તપાસ રાખજે અને વખતો વખત અહિં આવી સઘળી બાતમી જણાવી જજે; પરંતુ તેની સાથે આટલું યાદ રાખજે કે તું કોઈની આગળ આપણાં ગુપ્ત રહેઠાણનું અને તેની સાથે જ્વાળા પ્રસાદનું નામ જણાવીશ નહિ, કારણ કે જ્વાળાપ્રસાદના પાપકુંભને ભરાવાની હજી વાર છે, તેના મૃત્યુ પહેલાં આપણે ઘણા પૂરાવા એકઠા કરવાની જરૂર છે. જ્યારે આપણું સઘળું કામ પૂર્ણ થશે ત્યારે તરત જ્વાળાપ્રસાદનાં તમામ પોકળ ખુલ્લાં થશે અને તેજ વખતે ભયંકર કામનો કરનાર એ જ્વાળાપ્રસાદ ફાંશીએ લટકશે કે જન્મ દેશનિકાલ થશે. બસ આજ તેનો છેવટનો અંજામ છે. બોલ, રમણ! હવે તારો શું વિચાર છે?" આટલું કહીને તે સ્ત્રી રમણના સામે અનિમેષ દૃષ્ટે જોઈ રહી.

રમણ ગળગળો થઈ બોલ્યો, "મા! તમારી આજ્ઞા ઉઠાવવાને હું તૈયાર છું, મને રસ્તો બતાવો કે જેથી હું આ પળેજ બહાર નીકળી રજનીકાન્તના મકાન તરફ જાઉં." કહી રમણ જવાને ઉભો થયો. તત્કાળ તે બુરખાવાળી સ્ત્રી ત્યાંથી દૂર જઈ પાછી આવી અને એક નાની શીશી રમણના હાથમાં આપી કહેવા લાગી, "જો, આમાં બેશુદ્ધીની દવા છે. આમાંથી ફક્ત એકજ ટીંપુ કોઇને સુંઘાડવામાં આવે તો તરત તે મડદા જેવો થઇ જાય છે. તારે કંઇ કામ પડે તો આ

દવાનો ઉપયોગ કરજે. જો તારે તે બેશુદ્ધ થએલાને કદાચ સાવધ કરવો હોય તો આમાંનું એક ટીપું તેના કાનમાં નાખજે કે જેથી તે બેશુદ્ધ થનાર તરત સાવધ થઇ જશે." કહી તે સ્ત્રી આગળ ચાલવા લાગી.

રમણે શીશી ગજવામાં મૂકી તેની પાછળ–પાછળ ચાલવા માંડ્યું. તે સ્ત્રી તેને પેલા છૂપા બારણા પાસે લઇ આવી. તે બારણા પાસે તે ઉભી રહી રમણને કહેવા લાગી, " તું આ બારણામાંથી બહાર નીકળી સીધો ચાલ્યો જજે; અને ચોગાન આગળની ગલીમાં થઇને એક દાદર પર ચઢજે. તે દાદર પૂરો થતાં તું એક મેડાપર જઇશ, ત્યાં ડાબી બાજુએ નીચે ઉતરવાની એક બીજી સીઢી આવેલી હશે. તેની પર થઇને તું નીચે ઉતરજે, કે જેથી તું જ્વાળાપ્રસાદના મકાનની પાછળના એક ખુલ્લા મેદાનમાં ઉતરીશ. આ વખતે ત્યાં કોઈ હશે નહિ એટલે તને બહાર નીકળી જતાં અડચણ નડશે નહિ. રમણ ! તારે હવે અહિંથી એકલાનેજ આગળ જવાનું છે. તું આ કટાર તારી સાથે લેતો જા, તે તને કદાચ કામ આવી પડશે." કહી તે સ્ત્રી રમણને કટાર આપી પુનઃ કહેવા લાગી, "રમણ ! તારે અહિં આવવું હોય ત્યારે તું હમેશાં રાત્રિના નવવાગે તારા મહેલ્લામાં જે કુવો આવેલો છે, ત્યાં આવીને બેસજે, ત્યાં દરરોજ મારો એક માણસ આવે છે તે તને અહિં લઇ આવશે. બસ, જા હવે." કહી તે સ્ત્રી છૂપું બારણું બંધ કરી અંદર ચાલી ગઇ. રમણ ભગ્ન મને અંધકારમાં આગળ જવા લાગ્યો, તે અંધારાને લીધે વારંવાર ઠોકરાતો હતો, તેનાથી કંઇ પણ જોઇ શકાતું નહોતું. ભોંયરૂં ખાવા ધાય એવું માલમ પડતું હતું. છેવટે તે પેલા ઓરડા નજીક આવ્યો, કે જ્યાં જ્વાળાપ્રસાદ પહેલાં ઇન્દુને ત્રાસ આપતો હતો. રમણ તે ઓરડા આગળ થઇને આગળ ચાલ્યો અને ખુલ્લા ચોગાનમાં છોબંધ ચોકમાં આવીને ઉભો, ત્યાં તારાઓનો આછો–

આછો પ્રકાશ પડતો હતો. આગળ વધવાની ગલી સામે આવેલી હતી. રમણે આગળ ચાલવા માંડયું; પણ એટલામાંજ એક અજબ કૌતક થયું. રમણ ગલીમાં પ્રવેશે તે પહેલાં તો તેણે પોતાની પીઠ પાછળ જોયું તો જણાયું કે એક કાળો ઓળો ત્યાં ફરે છે. રમણના શરીરમાંથી ભયની કંપારી નીકળી ગઈ. તેનાં રૂવાં ઉભાં થયાં, તે હિંમત રાખી તે ઓળા તરફ જોઇ રહ્યો. એટલામાં તો તે કાળો આકાર રમણની નજીકમાં થઇને ગલીમાં પ્રવેશ્યો. તે આકારે અંધારાને લીધે રમણને જોયો નહિ, પણ રમણે તેને બરાબર જોયો. તેને જોઇ રમણ આશ્ચર્ય પામ્યો. "એ કોણ હશે?" એમ મનમાં વિચારવા લાગ્યો. તે આકાર પણ રમણને જવાની ગલીમાં જ પ્રવેસ્યો હતો. રમણ પણ વધુ વાર ત્યાં નહિ રોકાતાં તેની પાછળ ચાલ્યો. તે આકાર આગળ ચાલી એક સીઢી આગળ આવ્યો કે જે સીઢી પર પેલી બુરખાવાળી સ્ત્રીએ રમણને ચઢવાનું કહેલું હતું. રમણ તે આકારની પાછળ–પાછળ તે જાણે નહિ એવી રીતે ધીમે પગલે ચઢવા લાગ્યો. આગળ ચાલતા આકારે ઉપર ચઢી સાથે રાખેલા એક નાના ફાનસમાં દીવો સળગાવ્યો. દીપક પ્રગટ થતાં રમણના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે શું જોયું? તેને એક બુરખાવાળી સ્ત્રી જણાઈ. રમણના કુતુહલમાં વૃદ્ધિ થઇ. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, "શું તે પેલી બુરખાવાળી સ્ત્રી હશે કે જેણે મને જવાની આજ્ઞા કરી હતી? ના, ના, તેતો આ ન હોય, કારણ કે તેણે કહ્યું હતું કે તારે હવે એકલાને જ જવાનું છે. ત્યારે તે મારી પાછળ અહિં કેમ આવી હશે? શું તેને મારી દયા આવી હશે; કે જેથી તે રખેને મને રસ્તો બતવવા આવી હોય!" આમ વિચાર વમળમાં ઘસડાતો રમણ ઉભો રહી જોઇ રહ્યો. એટલામાં તો તે સ્ત્રીએ આગળ ચાલવા માંડયું. તેણે

ત્યાં આવેલો એક મોટો સમચોરસ ઓરડો ઉઘાડયો. તે ઓરડામાં દાખલ થઇ તે આસપાસ જોવા લાગી. રમણુ પણુ તે ઓરડામાં આવી એક બાજુએ ચૂપચૂપ ઊભો રહ્યો. તે ઓરડાની ભીંતોમાં અનેક હાટીઆં બનાવેલાં હતાં. ત્યાં જાત જાતની સ્પ્રીંગોવાળી ખુરશીઓ ઉપરાંત અનેક પ્રકારની નાની મોટી ત્રીજોરીઓ ગોઠવેલી હતી, તે સ્ત્રી હાથમાંના ફાનસને ઉંચું કરી સઘળાં હાટીઆં તપાસતી તપાસતી છેલ્લા હાટીઆ નજીક આવી અને મનમાં કંઇક વિચાર આવતાં તેણે તે હાટીઆને તત્કાળ ઉઘાડી નાખ્યું. તેની અંદર ત્રણ નાની શીશીઓ પડેલી હતી. એ શીશીઓપરનાં નામ વાંચી તેણે આનંદની એક બુમ મારી અને વિજળીની ઝડપે વચ્ચે પડેલી એક નાની શીશી ઉપાડી લઇ વસ્ત્રમાં છુપાવી દીધી, " ખરેખર એ શીશીમાં કંઇક અજબ ચમત્કાર હોવો જોઇએ. " એમ રમણુના મનમાં થઇ આવ્યું. તે પછી એ સ્ત્રીએ ત્યાંથી આગળ ચાલવા માંડયું. તે ઓરડામાં વળી એક બીજા ઓરડામાં જવાનું બારણું આવેલું હતું, તે બારણું ઉઘાડી તે સ્ત્રી એક બીજા ઓરડામાં આવી ઉભી. રમણુ પણુ તેની પાછળ એ ઓરડામાં આવી એક બાજુએ ઉભો રહ્યો. આ ઓરડામાં એક મોટી ત્રિજોરી આવેલી હતી. તે ભૂત જેવી જણાતી સ્ત્રીએ હાથમાંનું ફાનસ નીચે મુકી કમ્મરેથી એક કુંચીઓનું જુમખું કાઢયું. તે જુમખામાં નાની મોટી મળીને અનેક કુંચીયો લટકાવેલી હતી. તે સ્ત્રી ત્રીજોરીની પાસે બેસી કુંચીઓ બેસારવા લાગી. એક પછી એક કુંચીઓ બેસારવામાં લગભગ અર્ધો કલાક પસાર થયો, અંતે એક કુંચી લાગુ પડતાં તે મોટી ત્રીજોરીનું બારણું ઉઘડી ગયું. તેમાં ચાર ખાનાં આવેલાં હતાં. તેના ઉપરના ખાનામાં હિરા–મોતીના દાગીના પડેલા હતા. તેની નીચેના ખાનામાં એક કાગળોનું બંડલ પડેલું હતું. તે બંડલ ઉપાડી તે સ્ત્રી

ફાનસના પ્રકાશમાં જોવા લાગી. રમણ પણ ધ્યાનપૂર્વક એ બંડલ સામે જોઇ રહ્યો. તેણે એ બંડલ છોડયું. તે નોટોનું બંડલ હતું. જે બંડલ માધવરાય શેઠનું ચોરાયું હતું એ તેજ બંડલ હતું. રમણે તેને તરત ઓળખી લીધું. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે બુરખાવાળી સ્ત્રીએ તે નોટોના બંડલને બુરખામાં મૂકી દીધું. બાદ ત્રીજા ખાના તરફ તેની નજર ગઈ. ત્યાં લીલા રંગનો એક પ્યાલો પડેલો હતો. તે પ્યાલામાં સફેત રંગનો કંઇક બારીક ભૂકો ભરી મૂકેલો માલમ પડયો. તરત એ સ્ત્રીએ પાસેથી એક ડબ્બી કાઢી અર્ધોઅર્ધ ભૂકો ભરી લીધો. તે પછી ચોથા ખાનામાં પડેલી એક નાની પોટકી તેણે છોડી. એ નાનકડી પોટકીમાં કેટલાક દસ્તાવેજો ઉપરાંત બીજા કાગળો ગડીઓ વાળીને મૂકેલા હતા. તે સ્ત્રી દરેક કાગળને ઉકેલી વાંચવા લાગી અને તેમાંથી એક મુદ્દાનો કાગળ જે જ્વાળાપ્રસાદે મોહનરાય પાસે લખાવી લીધો હતો તે કાઢી લઇ પુનઃ બીજા કાગળની પોટકી બાંધી દઇ હતી ત્યાં મૂકી દીધી. આ ઉપરાંત એક બીજો પણ મુદ્દાનો કાગળ ઉપાડી લીધો. એ કાગળ મળવાથી તેને અપાર આનંદ થયો હોય એમ એની મુખમુદ્રાપરથી જણાઇ આવ્યું. તેણે પુનઃ ત્રીજોરી બંધ કરી. એવામાં જ સહસા તેની નજર ખૂણામાં ઉભેલા રમણ પર પડી. તે ચોંકી. તેણે વિકળ નેત્રે રમણની સામે જોયું. રમણને તેનું સ્વરૂપ ભયકારક ભાસ્યું, તે દીન વદને તેની સામે જોઇ રહ્યો; પણ એટલામાં તો તે વિકાળ સ્ત્રીએ વાઘની માફક તેની પાસે ધશી આવી તેનો હાથ પકડી પૂછ્યું:-"તું કોણ છે? સાચું બોલજે! જો જુઠું બોલીશ તો આ કટારથી તારી છાતી ચીરી નાખીશ." આમ બોલી તેણે કટાર રમણની છાતી નજીક ધરી. બીચારા રમણનાં હાંજા ગગડી ગયાં. તે ગળગળે સાદે બોલ્યોઃ—"હું કાંઇ ચોર કે ખૂની નથી, પણ..."

"બોલ, જલ્દી બોલ, મને વધારે વખત નથી." પુનઃ તે સ્ત્રીએ કહ્યું. હવેજ રમણને તેના અવાજ પરથી ખબર પડી કે આ સ્ત્રી પેલી બુરખાવાળી સ્ત્રી નથી પણ તેના જેવી કોઇક બીજીજ છે.

ખરેખર આ સ્ત્રી ઘણીજ ભયંકર છે. આમ આત્મગત બોલી તેણે કહ્યું:—"બાઇ! હું આ સ્થળે કેદ થએલો હતો."

"શું તું કેદી છે? બોલ, તને કોણે કેદ કર્યો હતો?"

"જ્વાળાપ્રસાદે"

"તારો અપરાધ?"

"મારો અપરાધ કાંઈ નથી." કહી રમણે તેને તમામ હકીકત કહી સંભળાવી. જ્વાળાપ્રસાદનાં ભયંકર કામો સાંભળી તે સ્ત્રીના ગુસ્સાનો પાર રહ્યો નહિ, તે હાથમાંની કટાર ઉંચકી કંઇક મનમાં બડબડી. તેણે પુનઃ રમણના સામે ધ્યાન પૂર્વક જોઇ કહ્યું:—"છોકરા! તારૂં નામ શું છે?"

"મારૂં નામ રમણચંદ્ર છે."

"તારે અહિંથી બહાર આવવું છે?"

"આ ભયંકર સ્થળેથી બહાર નીકળવાની અભિલાષા કોને ના હોય? મને અહિંથી તમારી સાથે લઈ જાઓ."

"રમણ! ચાલ હવે હું તને મારી સાથે લઇ જાઉં છું. હવે આપણને ઝાઝો સમય નથી. આપણે જલ્દીથી આ સ્થળેથી નીકળવું જ જોઇએ; પણ તે પહેલાં તું મને જણાવ કે તું અત્યારે આ સ્થળે ક્યાંથી આવ્યો?" તેનો પ્રશ્ન સાંભળી રમણે તેને કહેવા જેટલી વાત કહી સંભળાવી અને છેવટે એ પણ જણાવી દીધું કે દુષ્ટ જ્વાળાપ્રસાદ રજનીકાન્તના મકાને જઈ તેની પત્નીને ઝેરી દવાથી બેશુદ્ધ બનાવી ઉપાડી લાવનાર છે."

રમણુની વાત સાંભળી તે બાઈ ઉંડા વિચારમાં પડી ગઇ. જ્વાળાપ્રસાદને હું હજી બરાબર ઓળખતી નથી. તે મને ક્યાંથી ઓળખતો હશે ? ખરેખર આતો કંઇક ભેદ જેવું છે. આમ વિચાર કરી તેણે અંતે રમણુને કહ્યું, " રમણુચંદ્ર ! જે બાઇને ઉપાડવાને જ્વાળાપ્રસાદ જનાર છે, તે બાઈ તો અત્યારે તેના જ મકાનમાં છે. "

" શું તે બાઇ આ મકાનમાં જ છે ? " રમણે વિસ્મયતાથી પ્રશ્ન કર્યો.

" હા. "

" ખરેખર ત્યારે તે પાપી તે ગરીબ અબળાને ઉપાડી લાવ્યો હશે અને તેને કોઇક ભયંકર ભોંયરામાં પૂરી દીધી હશે." આમ કહી રમણે નિઃશ્વાસ નાખ્યો. બુરખાવાળી સ્ત્રી હસ્તે વદને બોલી, " રમણુચંદ્ર ! તમે દિલગીર થશો મા. તે બાઇ તેના પંજામાં ફસાય એવી ભોળી નથી, તેતો એવા સો જ્વાળાપ્રસાદને ઘડીના છઠ્ઠા ભાગમાં ફસાવવાને શક્તિવાન છે. "

" ત્યારે તમે કહોછો ને કે તે બાઇ તો અત્યારે આ મકાનમાં છે ? " રમણે પૂછ્યું.

" હા, તે આ મકાનમાં જ છે અને વળી તે અત્યારે તમારી પાસે જ ઉભી છે. "

" શું તે તમે પોતે જ ? " રમણ આભો બની બોલી ઉઠયો.

" હા, હું તેજ રમાદેવી. રમણુચંદ્ર ! તમે મને અગાઉથી બાતમી આપી તેને માટે હું તમારો ઉપકાર માનું છું, તેમજ તમને મૂક્ત કરી મને બચાવવા મોકલનાર બાઇની પણ ઉપકારી છું. તે ભલીબાઇનું શ્રી ભગવાન કલ્યાણ કરો. રમણુચંદ્ર ! હવે આપણે જેમ બને એમ જલ્દીથી આ સ્થળેથી નીકળી જઇએ. દુષ્ટ જ્વાળાપ્રસાદ મારા

મકાન તરફ જવાને નીકળી પડયો હશે. પણ આપણે એક ટુંકા રસ્તે થઇને તેની પહેલાં ત્યાં પહોંચી જઇશું અને મને ફસાવા ઇચ્છનાર શયતાનને આપણે પોતે જ ફસાવીશું; માટે ચાલો, તમે મારી પાછળ ચાલ્યા આવો." કહી રમાદેવી હાથમાં ફાનસ પકડી આગળ ચાલવા લાગી. રમણ અનેક વિચારોને હૃદયમાં સ્થાન આપતો તેની પાછળ-પાછળ જવા લાગ્યો. થોડીવારમાં તો તેઓ બહાર નીકળી એક ખુલ્લા મેદાનમાં આવી ઉભાં. આ વખતે જ તેમની નજરે એક સીધરામ ઝડપથી ચાલ્યું જતું જણાયું, તરત રમા બોલી ઉઠી, "રમણ! જુઓ, પેલા સીધરામમાં જ્વાળાપ્રસાદ ગયો. આપણે જલ્દીથી ચાલો." કહી રમા દોડવા લાગી. રમણે પણ તેનું અનુકરણ કર્યું. અર્ધા કલાકમાં તો તેઓ એક ટુંકા રસ્તે થઇને મકાન આગળ આવી પહોંચ્યાં. રમાએ દરવાજો ઉઘાડી નોકરોને જગાડી આસપાસ છૂપાવી દીધા. બાદ રમણને પણ કેટલીક સૂચના આપી પાસેના ખૂણામાં છૂપાઈ રહેવાનું સૂચવ્યું. તે પછી રમા બુરખો કાઢી નાખી પોતાના અસલ પોષાકમાં દરવાજા આગળ જઇ ઉભી. તેણે પેલી ઝેરની નાની શીશી અને જ્વાળાપ્રસાદના મકાનમાંથી ડબ્બીમાં લઇ લીધેલી સફેત ભૂકી પાસે રાખી. તેને ઉભા રહે થોડીકવાર થઈ હશે એટલામાં તો તેને કાને ગાડીનો ખડખડાટ સંભળાયો. પાપી આવ્યો ધારી રમા સાવધ થઇને ઉભી. એ અરસામાં જ ઉપર જણાવેલું સીધરામ આવી પહોંચ્યું. તેને દરવાજાથી દૂર ઉભું રખાવી અંદરથી બે કદાવર દેખાવના માણસો બહાર નીકળ્યા. તેમાં એક જ્વાળાપ્રસાદ હતો અને બીજો ભવાનીમલ્લ હતો. નીચે ઉતરી જ્વાળાપ્રસાદે ભવાની-મલ્લના કાનમાં કંઇક છાની વાત કરી, કે જેથી ભવાનીમલ્લ તરત એટ-લામાં છૂપાઈ ગયો. બાદ સીધરામવાળાને ત્યાં રહેવાનું કહી જ્વાળાપ્રસાદ દરવાજા તરફ ચાલ્યો. તે આસપાસ બારીક નજરે જોતો દરવાજા

નજીક આવ્યો. એકાએક તેની નજર દરવાજાના ઝાંપા આગળ ઉભેલી બાઇપર પડી. તે ચોંકયો–સ્તબ્ધ બન્યો અને આટલી રાત્રે એ કોણ ઉભું હશે એમ વિચારતો છેવટે હિંમત ધરી તે બાઇની નજીક આવી બોલ્યો, "તમે કોણ છો ?"

"તે પહેલાં તમે મને જણાવો કે મને પૂછનાર આપ નામ-ચીન્હ કોણ છો ?" રમાએ અટ્ટહાસ્ય કરીને પૂછ્યું.

જ્વાળાપ્રસાદ તો સજ્જડ થઇ ગયો, એટલામાં પુનઃ રમાએ પૂછ્યું. "કેમ જવાબ નહિ આપો કે? મહેરબાન જણાવોતો ખરા કે અત્યારે કોનું ઘર ફાડવાને આવ્યા છો ? શું રજનીકાન્ત સાહેબે પેદા કરેલું ધન લુંટવા આવ્યા છો, કે કંઈ બીજા કામે આવ્યા છો ? દેખાવમાં તો કોઇ આબરૂદાર જેવા જણાઓ છો પણ ઝીણી નજરે જોતાં તો મહા કારસ્થાની ઠગ હો એમ જણાય છે. બોલો મહેરબાન! આપ અત્યારે અહિં કેમ આવ્યા છો ? જો બરાબર જવાબ નહિ આપો તો આ પળેજ મારે બૂમો પાડી તમને પકડાવવા પડશે ?"

રમાનાં વચનોથી જ્વાળાપ્રસાદ ધોળીપૂણી જેવો બની ગયો, તેને શું જવાબ આપવો તે કાંઈ સૂઝયું નહિ. આખરે તે કંઇક વિચાર ગોઠવી બોલ્યો, "બાઇ ! મારે અત્યારે રજનીકાન્ત સાહેબને મળવું છે ?"

"શું દિવસે ટાઇમ ન મળ્યો કે આ પાછલી રાત્રિએ મળવાનો વખત મળ્યો ?" રમાએ મજાકમાં પૂછ્યું.

"મારે ખાસ કામ હોવાથી જ અત્યારે આવવું પડયું છે ?"

"શું કંઈ ખૂન-બૂન તો થયું નથીને ?"

"ના, પણ મારા ઘરમાં મોટી ચોરી થઈ છે."

"શું તમારા પોતાના જ ઘરમાં ?"

"હા."

"અરે જાઓ મહેરબાન, શું ચોરના ઘરમાંથી તે વળી ચોરી થતી હશે કે?

"શું તમે મને ચોર ધારો છો?"

"ના, ચોરથી પણ વધારે?"

"અરે તમારી મોટી ભૂલ થાય છે. હું કેવો પ્રતિષ્ઠિત માણુસ છુ તે આખું નગર જાણે છે."

"ઉપરથી સહેત ઠગને જોઈ ઘણાજનો તેની પ્રસંસા કરે છે પણ તેનાં કારસ્થાનો જાણુનાર તો તેને ધિક્કારે છે. તમે ચોર હો યાતો ખૂની હો તેની મને દરકાર નથી; પરંતુ તમે અત્યારે જુઠું બોલ્યા તેને માટે મને ઘણું લાગી આવે છે."

"હું શું જુઠું બોલ્યો?"

"તમે હમણાં જ કહ્યુંને કે મારા ઘરમાં ચોરી થઈ છે.?"

"હા, તે મ્હેં તદ્દન ખરૂં જ કહ્યું છે."

"નહિ, તમે તદ્દન જુઠું કહ્યું છે. તમે પોતે જ અહિં ચોરી કરવાને આવ્યા છો એ હું સારી રીતે સમજું છું."

"તો જણાવો કે હું શાની ચોરી કરવાને આવ્યો છું?"

"રમાદેવીની."

જ્વાળાપ્રસાદને માથે પ્હાડ તુટયો હોય એમ થયું. તે સર્વાંગે ધ્રુજતો આંખ્યો ફાડી રમાની સામે જોઇ રહ્યો. એટલામાં તો રમાએ છૂપાવેલું ફાનસ બહાર કાઢી તેના મુખ સામે ધર્યું. તેના મુખનું અવલોકન કરતાં જ રમા એકાએક કારમી ચીસ પાડી બે ડગલાં પાછળ હઠી બોલી ઉઠી, "ઓ દુષ્ટ! શું તું હજી જીવે છે કે! ઓ ક્રૂર ખૂની! હું તને બરાબર ઓળખી ગઇ છું. પ્રુંજ......જ......"

રમા આગળ બોલે એ પહેલાં જ જ્વાળાપ્રસાદ પણ તેને ઓળખી હિંમત એકઠી કરી ઘોર અવાજે બોલી ઉઠયો, "ચૂપ."

રમા આગળ બોલી શકી નહિ. તેની આંખ્યોમાંથી આગના તનખા ઝરતા હોય એમ જણાવા લાગ્યું. એટલામાં જ જ્વાળાપ્રસાદ બોલી ઉઠયો, "રમા! જ્યારે તું સર્વસ્વ જાણી ગઇ છે ત્યારે હું પણ તને સ્પષ્ટ જણાવી દઉં છુ કે તારે મારી વૃત્તિને શરણ થવું જ પડશે. હું તને મેળવવાને ભગીરથ પ્રયત્નો કરી રહ્યો છું. સુંદરી ! તારો મોહ હું આજપર્યંત વિસારી શક્યો નથી. સુંદરી! હું કેટલો ધનાઢ્ય છું એની પણ તને સારી રીતે માહિતી મળી હશે. હું તને લગીર પણ દુઃખ દઇશ નહિ, માટે તું હવે મારી વિનંતીને માન આપી મારી થા. હું તને સુવર્ણના હિંચકે હિંચોળી તારી પૂજા કરીશ. બોલ, મારી મધુરી મેનાં! મારી માગણી તારા હૃદયમાં ઉતરી કે નહિ?"

તેને પૂર્ણ બોલવા દઈ રમાએ કહ્યું. "હજી પણ તારે કંઈ કહેવું હોય તો કહી લે; પછીથી તને કંઈ પણ કહેવાનો યાતો બોલવાનો વખત મળશે નાહ."

"એટલે? મને તારા કહેવામાં સમજ પડતી નથી." જ્વાળાપ્રસાદે કહ્યું.

"મારા કહેવાનો ભાવાર્થ એવો છે કે તારા મ્હોતની હવે છેલ્લી ઘડીઓ ગણાય છે. પામર પિશાચ! તું સફેત સ્વરૂપમાં છૂપાએલો રાક્ષસ છે એ હું દુનિયાંને દેખાડી આપી તને ફાંસીના વિમાનમાં મોકલવાની તૈયારી કરી રહી છું. ઓ ઇંદ્રવર્ણા જેવા જણાતા ઠગ! તારાં કુકર્મોની અવધી નથી. હા! ત્હેં અનેક કુળવાન કન્યાઓને ભ્રષ્ટ કરી આ દુનિયાંમાંથી નષ્ટ કરી છે. ત્હેં તારા અન્નદાતાઓનું નિકંદન કાઢયું છે. ત્હેં અનેક ગરીબોની ગરદનપર કાતિલ છૂરીઓ ફેરવી થાપણો ઓળવી છે.

નરાધમ! આવા અનેક અપરાધોની શિક્ષા તને જેટલી થાય એટલી ઓછી જ છે. એ મુઢ! તું એમ સમજતો હોઇશ કે આ રમા તારા ડરાવ્યાથી ડરી જશે; પણ ના, ના, તારા જેવા સેંકડો પિશાચોને મારા પગ તળે કચડી નાખવાને હું સમર્થ છું."

"ખરેખર તું હજી એવી ને એવી ઉદ્ધત જ રહી. આ ઉદ્ધતાઈ તને સંકટના સમુદ્રમાં ડુબાવશે એ ખાસ યાદ રાખજે."

"અને તું પણ યાદ રાખજે કે હવે તારા સુખી સૂર્યનો ધીમે ધીમે અસ્ત થતો જાય છે. જે ઘડી જાય છે તે તારે માટે અમૂલ્ય જાય છે."

"તું એક નિર્બળ અબળા મને શું કરી શકે એમ છે?"

"અબળા ધારે એ કરવાને સમર્થ છે. મૂર્ખ! તું મને અબળા ધારીશ નહિ, પરંતુ તારા જેવા કુટિલ કુલાંગારોને કાળના કોળીયા બનાવનારી પ્રચંડ જ્વાળામુખી દેવીછું. જો, તને આ પળે જ સંહારવા સમર્થ છું." કહી રમાએ તેના સામે પીસ્તોલ ધરી.

જ્વાળાપ્રસાદ રમાસુંદરીનું આવી રીતે નિડરતાથી બોલવું સાંભળી તથા પિસ્તોલ જોઈ ગભરાયો. તેનું શરીર ધ્રુજવા લાગ્યું. એટલામાં રમાએ પણ સંજ્ઞાદર્શક અવાજ કર્યો. જ્વાળાપ્રસાદ વ્હેમાયો. તેને રમાદેવીના મકાનના કમ્પાઉન્ડમાં ખડખડાટ સંભળાયો. એવામાં જ દૂર ઉભા રહેલા ભવાનીમલે ભયસૂચક અવાજ કરી જ્વાળાપ્રસાદને નાશી આવવાનું સૂચવ્યું. જ્વાળાપ્રસાદે સમયવર્તી ધીમે પગલે પાછળ હઠવા માંડયું. રમાએ બૂમ મારી પોતાના માણસોને બોલાવ્યા. જ્વાળાપ્રસાદ મૂઠીયો વાળીને નાઠો. રમણ તેની પાછળ પડયો; પણ તે તેની નજીક પહોંચે એ પહેલાં તો જ્વાળાપ્રસાદ ઉભી રાખેલી ગાડીમાં કુદી પડયો. ગાડી પૂરપાટ દોડી ગઇ. ભવાનીમલ તેના માણસ સાથે બીજે રસ્તે થઇને પસાર થઇ

ગયો. રમણ પાછો ફર્યો. નજીકમાં આવેલા શયતાનને પસાર થઈ ગએલો જોઈ રમણની દિલગીરીનો પાર રહ્યો નહિ. તેણે રમા સામે જોયું. રમાએ હસ્તે વદને કહ્યું, " રમણચંદ્ર ! દુષ્મનના જતા રહેવાથી આપણે દિલગીર થવાનું નથી. આપણે તેને જાણી જોઈને જ જવા દીધો છે. આપણે જો તેને પકડવો ધારત તો એક જ સપાટે પકડી લેત; પરંતુ તેને પકડવા પહેલાં આપણે હજી કેટલાંક કામ પૂરાં કરવાનાં છે. આપણો એ દુષ્મન ઘણો ભયંકર છે. તેની લાગવગ પણ પુષ્કળ છે. આવા જુલ્મી જાલીમને ફસાવવાને માટે આપણે હજી ઘણું કરવું પડશે. આજે મારી ઈચ્છા તેને જવા દેવાની જ હતી. મારે હજી તેના આખા મકાનનો ભેદ ખોળી કાઢવો પડશે." આમ વાત ચાલે છે એટલામાં જ રજનીકાન્ત જાગી ઉઠી ત્યાં આવ્યો. તેના એક હાથમાં ફાનસ અને બીજા હાથમાં ભરેલી પિસ્તોલ હતી. સમય ઉડાઉડનો હોવાથી તે રાત્રિ દિવસ હથીઆર પાસેને પાસે જ રાખતો. તેણે રમા અને રમણને જોતાં જ આનંદનો ઉદ્દગાર કાઢ્યો. તે પછી સઘળાં મકાનમાં ગયાં. નોકરે લાઈટ સળગાવી રાઉન્ડ ટેબલપર ગોઠવ્યો. સઘળાં ખુરશીઓમાં ગોઠવાયાં. રમાએ પતિને સઘળી વાત જણાવી અંતમાં જણાવ્યું કે, " જે માણસ આખા નગરમાં પ્રતિષ્ઠિત અને ધનાઢ્ય ગણાય છે; તે જવાળાપ્રસાદ પોતે જ સઘળાં રાક્ષસી કાર્યનો કર્તા છે." આમ કહી તે શાણી સુંદરીએ તેના મકાનમાંથી લઇ લીધેલા કાગળો રજનીને બતાવ્યા. રજનીએ દરેક કાગળો વાંચી ખુશાલી દર્શાવી. તે પછી રમાએ માધવરાયનું ચોરાઈ ગએલું નોટોનું બંડલ પતિને આપ્યું. રમણે તેને ઓળખ્યું, પતિએ પત્નીના સાહસને માટે સાબાશી આપી. રમણ તો રમાના અપ્રતિમ સાહસથી આશ્ચર્યના મહાસાગરમાં ડૂબી રહ્યો હતો. રજનીએ રમાને કહ્યું. " પ્રિયે ! હજી થોડાક કાગળો તે દુષ્ટના

સ્વાધિનમાં છે; તે આપણે મેળવવા જોઇએ અને માધવરાયના મકાન-માંથી ગુમ થએલા તારાલક્ષ્મીના હારની પણ તપાસ કરવી જોઇએ. મારા ધારવા મુજબ તે હાર પણ તે સફેત શાહુકારની પાસે જ હશે."

"તે સઘળું કામ પૂર્ણ કરવાને હું અને આ રમણચંદ્ર પ્રયત્નો કરીશું, મારે હવે રમણચંદ્રની મદદની ખાસ જરૂર પડશે. રમણભાઈ! તમે મને મદદ કરી શકશો કે ?"

"અરે એ શું બોલ્યાં ? આપને દરેક પ્રકારની મદદ આપવાને હું આદિથી તે અંત સુધી તૈયાર છું." રમણે જણાવ્યું.

"વારૂ બીજું કંઇ જાણો છો કે ?" રમાએ પતિના સામે જોઇ પૂછ્યું.

"ના, વળી શું છે ?" રજનીએ વિસ્મયતાથી પૂછ્યું.

"આમ નજીક આવો, તમારા કાનમાં કંઇક વાત કહું."

રજની રમાની નજીક ગયો. રમાએ તેના કાનમાં કંઇક ધીરેથી વાત કરી. રજની આશ્ચર્ય પામી બોલી ઉઠયો, "અરે! શું તું આ ખરૂં કહે છે ?"

"હાજી, હું સાચું જ કહું છું કે તે એજ છે."

"ત્હેં કેવી રીતે જાણ્યું કે તે એજ છે ?"

"હું તો સારી રીતે જાણી ગઇ છું કે તે એજ છે. તમારે વધારે ખાત્રી કરવી હોય તો પેલો જુનો ફોટો અને હાલનો ફોટો સરખાવી જુઓ; અને ધ્યાનપૂર્વક જોઈ ખાત્રી કરો કે તે એજ છે કે નહિ."

રમાના કહેવા મૂજબ રજનીએ તરત બે ફોટોગ્રાફ અંદરના ભાગમાંથી કાઢી લાવી સરખાવ્યા. રમાના કહેવાની ખાત્રી થઇ. રજ-નીના મનમાં અપૂર્વ આનંદ છવાયો. રમણને એમાં કંઇપણ સમજણ

પડી નહિ, તે શાન્તતાથી ત્યાં બેશી રહી સર્વે પ્રકાર અવલોકી રહ્યો. છેવટે રજનીકાન્ત ફોટા હતા ત્યાં મૂકી આવ્યો. તે પછી વાતોને બંધ કરી સઘળાં આરામ લેવાને વિરામ રૂમમાં ચાલ્યાં ગયાં. રમણ તે રાત્રે ત્યાં રહ્યો. તેને આખી રાત્રિ ઉંઘ આવી નહિ. તેની નજરે આજના બનાવો ઉપસ્થિત થવા લાગ્યા. તેણે વિચારમાં ને વિચારમાં પાસાં ઘસી રાત્રિ પૂર્ણ કરી. પ્રાતઃકાળ થયો. રમણ-રજની-રમા ચ્હા પીવાના ટેબલ આગળ એકત્ર થયાં. નોકર ચ્હા લાવ્યો. રમણે ચ્હા પી જવાની રજા માગી. રમાએ તેની છેક નજીક જઇ તેના કાનમાં કંઈક ગુપ્ત વાત કહી જવાની રજા આપી. રમણ હસ્તેવદને ત્યાંથી નીકળી પોતાના મકાન તરફ ગયો.

## પ્રકરણ ૧૪ મું.

### એક ગરીબ અબળા.

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને બને પંદર દિવસ થઇ ગયા હતા આજે જવાળાપ્રસાદ શેઠ તેના મહાલયના મયદાનમાં એક વિરામાસનપર લાંબો પડી પ્રાતઃકાળની ઠંડી હવા અને આસપાસ આવેલા રંગબેરંગી સુવાસિત પુષ્પોના પમરાટથી મગજને શાન્ત કરી રહ્યા હતા તે જો કે અત્યારે ઉપરથી ગંભીર અને શાન્ત જણાય છે, પરતુ તેના પાષાણ હૃદયમાં તો અનેક વિચારોનું પરિવર્તન થયા કરે છે. નીચ કર્મ કરનારનું હૃદય હમેશાં કાંપતુંજ રહે છે. તે પ્રમાણે જવાળાપ્રસાદ તેનાં ભયંકર કર્મોથી મનમાં ડરતો હતો; તેમાં રમા-રજની-ભેદી વગેરેનાથી તો તેનો ભય વિશેષ વધ્યો હતો. તેને પ્રતિપળે ભયના ભણકારા

વાગ્યા કરતા. સ્વપ્નમાં પણ ભયંકર દ્રશ્ય જોતો. તેને સુખે નિદ્રા આવતી નહોતી, તેને વારંવાર અજંપો થયા કરતો. હાલમાં તેની પુત્રી મોહિની પણ તેનાથી કંટાળી તેની વિરૂદ્ધ વર્તતી. પિશાચ જવાળાપ્રસાદ તેની પર જાદુઇ પ્રયોગ કરી તેને બળાત્કારે પોતાના કહેવા મુજબ કરવાની ફરજ પાડતો. દિનપ્રતિદિનના પ્રયોગથી મોહિનીનું શરીર અસ્વસ્થ રહેવા લાગ્યું. તેનો પ્રફુલ્લ ચ્હેરો કરમાવા લાગ્યો અને ગૌર મુખ ફિક્કું પડવા લાગ્યું. તેના શરીરમાં હમેશાં તાવ રહેવા લાગ્યો. પુત્રીની આવી દશા જોઇ દોલતમાં દિવાના બનેલા જવાળાપ્રસાદને કંઇ પણ લાગણી થતી નહોતી. તે ઝેરી સાંપતો તેના દુષ્મનોને શી રીતે ઠાર કરવા, શી રીતે રમાને મેળવવી, શી રીતે મોહન અને તારાને મારી નાખી માધવરાયની વિપુલ દ્રવ્ય સંપત્તિ લઇ લેવી વગેરેના હવાઇ વિચારોમાં તદ્રુપ રહેતો હતો. આજે સવારમાં પણ એના એજ વિચારમાં તે મશગુલ થઇ પડયો હતો. એવામાં તેનો સાગ્રિત ભવાનીમલ્લ બહારથી અંદર આવ્યો. તેણે શેઠને સલામ કરી. શેઠે તેને સીગાર લાવવાનું સુચવ્યું. ભવાનીમલ્લ અંદર જઇ સીગાર બોક્ષ લઇ આવ્યો, જવાળાપ્રસાદે સીગાર સળગાવી તેને સામે બેસવાની સુચના કરી આસપાસ જોઈ ધીરેથી કહ્યું, "ભવાની! હવે આપણે કેમ કરીશું? આપણા દુશ્મનોનું જોર વધી ગયું છે. આપણે માથે ભયનું વાદળ ઝઝુમતું જણાય છે."

ભવાની ગંભીર મુખે બોલ્યો, "શેઠજી! આપણી ગૃહદશા હાલ નબળી હોય એમ જણાય છે. મ્હેં ગઇ કાલે એક જોશીને પૂછ્યું હતું. તેણે જણાવ્યું હતું કે હાલ તમારે અને મારે લોઢાના પાયે પનોતી બેઠેલી છે. તે બંધન કરાવે. વળી વધારામાં પેલી રાંડ ખુરખાવાળી ચૂડેલે કાલ રાત્રે મને દેખા દઈ ભયાનક ત્રાસ આપ્યો હતો. શેઠજી! કાલની રાત કેવી ગઇ છે તે ફક્ત મારૂં મનજ જાણે છે."

"હેં! શું તે ભૂતડીએ તને પણ દેખાવ દીધો કે?" જવાળાપ્રસાદે પૂછ્યું,

"હા, ગઇ કાલે મધ્યરાત્રે તે ભૂતના ઓળાની માફક ફરતી-ફરતી મારી પથારી નજીક આવી અને ત્યાં ઉભી રહી ખડખડાટ હશી પડી. તેના હસવાના અવાજથી હું ઝબકીને જાગી ઉઠયો, મારી નજીક એક ઝીણો દીવો બળતો હતો. તેના અજવાળામાં મ્હેં તે ચૂડેલની ભયંકર આકૃતિ નિહાળી; હું જો કે મજબુત માણુસ હતો પણ તે વખતે તેને જોઇ હું ઠંડોગાર થઇ ગયો. મારૂં શરીર ભયથી કંપવા લાગ્યું. મને આખા શરીરે પસીનો થઇ આવ્યો. મ્હેં છેવટે બૂમ પાડવાનો નિશ્ચય કરી મુખ ઉંચું કર્યું, કે તરત તે ભયંકર બલાએ તેના બુરખામાંથી એક તેજદાર લાંબો છરો બહાર કાઢી મારી છાતી સામે ધરી વિકટ સ્વરે કહ્યું, "બદમાસ! જો બૂમ પાડી તો મૂઓ જ સમજજે. આ છૂરો હું તારે માટે જ પાસે રાખું છું." તેનું આવું બોલવું સાંભળી હું તો અવાચક બની તેના સામે જોઇ રહ્યો. તે પછી તેણે પાછું કહેવા માંડયું, "હું આજે તને મારી નાખવાને નથી આવી; પણ તને જણાવવાને આવી છું કે તારી અને તારા કમનશીબ શેઠના મ્હોતની હવે ઘડીયો ગણાય છે, તમારા મ્હોતનો પયગામ ઇશ્વરના દરબારમાંથી નીકળી ચૂકયો છે. તમારે બન્નેને ઘાતકી રીતે મરણુને શરણુ થવુંજ પડશે. જે નગરમાં તારો શેઠ આબરૂદાર ગણાય છે, તેજ શહેરમાં તેને બેઆબરૂ થઇ લોકોના ધિટકારની વચમાં ભંગીને હાથે ફાંસીના વિમાનમાં ચઢી નર્કના કુંડમાં પડવાને જવું પડશે; બસ તે પછી તારો વારો આવશે. તું ગમે ત્યાં છૂપાઇ જઇશ પણ હું તને ખોળી કાઢીશ. તારૂં મ્હોત મારા હાથેજ થશે અને તે વળી આ છૂરાથીજ. નિમકહરામ! તમે બન્નેએ અનેક ખીલેલા બગીચાઓનો નાશ કરી ઉજ્જડ મમદાન કરી મૂક્યા છે. તમારાં

પાપ કર્મોનો સૂમાર નથી. તેની શિક્ષા તમારે ભોગવવીજ પડશે. ચંડાળો! તમે ધારતા હશો કે અમને અપરાધિ ઠરાવનાર કોણ છે? પણ સમજજો કે તમારાં દરેક કુકર્મોના દાખલા આદીથી તે અંત સૂધીના મારી પાસે મોજુદ છે, તેમજ કેટલાક કાગળો પણ તૈયાર છે. ભવાની! જો, આ સઘળા કાગળ વાંચી જો." કહી તે ભેદી બલાએ તેના બુરખાના ગજવામાંથી દશેક કાગળો કાઢી મને વારાફરતી વંચાયા. તે કાગળોમાં આપણા મ્હોતની સામગ્રી એકઠી કરેલી હતી. શેઠ! એ કાગળો વાંચી મારૂં લોહી ઠંડુ પડી ગયું. તે પછી તેણે કાગળોને ઠેકાણે મૂકી પુનઃ મને કહ્યું કે, "તું આ સઘળા વર્તમાન તારા શેઠને જણાવજે અને વિશેષમાં તેને એ પણ જણાવજે કે જે રમાને તથા તેના સ્વામીને તું મારી નાખવાનો વિચાર કરે છે; તેઓ તારા ગાંજ્યાં જાય એવાં નથી. તેમનો નાશ કરતાં તું ક્યાંક નષ્ટ ના થઈ જાય એની સંભાળ રાખજે." આટલુ કહી તે રંડા વિજળીના વેગે મારા સૂવાના ઓરડામાંથી પસાર થઇ ગઇ. તે કઇ તરફ થઇને ક્યાં ગઇ તે પણ મારાથી જાણી શકાયું નહિ. હું પથારીમાંથી ઉભો થયો અને હાથમાં ફાનસ પકડી આસપાસ ફરી વળ્યો પણ કંઈ જણાયું નહિ." વાત પૂરી કરી ભવાનીમલે શેઠના સામે જોયું. જવાળાપ્રસાદ તેની વાત સાંભળી ધોળી પૂણી જેવો બની રહ્યો હતો. તેણે ધડકતા હૃદયે કહેવા માંડ્યું, "ભવાની! તે પિશાચણી આપણી પૂર્વની વૈરીણી હોય એમ જણાય છે. તેને અને આપણે શું વૈર હશે તે ભગવાન જાણે. મ્હેં તેની ઘણીએ તપાસ કરી પણ તેના ભેદની ખબરજ પડતી નથી. વળી તેણે પેલી ઇન્દુને પણ આપણા ભોંયરામાંથી ગૂમ કરી છે. ઇન્દુ તેના કબ્જામાં છે છતાં તેણે તે દિવસે આપણને ચિઠ્ઠી લખી જણાવ્યું હતું કે તારા પંજામાં જે બાળા છે તેને ચોવીસ કલાકમાં છુટી કરજે. આ તેનું કેવું

જુઠાણું? હા! શું કરૂં કે મને તેના રહેઠાણનો પત્તો લાગતો નથી, તો તેને ત્યાંને ત્યાંજ ઠાર કરી નાખું."

"ત્યારે હવે આપણે કરવું શું?" ભવાનીમલ્લે પૂછ્યું.

"હવે તો જે થાય એ ખરૂં. આપણે તેનાથી બ્હી જવું જોઇએ નહિ. આપણે આપણા શત્રુઓને જમીનદોસ્ત કરવાના પ્રયત્નોમાં મચ્યા જ રહેવું. જે વખતે આફત આવશે, તે વખતે જોઈ લેવાશે. આપણે એવી ભામટી ભૂતડીઓના ડરાવ્યાથી બીલકુલ ડરવું જોઇએ નહિ." જવાળાપ્રસાદે જણાવ્યું.

"વારૂં, હાલ મોહિની બ્હેનને કેમ છે?" ભવાનીમલ્લે પૂછ્યું.

"તેના શરીરમાં જીર્ણ તાવ રહ્યા કરે છે."

"તો હવે તમે પ્રભુને ખાતર તેનીપર બીલકુલ પ્રયોગ કરશો નહિ, નહિ તો તે છોકરીને પણ ગુમાવી બેસશો."

"પણ હું શું કરૂં? જો હું તેની પર પ્રયોગ નથી કરતો, તો તે છોકરી ઘણી જ ઉદ્ધત બની જાય છે અને મારાં કાર્યોની નિંદા કરવાને મચી પડે છે."

"હશે, તે સઘળું આપ સહન કરી લ્યો. તમારે ફક્ત એનું જ મ્હો જોવાનું છે, તેને હું સમજાવીશ."

"ભવાની! હાલ મારે એક સ્ત્રી નોકરની ઘણી જરૂર છે? પેલી બે દાશીઓ હતી, તે તેમના દેશમાં ચાલી ગઇ. બંગલામાં હાલ સ્ત્રી નોકર કોઇ નથી. મોહિનીની માવજતમાં સ્ત્રી નોકર હોય તો સારૂં."

"હું તે બાબતની આજે તપાસ કરીશ."

આમ વાતો ચાલી રહી છે, એવામાંજ કમ્પાઉન્ડના ઝાંપા આગળ ફાટાં તુટાં વસ્ત્રો ધારણ કરેલી એક યુવાન અબળા આવીને ગાન ગાવા લાગી, તેનો કંઠ કોમળ હતો. ગાન સુંદર હતું. ગરીબોનો

કરી શત્રુ જ્વાળાપ્રસાદ પણ આ વખતે તે ગરીબ અબળાનું ગાન સાંભળી રહ્યો. તે ગાન આ મુજબ હતું.

ગજલ.

જુઓને આંખ ઉઘાડી, ભલાં નહિ લાડીને ગાડી,
જીવલડા સત્ય જાણી લે, હૃદયમાં વાત આણી લે.
મરે છે રંક ને રાણા, મરે છે મૂર્ખ ને શાણા,
અમર નહિ કોઈ શું ફૂલે, અરે શું મોહમાં ડૂલે.
ઝપાટા કાળના વાગે, જગતમાં યોગિયો જાગે,
જગતમાં જૂઠ છે માયા, જગતમાં જૂઠ છે કાયા.
સદાતો કાળ શીર જાગે, ફુલે શું માનવી રાગે.
કરે શું પાપને પાપી, પ્રભુની આણ ઉત્થાપી.
અરે શું જન્મને હારે, અરે તું જીવ શીદ મારે,
વિચારી જીવડા જોજે, કર્યાં સહુ કર્મને ધોજે.
દયાને દિલમાં ધરજે, વિચારી ધર્મને કરજે,
સમયને સાધી લે શાણા. નહિ કો રંકને રાણા,
પ્રભુનો ધર્મ કરનારા, ભવાબ્ધિ શિઘ્ર તરનારા,
જગતમાં ધર્મ છે સારો, અરે નહિ ધર્મને હારો,
કર્યું તે પુણ્ય છે સાથે, કર્યું જે પાપ તે માથે.
નહિ કો કર્મથી છૂટે, વિના ભોગે નહીં ખૂટે,
વિચારી વાત લે વીરા, ધરે જે ધર્મ તે ધીરા,
ફજેતી ફુલતાં થાશે, લહીને દુ;ખ પસ્તાશે,
શિખામણ વાત છે છેલી, ગ્રહીને શિખ આ વહેલી,
બુધ્ધ્યબ્ધિ ચાલ શિવ પંથે, ધરી લે પ્રેમ સદ્ગ્રન્થે.

મુનીશ્રી બુદ્ધિસાગરજી.

ગાન પૂર્ણ કરી તે ગરીબ બાઇએ દીનતાથી શેઠ તરફ દ્રષ્ટિ કરી. જ્વાળાપ્રસાદે ભવાનીમલ સામે જોઇ કહ્યું, " તું એ ગરીબ બાઇને પૂછ કે તારે શું જોઇએ છે ? "

તરત ભવાનીએ તે ગરીબ અબળા પાસે જઇ પૂછ્યું, " બાઈ! તારે શું જોઇએ છે ?

તે સ્ત્રીએ કહ્યું, " ભાઈ ! હું ઘણી દુઃખી છું. હું આ સ્થળે ભીખ માગવાને આવી નથી. ભીખને હું નીચ કર્મ ગણું છું. જો આપ શેઠજી મને કામકાજ કરવાને આ બંગલામાં રખાવી આપશો તો ભગવાન તમારૂં ભલું કરશે. હું મારા કામથી શેઠને સંતોષ આપીશ."

ઘેર બેઠે સ્ત્રી નોકર મળી આવવાથી ભવાનીમલને સ્ત્રી નોકર ખોળવાની પીડા મટી. તેણે જ્વાળાપ્રસાદ પાસે આવી તે ગરીબ બાઈની ઇચ્છા જણાવી. જ્વાળાપ્રસાદે તે બાઇને અંદર બોલાવી. તે ગરીબ અબળા હાથ જોડી એક બાજુએ સોડીયું વાળીને ઉભી રહી. જ્વાળાપ્રસાદે બારીક નજરે થોડીકવાર પર્યંત તેના મુખનું નિરીક્ષણ કર્યું. તે કોઈ સારા ઘરની સ્ત્રી હોય અને કમનશીબે હાલ કંગાલ દશામાં આવી પડેલી હોય એમ તેને જણાયું. તે સ્ત્રીની ઉમ્મર બહુધા પચિસેક વર્ષની જણાતી હતી. તેના શરીરનો રંગ ઘઉં વર્ણો હતો, તેનું મુખ ગરીબાઇના કારણે નિસ્તેજ જણાતું હતું. પછી જ્વાળાપ્રસાદે તે બાઇને પૂછ્યું, " તારૂં નામ શું છે ? "

" મારૂં નામ ચપળા છે. "

" તારી જ્ઞાતી ?"

" બ્રાહ્મણ. "

" તારૂં વતન ? "

" અલ્હાબાદ "

" ગુજરાતમાં શા માટે આવવું પડ્યું ? "

" પેટના પોષણને માટે "

" કેટલા વખતથી ગુજરાતમાં નિવાસ કર્યો છે ?"

" હું મારાં માતા પિતા સાથે જ્યારે પાંચ વર્ષની હતી ત્યારથીજ ગુજરાતમાં આવી હતી. મારાં માતા પિતા મને પરણાવીને મરણ પામ્યાં હતાં. હું મારા પતિ સાથે રહેતી હતી. "

" હાલ ક્યાં રહે છે ? "

" આ નગરમાં જ. "

" તારો સ્વામી શું ધંધો કરે છે ?"

" તે સરકારી નોકરી કરે છે. મારો ગરીબ પતિ સખ્ત પરિશ્રમ ઉઠાવે છે પણ તેને ગોરા સાહેબ જેટલો પગાર મળતો નથી. ગોરા સાહેબતો ફક્ત અંગ્રેજી જ જાણે છે અને મારા સ્વામિતો અંગ્રેજી, ગુજરાતી અને હિંદુસ્તાની પણ જાણે છે. "

" પણ તેથી શું થઇ ગયું ? આ રાજ્ય અંગ્રેજોનું છે. વારૂ ત્યારે તારે નોકરી શા માટે ખોળવી પડે છે ?"

" મારે કેટલાક દિવસથી મારા પતિની સાથે અણબનાવ થયો છે. તે વગર વાંકે મને મારઝુડ કરે છે; વળી તેણે મને બે માસથી કાઢી મૂકીછે. હું તેની નજીકમાં જ એક કોટડીમાં ભાડે રહું છું અને તમારા જેવા શ્રીમંતોનું કામકાજ કરી મારો ગુજારો ચલાવું છું. "

" ખરેખર, તારો પતિ મને તો મૂર્ખજ લાગે છે. "

જ્વાળાપ્રસાદને આગળ બોલતો અટકાવી તે સ્ત્રી બોલી, " શેઠજી ! તે મારા પતિને માટે આપ હલકા શબ્દો વાપરશો નહિ.

તે ગમે એવો છે; પણ મારો તો ઇશ્વર છે. તેના કલ્યાણમાંજ મારૂં કલ્યાણ છે."

"બાઈ! તું મારે ત્યાં રહેવાને ખુશી છે?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

"હા, એટલા માટે તો હું આપની પાસે આવીછું."

"ત્યારે તું અહિં રહે. તારે કામ કરવાનું ફક્ત એટલું જ કે હમેશાં મારી લાયબ્રેરી અને પ્રયોગશાળાની કોટડી વાળી ઝુડી સ્વચ્છ રાખવી તથા મારી પુત્રીની સાથે રહી તે કહે એ પ્રમાણે કરવું. હું તને દરમાસે રૂપિઆ પંદર પગાર આપીશ. આ ઉપરાંત તું તારૂં રહેવાનું અને ખાવાનું પણ અહિંજ રાખજે. બોલ બાઈ તું હવે ખુશી છે કે નહિ?"

"શેઠજી! આપે મારી ઉપર મોટી મહેરબાથી કરી છે. ભગવાન આપને સુખી રાખો."

તે પછી જ્વાળાપ્રસાદે તે સ્ત્રીને મોહિની પાસે લઇ જવાનું ભવાની મલને સૂચવ્યું. ભવાની તેને લઈ મોહિની પાસે આવ્યો, મોહિની પથારીમાં સુતી હતી. તે આ સ્ત્રીને જોઇ બેઠી થઇ. ભવાનીએ તેને વાત જણાવી. મોહિનીએ તે સ્ત્રીના સામે જોયું. ચપળા તેની પથારી નજીક બેઠી. ભવાનીમલ ચાલ્યો ગયો. તેના ગયા પછી મોહિની અને તે સ્ત્રી વાતો કરવા લાગ્યાં. વાતોને અંતે મોહિનીએ તેને ન્હા બનાવી લાવવાનું કહ્યું. ત્યાં દૂર ઉભેલો એક નોકર ચપળાને ન્હા બનાવવાની કોટડી તરફ લઇ ગયો. મોહિની તેની પાછળ જોઇ રહી. તેને નજરથી અદ્રશ્ય થએલી જોઇ મોહિની આત્મગત્ બોલી કે, "આ સ્ત્રી ખરેખર ગરીબ હોય એમ એના મુખપરથી જણાતું નથી. તેણે તેનો કુદરતી

ચ્હેરો રંગ લગાવી છૂપાવ્યો હોય એમ મને વ્હેમ પડે છે. ઠીક છે, જે હશે તે થોડા દિવસમાં જણાઇ આવશે. ” મોહિની ત્યાંથી ઉઠી સ્નાન કરવા ચાલતી થઈ. બહાર બેઠેલો જ્વાળાપ્રસાદ પણ મકાનમાં આવી કપડાં બદલી બહાર ફરવાને નીકળી પડયો. ભવાનીમલ દુષ્મનોની તપાસમાં રવાના થયો.

## પ્રકરણ ૧૫ મું.

### કેટલોક ખુલાસો.

સૂર્યપૂરથી લગભગ પાંચેક માઇલ ઉપર એક વિકટ અરણ્ય આવેલું હતું ત્યાં ઝાડી પુષ્કળ હતી; વૃક્ષોની ઘનઘોર ઘટાથા સૂર્યના તડકાનું ત્યાં નામનિશાન જણાતું નહોતું. પ્રખર ઉન્હાળામાં પણ ત્યાં શિતળ પવન પ્રસરી રહેતો હતો. ચોમાસું નજીકમાં ગએલું હોવાથી તે ઘનઘોર ઝાડીની શોભા અવર્ણિય થઇ રહી હતી. નાના પ્રકારનાં પંખીઓ મધુરા શબ્દો બોલી આનંદ પ્રદર્શિત કરી રહ્યાં હતાં. આ ઝાડીની પાસે જ એક પાણીનો ઝરો વહેતો હતો. ઝરાનું પાણી સ્વચ્છ હતું. અરણ્યવાશી પશુ-પક્ષીઓ એ ઝરામાંથી જળ પાન કરી તૃષા મટાડતાં હતાં. આવા આનંદમય ભાસતા અરણ્યમાં એક પુરૂષ આમ તેમ ફરી ત્યાંની રમણિયતા નિહાળી રહ્યો હતો. સમય સાંજનો હતો. વાદળીયો તાપ પુષ્કળ પડતો હતો, પણ આ સ્થળે તાપનું તો નામજ નહોતું. સર્વત્ર ઠંડક વ્યાપેલી હતી. ત્યાંની રમણીયતા નિહાળતો પુરૂષ ધીમે ધીમે આગળ ચાલવા લાગ્યો. તે ચાલતો ચાલતો એક વડવૃક્ષ આગળ આવીને અટક્યો. તે સ્થળે એક

ઉંડો કુવો આવેલો હતો. કુવાની આસપાસ અને ઉપર પુષ્કળ ઘાસ ઉગેલું હતું. ઘાસના ઉગવાથી ત્યાં જમીનમાં આવેલો કુવો તદ્દન ઢંકાઈ ગએલા જેવો જણાતો હતો. જો કોઇ અજાણ્યો માણસ ધ્યાન પૂર્વક જોયા વિના ત્યાંથી જાય તો અવસ્ય તે કુવાનો ભોગ થાય. વડવૃક્ષ નીચે ઉભેલા પુરૂષની દૃષ્ટિ તે કુપ પર પડી. તે ત્યાં બેઠો.

વાચકો ! આ પુરૂષને તમે ઓળખ્યો હશે ? તે બીજો કોઇ નહી પણ આપણો પરીચિત રજનીકાન્ત હતો. તેને એક અજાણ્યા માણસ તરફથી મળેલી એક ચિઠ્ઠીથી માલમ પડી આવ્યું હતું કે આ વિકટ ઝાડીમાં જવાળાપ્રસાદનો ગુરૂ યતિન્દ્રનાથ ઝુંપડી બાંધીને નિવાસ કરેછે. આવું જાણી તથા તેની પાસેથી જવાળાપ્રસાદ સંબંધી કંઇ પણ વિશેષ જાણવાનું મળી આવશે ધારીને રજનીકાન્ત આ અરણ્યમાં ફરતો આવતો આવ્યો હતો. તેણે આસપાસ ઘણી તપાસ કરી પણ યતિન્દ્રનાથની પર્ણકુટીનો પત્તો લાગ્યો નહિ. આથી થોડીવાર શાન્ત વદને બેશી રહી રજની-કાન્ત બોલ્યો, “ શું ત્યારે એ ઝુંપડી બીજા કોઇ ભાગ તરફતો નહિ આવી હોય ? કદાચ આ સામે જણાતી ઘનઘોર ઘાડી ઝાડીમાં પણ આવેલી હોય. એ ઝાડીની અંદરજ તપાસ કરવાનું હવે બાકી રહ્યું છે, પણ એ ઝાડીમાં એકલાએ જવું સલામતી ભરેલું નથી; તેમ મારી પાસે હાલ કારતુસો પણ થોડાં છે. આથી તે ઝાડીની તપાસ આવતી કાલે કરીશ. સાથે બે ચાર માણસો પણ લેતો આવીશ. ” આમ નિશ્ચય કરી રજનીકાન્ત ત્યાંથી મકાન તરફ જવાને ઉભો થયો. તે હજી તો બે કદમ દૂર ગયો નહોતો એટલામાંતો તેને તેની પાછલી બાજુંએ આવેલી ઝાડીમાં ખડખડાટ થતો સંભળાયો. રજનીકાન્ત આગળ વધતો અ-ટક્યો અને આંખ્યો ખેંચી એ થતા ખડખડાટ તરફ ધ્યાન પૂર્વક જોઇ રહ્યો, થોડીવારમાં તેની નજરે એ થતા ખડખડાટ તરફથી એક

ભગવાં ધારી સાધુરામ ઝાડીમાંથી નીકળી આવતો માલમ પડયો. તેનું શરીર પાતળું હતું. કદ ઉંચું અને મુખ ગંભીર જણાતું હતું. લલાટપર ભષ્મના આચ્છાદનથી, અને ગળામાં માળાઓથી તે સાધુરામની ભવ્ય-ભવ્યતા પ્રદર્શિત થતી હતી. તેના હાથમાં તુંબી પાત્ર હતું. તે રજનીકાન્ત જ્યાં ઉભો હતો તે તરફ ચાલ્યો આવતો હતો. રજનીએ તેને ઓળખ્યો. તે સાધુ યતિન્દ્રનાથ હતો. રજનીકાન્ત તેની હિલચાલ તપાસવા એક વૃક્ષને ઓથે છૂપાયો. યતિન્દ્રનાથ ચાલતો ચાલતો તે વડ વૃક્ષ નીચે આવીને ઉભો. તેણે આસપાસ દૃષ્ટિ કરી પુનઃ ચાલવા માંડયું. તે પેલા ઘાસથી ઢંકાએલા કુપ તરફ ચાલ્યો. આગળ ઉંડો કુવો આવેલો છે તેની તેને સ્મૃતિ નહોતી. છૂપાઈ રહેલા રજનીકાન્તે એ તરફ જોયું. યતિન્દ્રનાથ કુવાની લગોલગ જઇ પહોંચ્યો. ફક્ત એક પગલું આગળ વધતાંજ તે કુવામાં પડી પ્રાણ ગુમાવવાનો; પણ તે પહેલાં રજનીકાન્તે બહાર નીકળી મોટા અવાજે કહ્યું, "સબુર."

યતિન્દ્રનાથે ત્યાંજ સ્તબ્ધ બની પાછળ જોયું. તેની દૃષ્ટિ અને રજનીકાન્તની દૃષ્ટિ એકત્ર થઈ. રજનીકાન્તે કહ્યું, "મહારાજ! લગીર પાછા ઉભા રહો, તમારી આગળ એક ઉંડો કુવો આવેલો છે. જો એક પગલું આગળ વધશો તો અંદર પડી તમારો જીવ ગુમાવશો."

યતિન્દ્રનાથે પાછળ ખશી ઉગેલા ઘાસ તરફ જોયું. ઉંડો કુવો નજરે પડયો. તે પ્રભુનો ઉપકાર માની આત્મગત્ બોલી ઉઠયો, "જો આ માણસે મને ચેતાવ્યો ના હોત, તો જરૂર મારાં સોએ વર્ષ આજે પૂરાં થઇ જાત. આ સ્થળે ઉંડો કુવો આવેલો છે એની મને સ્મૃતિજ ના રહી. મનુષ્યમાત્રને કાળ આવી રીતે ભૂલાવે છે." આમ બોલી તેણે રજનીકાન્ત સામે જોઈ કહ્યું, "ભાઈ! આજે ત્હેં એક સાધુનો જીવ બચાવી મહા પૂન્ય કર્યું છે. શ્રીભગવાન તારૂં ભલું કરશે."

રજનીએ તેની નજીક આવી પૂછ્યું, "મહારાજ ! શું આ વિકટ અરણ્યમાંજ આપ નિવાસ કરો છો ?"

": હા, આ સામે જણાતી ઝાડીમાં મારી પર્ણકુટિ આવેલી છે. વારૂ તમે કોણ છો અને આ અરણ્યમાં ક્યાંથી આવી ચઢ્યા છો ?" યતિન્દ્રે પૂછ્યું.

"હું સૂર્યપૂરનો રહીશ છું અને કુદરતની લીલા અવલોકવા નીકળી પડયો છું."

"ભાઇ ! તમે આ સ્થળે થોડીકવાર ઉભા રહો, હું અહિં નજીકમાં આવેલા ઝરામાં સ્નાન કરી આવું. પછી આપણે સાથેજ પર્ણકુટિ તરફ જઇશું." આટલું કહી યતિન્દ્રનાથ ઝરા તરફ ચાલ્યો. રજની તે સાધુ-રામના વિચાર કરતો ત્યાં ઉભો રહ્યો. લગભગ અર્ધા કલાકે યતિન્દ્ર-નાથ સ્નાન કરી ત્યાં પાછો આવ્યો. બન્નેએ ઝાડી તરફ ચાલવા માંડ્યું. યતિન્દ્રનાથ મુખથી શંકર સ્તોત્ર ભણતો આગળ ચાલતો હતો. રજનીકાન્ત વનલીલા અવલોકતો તેની પાછળ પ્રયાણ કરતો હતો. એવી રીતે ચાલતા તેઓ ચારે તરફ છવાઇ રહેલી ઘટા વાળી ઝાડીમાં આવ્યા. આ ઝાડીની વચ્ચોવચ્ચ એક આમ્ર વૃક્ષ નીચે યતિન્દ્રનાથની પર્ણકુટી આવેલી હતી. તે સ્થળની રમણીયતા અલૌકિક હતી. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. યતિન્દ્રનાથે કુટિરમાંથી એક મૃગચર્મ પાથરી રજનીકાન્તને બેસવાનું સૂચવ્યું. રજનીએ આસનપર સ્થાન લીધું. યતિન્દ્રનાથ હાથમાંનું તુંબી પાત્ર નીચે મૂકી તેની સામે બેઠા અને આંખ્યો બંધ કરી પ્રાણાયામ ખેંચી થોડીવારે જાગ્રત થઇ બોલ્યા, "ભાઈ! તમે આજે ઇશ્વરનો ભયંકર અપરાધ કર્યો છે."

"કૃપા કરી જણાવો કે મ્હેં એવો તે શું અપરાધ કર્યો છે?" રજનીકાન્તે આશ્ચર્ય પામી પૂછ્યું.

" તમે જુઠું બોલી મને ઠગ્યો છે; તમે કોણ છો એ હું હમણાં જાણી શક્યો છું."

" ત્યારે જણાવો કે હું કોણ છું ?"

" તમે છૂપી પોલીસ ખાતાના ઈન્સ્પેકટર છો; તમારૂં નામ રજનીકાન્ત છે અને તમે જવાળાપ્રસાદ સંબધી વાતની વિશેષ બાતમી મેળવવાને મારી પાસે આવ્યા છો. બોલો, આ સત્ય છે કે નહિ ?" યતિન્દ્રનાથે ધ્યાન પૂર્વક તેના સામે દૃષ્ટિ કરી પૂછ્યું. રજનીકાન્ત વિસ્મિત થયો. તેણે હૃદયમાં તે સાધુરામના જ્ઞાનની પ્રશંસા કરી કહ્યું, "મહા પુરૂષ! આપનું કહેવું તદ્દન સાચુંજ છે. આપ આવા યોગનિષ્ટ હશો તેની મને સ્વપ્ને પણ ખાત્રી નહોતી. હું તો એમજ સમજતો હતો કે જેવો જવાળાપ્રસાદ છે એવા તમે પણ હશો."

" તમારૂં ધારવું સત્ય છે. સારો મનુષ્ય નીચ માણસના સહવાસમાં રહે તો તે દુનિયાંની દૃષ્ટે નીચજ જણાય છે. રજની-કાન્ત! મ્હેં આજકાલ કરતાં ઘણા સમયથી એ પાપાત્માનો ત્યાગ કર્યો છે. હું પહેલાં તેને ત્યાંજ નિવાસ કરી તેનુંજ અન્ન ખાતો હતો. તે અત્યારે જે વિદ્યાથી આટલો બધો પ્રતિષ્ઠિત અને તવંગર ગણાય છે, તે વિદ્યા પણ તેને મારી તરફથીજ મળેલી છે. પરંતુ સમય જતાં તેનાં દરેક નીચ કર્મની માહિતી મને મળવા લાગી; તેમજ કેટ-લાંક ક્રૂર કર્મ નજરોનજર પણ જોવામાં આવ્યાં. એથી હું કંટાળ્યો, મને તેનીપર તિરસ્કાર આવ્યો. મ્હેં તેને શિખામણ દીધી પણ તે મદાંધ થએલાને મારી શિખામણની કંઈ પણ અસર થઇ નહિ. હું તેજ વખતે ત્યાંથી ચાલી નીકળ્યો અને આ એકાન્ત સ્થળ પસંદ કરી અત્રે પર્ણકુટી બાંધી પ્રભુના સ્મરણમાં જીવન ગુજારવા લાગ્યો."

"વારૂ આપને જ્વાળાપ્રસાદ સાથે ઓળખાણ ક્યાંથી?" રજનીકાન્તે પૂછ્યું.

"કેટલાંક વર્ષપર તે ઘણીજ ખરાબ હાલતમાં રસ્તાની વચ્ચે બેશુદ્ધ થઈ પડેલો હતો, મને દયા આવવાથી મ્હેં તેને સાવધ કર્યો. તેણે તેની તમામ દુઃખી દશા મને કહી સંભળાવી. મ્હેં તેને આશ્વાસન આપ્યું. તેણે મારી આગળ તેના પાપનો પુષ્કળ પશ્ચાતાપ કર્યો. મને તેની બહુજ દયા આવી. તે પછી હું તેને સાથે લઇ મારા આશ્રમમાં આવ્યો. મારો આશ્રમ તે વખતે તમારા હાલના મકાનની પાછળ આવેલા મહાદેવમાં હતો. જવાળાપ્રસાદ ત્યાં રહી મારી સારી સેવા કરવા લાગ્યો. તે પછી થોડા દિવસે તેણે મને જણાવ્યું કે મારે એક પુત્રી પણ છે. મ્હેં તેની પુત્રીને લઇ આવવાની આજ્ઞા આપી. જવાળાપ્રસાદ તેને ગામ ગયો અને થોડા દિવસે તેની પુત્રીને લઇ પાછો આવી મારી સાથે રહેવા લાગ્યો. મ્હેં તેની પુત્રીને વિદ્યાભ્યાસને માટે કન્યાશાળામાં મૂકી. એક શ્રીમંત પુત્રને તેનાં કર્મે કરી થએલી દુર્દશા જોઈ મારૂં અંતઃકરણ દયાથી દ્રવવા લાગ્યું. જવાળાપ્રસાદને એક વખત સુખી જોવાની મારી ઇચ્છા થઇ. આથી મ્હેં ધીમેધીમે મારા ગુરૂ પાસેથી મળેલી કેટલીક ચમત્કારીક અને રસાયણીક વિદ્યા તેને શીખવાડી. મી. રજનીકાન્ત! મારી એ શીખવાડેલી વિદ્યાનો જ અત્યારે ગેર ઉપયોગ થાય છે. એવા કર્મચંડાળને એવી વિદ્યા શીખવાડવાથી હું પ્રભુનો અક્ષમ્ય અપરાધી થયો છું; હું ઘણોએ પસ્તાઉં છું પણ મારો પશ્ચાતાપ હવે શું કામનો?" આટલું બોલતાં તેમની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. રજનીકાન્તે તેમને આશ્વાસન સૂચક શબ્દો કહી પુછ્યું, "મહારાજ! મને હવે સમજાય છે કે તેણે જે અત્યારે જવાળાપ્રસાદ નામ ધારણ કરેલું છે, તેપણ તદ્દન ખોટું છે."

"હા, તેનું અસલ નામ તો......છે."

"બસ હવે સઘળુ રહસ્યમારા સમજવામાં આવી ગયું. મહારાજ! એ જવાળાપ્રસાદ મનુષ્ય રૂપે રાક્ષસનો જ અવતાર છે. તેણે હાલમાં એક બીજી હત્યા કરી છે તે આપ જાણો છો કે?" રજનીકાન્તે પૂછ્યું.

"હા માધવરાય શેઠના ખૂનથી ખબર મને ગઇ કાલે સહેરમાંથી ફળફળાદી લઈ આવતાં પડી છે. વળી તેમના શબનો પત્તો નથી એમ પણ સાંભળ્યું છે. હા! ખૂનીએ હદ કરી છે. માધવરાય સારો મારે સાથે પરિચય છે. તેમના અકાળ મૃત્યુથી મને ઘણું લાગી આવે છે."

"મહારાજ! બીજી એક વાત આપને પૂછવાની ભૂલી ગયો. તે એકે જવાળાપ્રસાદ કંઈ પણ વેપાર વિના આટલો બધો તવંગર શાથી બની ગયો?"

તે રસાયણ જ્ઞાનથી રૂપિયા બનાવે છે; ગીનીયો બનાવે છે. એ સઘળું બનાવવાને જોઇતાં સાધનો પણ તેણે એકત્ર કર્યા છે. તેના મકાનની અંદર છેક નીચેના ભાગમાં એક ભોંયરૂં આવેલું છે. તે ભોંયરાની જમણી બાજુએ એક નાની ઓરડી આવેલી છે. તેની અંદર તેણે રસાયણ, મેસ્મેરીઝમ વગેરેના પ્રયોગમાં જોઇતાં યંત્રો સાધનો દવાઓ, વિષ વગેરે રાખેલાં છે. તે ઓરડી જ તેનું જીવન છે. જે પ્રયોગથી તે નિર્દોષ જનોને ફસાવે છે; તે પ્રયોગના કારણ ભૂત એક કાષ્ટની નાની લાકડી પણ તે ત્યાંજ મૂકે છે અને જરૂર પડતાં રૂપિયા સોનૈયા પણ ત્યાંજ તૈયાર થાય છે."

"તે કોઇ બીજા માણસોની મદદ લેતો હશે કે?"

"ના, એ કામમાં ફક્ત બે માણસોની જ જરૂરે પડે છે."

"ત્યારે તેનો બીજો મદદગાર પણ કોઈ હશે ખરો?"

"હા, એક ભવાનીમલ્લ કરીને તેનો વિશ્વાસુ માણસ છે. જેવો તે છે એવો એ પણ છે.

તેણે છૂટા હાથે દ્રવ્યનો ભોગ આપી સૂર્યપુરના ઘણા ખરા નાના મોટા અમલદારોને સંતોષ્યા છે અને તેથીજ તે એક રાજાની માફક હાલ સ્વતંત્રતાથી પોતાનાં નીચક્રૂર કર્મ કરે જાય છે; પણ તે કર્મચંડાળને એક દિવસે બુરી હાલતે મરવું પડશે અને ભયંકર કર્મોનો જવાબ ઇશ્વરના દરબારમાં આપવો પડશે." આમ બોલતા યતિન્દ્રનાથનું મુખમંડળ લાલચોળ બની ગયું.

" મહારાજ! તેની આ સઘળી વાત તેની પુત્રી જાણતી હશેકે?"

" થોડું ઘણું જાણે, પણ તે શું કરે? ખરૂં પૂછો તો તે છોકરી એક દેવીનો અવતાર છે. પણ હાલ કસાઇને ત્યાં ગાય રહેલી છે. તે નરાધમ તે સુકોમળ બાળાની માર્ફતે જ નિર્દોષ જનોનાં ખૂન કરાવે છે. જ્યારે તે દુષ્ટને પોતાનું દુષ્ટ કર્મ પૂર્ણ કરવું હોય છે ત્યારે તેની પુત્રીને તે પાપાત્મા મેસ્મેરીઝમનો પ્રયોગ કરી દિવાના જેવી બનાવે છે અને એ દિવાનાપણામાં એ દેવકન્યા તેના પિશાચ પિતાની આજ્ઞા પ્રમાણે અમલ કરે છે."

" બસ હવે મારે કંઈ વિશેષ જાણવાની જરૂર નથી. હું હવે સઘળો ભેદ જાણી ગયો."

" શું ભેદ જાણી ગયા?" યતિન્દ્રનાથે પૂછ્યું.

" માધવરાયનું ખૂન કરનાર તેની પુત્રી છે. તે ભલા શેઠનું ખૂન તે દુષ્ટે જ કરાવ્યું છે."

" ત્યારે તેમના શબનો પત્તો કેમ લાગતો નથી?"

" મને લાગે છે કે તેમના શબને પણ તે દુષ્ટ ઉપાડી ગયો હશે અને પોતાના કોઇ પ્રયોગને અર્થે એ શબનો તેણે ઉપયોગ કર્યો હશે. રાક્ષસી મનુષ્ય જે કાંઇ કરે તે ઓછું જયતિન્દ્ર મહારાજ! આપે કૃપા કરી આટલો ખુલાસો કર્યો છે તેને માટે હું આપનો ઉપકાર માનું છું

હું હવે થોડા દિવસમાં કેટલાક પુરાવા એકત્ર કરી તે પાપાત્માનું પોકળ પ્રકાશ કરનાર છું. કદાચ જરૂર પડે તો આપ પણ મદદ કરશો એવી મારી વિનંતી છે."

"હું તમને દરેક પ્રકારે મદદ કરવા તૈયાર છું; પણ એટલું સ્મરણમાં રાખજો કે જેથી કરીને આ એકાન્ત વાસમાં રહી પ્રભુનું સ્મરણ કરતા સાધુને કદાચ ફસાવું પડે નહી. તમે એક સત્યવાદી પોલીસ અમલદાર હોવાથી જ મ્હેં તમારામાં સંપૂર્ણ વિશ્વાસ મૂકી આટલો ખૂલાસો કર્યો છે; મારા વિશ્વાસનો ગેરઅમલ ન થાય એની સંભાળ રાખજો પરમાત્મા આપનું કલ્યાણ કરશે."

"આપ નિશ્ચિંત રહેજો. મારી પ્રત્યે મૂકેલા વિશ્વાસનો ગેરઉપયોગ કદાપિ નહિ થાય. આજથી આ રજનીકાન્તે આપને ગુરૂ તરીકે સ્વીકાર્યા છે. લ્યો હવે હું રજા લઉં છું. દિવસની પણ પૂર્ણાહુતી થવા આવી છે. રાત્રિ પડતાં પહેલાં મારે નગરમાં પહોંચી જવું જોઇએ." રજનીકાન્ત પ્રણામ કરી જવાને ઉભો થયો. યતિન્દ્રનાથ તેને ઝાડીની બહાર મૂકી આવી પાછા આવ્યા અને પ્રભુનું ધ્યાન ધરવા પદ્માસને બેઠા. રજનીકાન્ત નગર તરફ પ્રયાણ કરી ગયો.



## પ્રકરણ ૧૬ મું.



### નવીન પ્રપંચજાળ.

દુઃખનું ઓસડ દહાડા દિનપરદિન જવા લાગ્યા. માધવરાયના ખૂનની વાત જુની થવા આવી. જેમ મ્હોટા તોફાન પછી પુનઃ શાન્તિ જણાય એમ જણાવા લાગ્યું. મોહનરાયે સઘળો વહિવટ હાથમા લીધો. તારા અને મોહન દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. એક દિવસની

સાંજે ભાઇ બ્હેન ભોજન કાર્યથી પરવારી ઉપરના દિવાનખાનામાં બેઠાં હતાં. આડી અવળી વાતો થઇ રહ્યા પછી માધવરાયના ખુનની વાત નીકળી. ભાઇ બ્હેના મુખ પર શોકની છાયાઓ છવાઈ ગઇ; એ છાયામાં રમણચંદ્રના ગુમ થઇ જવાની વાત નીકળતાં વૃદ્ધિ થઇ. તારાની આંખ્યોમાંથી અશ્રુ ટપકવાં લાગ્યાં. મોહને તેને આશ્વાસન આપતાં કહ્યું, " બ્હેન ! હવે શોક કરવો એ નકામો છે. આપણે હવે કદાપિ ભાઇનું અને રમણચંદ્રનું મુખ જોઈ શકવાનાં નથી. "

તારાએ નિરૂત્તર રહિ નિઃશ્વાસ નાખ્યો. છેવટે તેણે પૂછ્યું, " ભાઇ! મ્હોટાભાઇની કેટલી સંપત્તિ નીકળી ?"

લગભગ દસ લાખ રૂપિઆની તેમાંથી બે લાખ રૂપિઆ રોકડા અને નદી વાળા બંગલાનું તારા નામનું વિલ કરેલું છે. ખરેખર ! મ્હોટા ભાઇ અગમચેતીવાળા તો ખરા જ. તેવા ભાઇ આ જમાનામાં થવા મુશ્કેલ છે. "

" ભાઈ! આજે તમારે બહાર જવું છે કે ?" તારાએ પૂછ્યું.

" ના, આજે મારી તબીયત બરાબર નથી. મારૂં માથું સખ્ત દુઃખે છે; પગ તોડાય છે, શરીર સુસ્ત જણાય છે. "

ભાઈ બ્હેન આવી રીતે વાતો કરી રહ્યાં હતાં એવામાં નીચેથી એક સેવકે ઉપર આવી જણાવ્યું કે, " શેઠજી ! આપને જ્વાળાપ્રસાદ શેઠને ત્યાંથી બોલાવવા એક માણસ ગાડી લઇને આવ્યો છે. "

" જા, તેને કહે કે શેઠનું શરીર અત્યારે સારૂં નથી, કાલે આવશે." નોકર નીચે ચાલ્યો ગયો; પણ ફરી પાછું તેને ઉપર આવી કહેવું પડયું કે, " જ્વાળાપ્રસાદ શેઠનો ગાડીવાળો જણાવે છે કે ઘણુંજ અગત્યનું કામ હોવાથી જ હું શેઠને બોલાવવા આવ્યો છું. "

મોહને તારા સામે જોયું. તારાએ કહ્યું, " ભાઇ ! જરૂરનું કાર્ય છે,

તો ત્યાં જઇ આવો, ઘણીવાર રોકાશો નહિ. તેમને મળી તરતજ પાછા આવજો." કહી સ્નેહાળ બાળાએ ભાઇને કપડાં લાવી આપ્યાં. મોહન વસ્ત્ર પહેરી નીચે આવ્યો, અને જ્વાળાપ્રસાદની તેડવા આવેલી ગાડીમાં બેઠો. ગાડી જ્વાળાપ્રસાદનાં બંગલા તરફ ચાલી. લગભગ વીસ મીનીટે ગાડી તેના કમ્પાઉન્ડમાં દાખલ થઇ ઉભી રહી. મોહને નીચે ઉતરી નીચે ચાલવા માંડયું. ત્યાં ફરતા નોકરો મોહનલાલ શેઠને સલામો કરવા લાગ્યા. એક સેવક તેને પોતાના શેઠના રૂમમાં લઇ ગયો, જ્વાળાપ્રસાદ એક ગાદીપર તકીઆને અઢેલી બેઠેલો હતો. તેણે મોહનને જોતાં જ આવો, પધારો વગેરેના સન્માન સૂચક શબ્દોથી તેને પોતાની જોડે ગાદી પર બેસવાનું સૂચવ્યું. મોહને તેની સાથે સ્થાન લઇ પૂછ્યું, "કહો શેઠજી! મારૂં અત્યારે શું કામ પડયું હતું કે જેથી ગાડી મોકલવી પડી ?"

"મારી મોહિનીને આઠ દિવસથી સખ્ત તાવ આવે છે, તે પ્રતિપળે તમારૂં જ નામ જંપ્યા કરે છે. આથીજ તમને અત્યારે ખાસ બોલાવવાની જરૂર પડી અને બીજું એ કે માધવરાયના ખૂનીને ખોળી કાઢવા મ્હેં એક યુરોપીઅન ડીટેકટીવને મુંબઇથી તાર કરીને બોલાવ્યો છે, તેનો જવાબ પણ આવી ગયો છે કે હું બેચાર દિવસમાં આવીશ. તે સાથે આ સમાચાર પણ તમને જણાવવાની જરૂર હતી." જ્વાળાપ્રસાદે ગપ ઠોકી.

"તે યુરોપીયન ડીટેક્ટીવ ભાઇના ખૂનીને ખોળી કાઢશે ખરો કે ?"

"મને તો વિશ્વાસ છે. કારણ કે તે ઘણોજ બાહોસ છે. લંડનમાં તેણે અનેક ખૂનીઓને પકડી ઘણી પ્રશંસા મેળવેલી છે. રૂસાં અને પોર્ટુગલમાં થએલી રાજ્યક્રાન્તિ વખતે પણ તેણે અપૂર્વ કાર્યદક્ષતાથી મોટા મોટા શ્રીમંતોના અને અમીર ઉમરાવોના પ્રાણ બચાવ્યા હતા.

આથી નામદાર સરકાર તરફથી તેને સારાં સારાં સાર્ટફિકેટો ઉપરાંત સુવર્ણ ચંદ્રકો મળેલા છે. ”

“ શેઠજી! હવે તે ખૂનીને ખોળો કે ન ખોળો, પણ મારા ભાઇ આ દુનિયામાંથી ગયા તે ગયા. તેમનું મુખ હવે કદાપિ જોઇ શકાવાનું નથી. બીચારો રજનીકાન્ત પણભાઇના ખૂનીને પકડવા તનતોડ પરિશ્રમ ઉઠાવી રહ્યો છે. ” મોહને નિઃશ્વાસ નાખી કહ્યુ.

“ મોહનરાય! આજે નરમ કેમ બોલો છો ? તબીયત તો સારી છે ને ? ”

“ આજે મારૂં શરીર સુસ્ત છે, મને કંઇપણ ચેન પડતું નથી. માથું દુઃખે છે અને પગ તોડાય છે”

“ત્યારે બોલતા કેમ નથી ? હું તમને આ પજેજ દવાનો એક ડોઝ પીવરાવી સુસ્તી ઉડાવી દઉં છું અને માથાનો દુખાવો તથા પગની કળતર પણ બંધ કરી દઉંછું. ” કહી જવાળાપ્રસાદ ઉભો થયો અને નજીક પડેલા ટેબલ પર પડેલી બાટલીમાંથી દશેક ટીંપા દવાનાં એક પ્યાલામાં નાખી અંદર પાણી રેડયું. બાદ તે પ્યાલો મોહનરાયના હાથમાં આપી પી જવાનું કહ્યું. મોહનરાય વિના સંકોચે પ્યાલો મુખે માંડી તેમાની દવા ગટગટાવી ગયો. થોડીવારમાં જ તેના શરીરમાં સ્ફુર્તિ આવી. તેણે ખુંખારો કર્યો. માથું દુખતું બંધ થઈ ગયું. તેણે જ્વાળાપ્રસાદ સામે જોઈ કહ્યું, “ આપની દવા ચમત્કારીક તો ખરી. મને થોડીવારમાંજ ફાયદો થઇ ગયો. ”

“ એ દવા અમૂલ્ય છે. મ્હેં તેને ખાસ અમેરીકાથી મંગાવી રાખી છે. જ્યારે ઋતુ બગડે છે ત્યારે તે ઉપયોગમાં આવે છે. વારૂં કહો હવે બીજા કંઇ સમાચાર છે ? ભાઇનો સઘળો વહિવટ તપાસ્યો ? ”

“ હા. ”

" તારાલક્ષ્મીના નામ પર કંઈ કરેલું છે કે ? "

" હા, મોટાભાઇએ બ્હેનના નામ પર બે લાખ રૂપિયા અને એક બંગલો ચઢાવી આપ્યો છે. "

" તેમણે એ કામ ઘણું સ્તુત્ય કર્યું છે. હું પણ પ્રસન્ન થયો વારૂ ત્યારે હવે તેને પરણાવવાનું સ્થળ પણ તમારે જ જોવું પડશે ? "

" હા, બ્હેનને માટે હું સારૂં જ સ્થળ ખોળી કાઢીશ. "

" એતો ઠીક, પણ પેલા રમણનો કંઇ પત્તો લાગ્યો કે નહિ ?"

" તેજ આશ્ચર્યની વાત છે. શેઠ! તે અચાનક ક્યાં ગૂમ થઈ ગયો હશે? રજનીકાન્તે પણ ઘણી તપાસ કરી છતાં તેનો પત્તો લાગતો નથી. શું તે પાતાળમાંતો નહિ ઉતરી પડયો હોય ?"

" શું ખબર પડે ? તે છોકરો પણ ઘણોજ ચાલાક હતો. "

" હા, ચાલાક સાથે વિદ્વાન પણ હતો. મોટાભાઇનો વિચાર તારાબ્હેનને તેની સાથે જ પરણાવવાનો હતો. "

" અને તમારો વિચાર ? " જવાળાપ્રસાદે શંકાસ્પદ વદને પૂછ્યું.

" મારો વિચાર પણ તેમના વિચારને મળતોજ હતો. "

" અને હવે કદાચ રમણચંદ્ર મળી આવે તો તમે તારાલક્ષ્મીનાં લગ્ન તેની સાથે કરો ખરા કે ?"

" ઘણીજ ખુશીથી. "

" વારૂ ત્યારે તમારે હવે કયાં સુધી કુંવારા રહેવું છે ?" જવાળાપ્રસાદે હર્શાને પૂછ્યું.

" હાલમાં લગ્ન પ્રતિ મારી અનિચ્છા છે, ભાઇના શોકની આ પ્રચંડ જ્વાળાઓ હજી હૃદયમાં ફેલાઇ રહી છે. "

" એ તો ખરૂં પણ તમારે હવે શોકને વિસારવો જ જોઇએ. મોહનરાય! મારીમોહિની પણ હવે ઉમ્મર લાયક થઇ ગઇ છે. તેને જલ્દીથી પરણાવી દેવાની મારી ઇચ્છા છે; તો કૃપા કરી તમે હવે તેનો સ્વીકાર કરી તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરો."

વીંછીના દંશની માફક મોહન ચમકીને બોલ્યો, " શું મ્હેં મોહિનીને પરણવાની પ્રતિજ્ઞા કરી છે?"

"હા, તમે પોતેજ મને પ્રતિજ્ઞા પત્ર લખી આપ્યો છે. લ્યો, વાંચો, આ રહ્યો તે પત્ર." કહી જ્વાળાપ્રસાદ ત્યાંથી ઉભો થઇ પાસેના રૂમમાંથી એક પત્ર લઈ આવ્યો અને તે પત્ર મોહનરાયને વાંચવા આપ્યો મોહન વિસ્મયતાથી પત્ર વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે,

"હું આ પ્રતિજ્ઞા પત્રથી લખી આપું છું કે તમારી મોહિની સાથે હું લગ્નની પવિત્ર ગાંઠથી જોડવાને ઘણો જ ખુશી છું. હું તેને જીંદગીભર પાળવાને બંધાઉં છું, અને આ લગ્ન નિમીતે હું મોહિનીને રૂપિઆ બે લાખ આપવાને કબુલ થાઉં છું."

લી.

મોહનરાય જગમોહન શેઠ.

સહિ. દા. પોતે.

આરી રીતનું લખેલું હતું. સંવત માસ અને તીથી વારની જગા આલી રાખેલી હતી. મોહનના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પોતાના હાથના અક્ષર તથા નીચે પોતાની સહી જોઇ વિસ્મિત સ્થંભિત થઈ ગયો. તેણે થોડીવારે જ્વાળાપ્રસાદ સામે જોઇ પૂછ્યું, " મ્હેં આ પ્રતિજ્ઞા પત્ર આપને ક્યારે લખી આપ્યો હતો?"

" અરે વાહરે! શું તમે એટલીવારમાં ભૂલી ગયા? મને લાગે છે

કે માધવરાય શેઠના અકાળ મરણથી તમારી સ્મરણ શક્તિ પણ ગૂમ થઈ ગઈ છે."

"હા, કંઇક એવું લાગે છે ખરૂં; પણ આશ્ચર્યની વાત છે કે આ પ્રતિજ્ઞા પત્રની વાત તો મને બિલકુલ યાદ આવતી નથી." મોહને વિચારશીલ વદને કહ્યું.

"એ કાગળમાં જે અક્ષરો લખેલા છે એ તમારા છે કે નહિ?" જ્વાળાપ્રસાદે મૂછમાં હસીને પૂછ્યું.

"હું કબુલ કરૂંછું કે આમાંના તમામ અક્ષરો મારા જેવા જ છે; પણ યાદ નથી કે મ્હેં આ પત્ર ક્યારે લખ્યો હતો?"

"ત્યારે હજી પણ શું બગડી ગયું છે, તમે ના કહી દયો એટલે પત્યું." જ્વાળાપ્રસાદે ગમગીન થવાનો ડોળ કરી કહ્યું.

"મારા બોલવાથી આપ બિલકુલ નારાજ થશો નહિ. હાલમાં મારૂં બ્હેન એવું જ રહે છે. હું મોહિની સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાવાને ઘણો જ ખુશીછું. મોહિની જેવી બાળા પ્રાપ્ત થવાથી હું મને મહાભાગ્યવાન્ સમજુંછું; હું મારા મોટાભાઇનું વાર્ષિક શ્રાદ્ધ વિતશે કે તરત લગ્ન કરીશ."

"જો, જો, વળી પાછા આ શબ્દો ભૂલી જતા નહિ."

"એમ તે ભૂલી જવાતુ હશે કે?" આવી રીતે બોલી મોહન-રાય પુનઃ એ પત્ર જોવા લાગ્યો. એ અરસામાં અપૂર્વ શૃંગાર ધારણ કરેલી મોહિની ત્યાં ચાલી આવી. મોહને તેના સામે જોયું. મોહિનીએ પણ હસ્તે વદને તેના સામે મીઠી નજરે નિહાળી નમન કર્યું. તાવથી તેનું શરીર સૂકાઈ ગયું હતું; પણ સૌન્દર્ય એવું એજ હતું. મોહિનીએ ખુરશીમાં સ્થાન લઈ મોહનરાયની ખુશ ખબર પૂછી. જ્વાળાપ્રસાદે

રસોઇઆને ઉપર બેલાવી ચ્હા બનાવી લાવવાની આજ્ઞા કરી. તે પછી જ્વાળાપ્રસાદે મોહિની સામે જોઈ કંઇક છૂપી ઇસારત કરી. ઇસારતના જવાબમાં મોહિનીએ ડોકું ધુણાવ્યું. મોહનરાય કંઈ સમજી શક્યો નહિ. થોડીવારે જ્વાળાપ્રસાદ ઉભો થયો. તે નીચે જઇ બે ગુલાબ પૂષ્પ લઇ આવ્યો અને જાણે રમત કરતો હોય એવી રીતનો દેખાવ કરી તેણે એક ફુલ મોહનરાયના ખોળામાં ફેંક્યું. મોહનરાયે તે પુષ્પ ઉપાડી નાક આગળ ધર્યું. અલ્પ સમયમાં જ તેનું માથું ભમવા લાગ્યું. તેની ચારે તરફ અંધકાર જણાવા લાગ્યો. તે શુદ્ધ વિહીન્ થઇ ગાદી પર ઢળી પડયો મોહિનીનું મુખ ઉતરી ગયું. જ્વાળાપ્રસાદના મુખપર આનંદ છવાયો. તે શયતાન ધીમે ધીમે મોહનરાયના શરીર તરફ ગયો. પિતા પુત્રી સિવાય આ સ્થળે કોઈ જણાતું નહોતું. રાત્રિના નવ વાગ્યાનો સૂમાર થયો હતો. બંગલામાં શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું; આ વખતે પિતા પુત્રીના હોલની બીજી બાજુમાં એક અદ્દભુત ઘટના બની રહી હતી. જ્વાળાપ્રસાદને ત્યાં જે નવી સ્ત્રી કામકાજ કરવાને રહી હતી; તે દિવાનખાનાના ઓરડાની બહાર ઉભી રહી એક બાકામાંથી અંદરનું સઘળું દૃષ્ય અવલોકી રહી હતી. અંદરનો દેખાવ નિહાળી રહેલી તે સ્ત્રીના મુખપર અવનવા ભાવ પ્રદર્શિત થતા હતા. જ્વાળાપ્રસાદે મોહનના અચેતન શરીર પાસે બેસી તેના મુખમાં કંઇક દવાનાં ટીપાં નાખ્યાં. પુનઃ મોહનના શરીરમાં સ્ફુર્તિ આવી; પણ તેનું મુખ ઉતરેલું અને દિવાના જેવું જણાતું હતું. જ્વાળાપ્રસાદે તેને તકીયાનો ટેકો આપી પૂછ્યું, “ કેમ હવે કંઈ યાદ આવે છે કે ? ”

મોહને હસીને કહ્યું, “ હા, મને હવે સર્વ બાબત યાદ આવે છે.”

“ ત્યારે કહો જોઇએ કે આ કબુલાત પત્ર તમારો લખેલો છે કે નહિ ? ” જ્વાળાપ્રસાદે ફરીથી પૂછ્યું.

"હા, મ્હેં તે પત્ર જાતેજ લખીને સહી કરી હતી. શેઠજી! હું તમારી મોહિની સાથે લગ્નથી જોડાવાને અત્યંત આતુરછું. તમે કૃપા કરી અમને હવે જલ્દીથી પરણાવી દયો." મોહનરાયે ઘેરાતી આંખ્યોવડે જ્વાળાપ્રસાદ સામે જોઇ જણાવ્યું.

"હું તમારાં લગ્ન હવે થોડા સમયમાંજ કરી આપીશ; પણ તે પહેલાં લગ્ન ભેટ તરીકે મારી મોહિનીને તમારે કંઇક આપવું પડશે."

"મારી પાસે જે કાંઈ છે તે સર્વસ્વ ઉપર મોહિનીનોજ અધિકાર છે. શેઠ! જણાવો કે હું કેવી વસ્તુ આપું કે જેથી મોહિની મારા પર પ્રસન્ન થાય?"

જ્વાળાપ્રસાદ હસીને બોલ્યો, "તમે મોહિનીને આ વખતે તમારી આંગળીએ પહેરેલી હિરાજડિત્ સુવર્ણ મુદ્રા કાઢી આપો."

"બસ, એજ કે કાંઇ બીજું? લ્યો, આ સુવર્ણ મુદ્રા." કહી મોહનરાયે આંગળીએથી વિંટી કાઢવા માંડી. મોહિની ખુશ ખુશાલ ચહેરે તેની સામે આવીને ઉભી રહી. "મોહિની! આ વિંટી તમારા સુકોમળ હાથની આંગળીએ ધારણ કરો. મ્હેં આજથી તમને મારાં હૃદયદેવી ગણ્યાં છે. સંસારમાં આપણે સાથેજ રહી આપણાં કર્તવ્યોનું પાલન કરીશું." આટલું કહી મોહનરાયે વિંટી તેને આપી. મોહિનીએ માથું નમાવી વિંટીનો સ્વીકાર કરી આંગળીએ પહેરી. વિંટીમાં જડેલો મૂલ્યવાન હિરો દીપકના પ્રકાશમાં ઝગઝગી રહ્યો હતો. મોહિના પ્રિયની વિંટી સામે ક્ષણભર જોઈ રહી. તે પછી જ્વાળાપ્રસાદે તેને ત્યાંથી જવાની ઇસારત કરી. મોહિની જવા લાગી. છુપાઇ ઉભેલી નવીન સ્ત્રી એક ખુણામાં છૂપાઇ ગઈ. મોહિની તેની નજીક થઇને ચાલી ગઇ. વળી પાછી તે સ્ત્રી ખુણામાથી નીકળી અંદર જોવા લાગી. જ્વાળાપ્રસાદે

એક બીજી શીશી લાવી તેમાંની દવા પ્યાલામાં કાઢી મોહનને પાઇ. તે દવાની અસર તત્કાળ થઈ. મોહન અસલ સ્થિતિમાં આવ્યો, તેણે કહ્યું, "શેઠ! મને આવે ઘણીવાર થઇ. મારી બ્હેન રાહ જોઇ અકળાતી હશે; માટે હવે મને જવાની રજા આપો." જ્વાળાપ્રસાદે ચ્હા પીને જવાનું કહી નોકર પાસે ચ્હા મગાવ્યો. બન્નેએ વ્યાપાર સંબંધીની વાતો કરતાં ચ્હા પી લીધી. મોહન પાન ખાઇ જવાને ઉભો થયો, જ્વાળાપ્રસાદે પોતાના ગાડીવાળાને મોહનરાય શેઠને તેમના મકાને મૂકી આવવાની આજ્ઞા કરી. મોહન જ્વાળાપ્રસાદની ગાડીમાં બેસી પોતાના બંગલા તરફ જવા લાગ્યો. ગાડી ઝડપથી ગમન કરી રહી હતી. મોહનરાયના હૃદયમાં અનેક પ્રકારના વિચારો તરવરી રહ્યા હતા. છેવટે ગાડી તેના બંગલા આગળ આવીને ઉભી રહી. મોહને ગાડીવાળાને જવાની આજ્ઞા આપી બંગલામાં પ્રવેશ કર્યો. રાત્રિના અગીયાર વાગવા આવ્યા હતા. તારાલક્ષ્મી ભાઇની રાહ જોઈ બેસી રહી હતી. ભાઇને જોઇ તેને આનંદ થયો. એવામાં જ મોહનની દૃષ્ટિ હાથપર પડી. તેને આંગળીએ વિંટી જણાઇ નહિ. તે ઉંડા વિચારમાં પડી ગયો. વિંટીની કિંમત પાંચ હજાર રૂપિઆની હતી. મોહને વિંટી ગૂમ થવાનું તારાને જણાવ્યું. તારાએ જ્વાળાપ્રસાદ પરનો પોતાનો વ્હેમ સ્પષ્ટ દર્શાવ્યો. મોહને તેની પ્રત્યેના વ્હેમમાં શંકા દર્શાવી. એ અરસ્સામાં જ બંગલાના રક્ષક ભૈયાએ ઉપર આવીને જણાવ્યું કે, "શેઠજી! રમણચંદ્ર શેઠ આયે હય."

"હેં! શું રમણચંદ્ર?" તારા અને મોહન સાથેજ બોલી ઉઠયાં.

ભૈયાએ હા કહી. તરત બન્ને જણાં આનંદથી ઉભરાતાં હૃદયે ભૈયાની સાથે નીચે આવ્યાં. રમણચંદ્ર હાથમાં ફાનસ પકડી પ્રવેશ-દ્વારમાં ઉભા હતા. મોહન રમણને જોતાંજ ભેટી પડયો. તારાના આ-

નંદનો પાર રહ્યો નહિ. મોહને રમણનો હાથ પકડી અંદર ચાલવા માંડયું. સઘળાં ઉપર આવી એક ટેબલની આસપાસ ગોઠવેલી ખુરસીઓમાં ગોઠવાયાં. સૌએ એક બીજાની ખબર પૂછી. રમણે પોતાના વચનમાં બાદ આવે નહિ એવી રીતે કેટલીક હકીકત તેમને કહી સંભળાવી. તેની પર ગુજરેલા ગજબની વાર્તા શ્રવણ કરી મોહન તારાની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. રમણે પોતાને દુઃખ દેનાર જ્વાળાપ્રસાદને બદલે બીજી કોઇ વ્યક્તિનું નામ જણાવ્યું; કારણ કે બુરખાવાળી અબળાએ જ્વાળાપ્રસાદનું કોઇની આગળ નામ ઉચ્ચારવાની તેને મના કરેલી હતી. રમણને નિર્વિઘ્ને આવેલો જોઇ મોહન તારાએ પ્રભુનો ઉપકાર માન્યો. તે પછી મોહનરાયે પોતાના મોટાભાઇના ખૂનની વિગતવાર હકીકત કહી સંભળાવી. તે પછી રમણે ખુનીને ઉઘાડો પાડવાની પોતેલીધેલી પ્રતિજ્ઞા જાહેર કરી આ વખતે જ એ ત્રિપુટી બેઠી હતી તેની પાછળના એક મોટા ઓરડામાં કંઇક ખડખડાટ થતો સંભળાયો. ત્રણેએ ચમકીને એ તરફ જોયું; પણ અંધકારને લીધે કંઈ જણાયું નહિ. રમણ ફાનસ ઉપાડી એ તરફ ગયો. તેની પાછળ મોહન અને તારા જવા લાગ્યાં. થોડેક જતાંજ તેમની નજરે કાળાં કપડામાં ઢંકાએલી એક સ્રી ઝડપથી પસાર થઇ ગએલી જણાઈ. ત્રિપુટી તેની પાછળ જોઇ રહી. તે સ્રી અદૃશ્ય થઈ ગઇ. રમણે તેને ઓળખી લીધી. તે પેલી બુરખાવાળી સ્રી હતી. તે અત્યારે આ મકાનમાં કેમ આવી હશે ? શું તે મારૂં રક્ષણ કરવાનેજ મારી પાછળ પાછળ ફરતી હશે ? ” આમ આત્મગત્ વિચારતો રમણ મોહન તારાને લઇ પુનઃ દિવાનખાનામાં આવ્યો. ત્રણે જણાંએ મોડા સૂધી વાતો કર્યા કરી. છેવટે આંખ્યો ઉંઘથી ઘેરાતાં મોહને બ્હેનને સૂઈ જવાનું સૂચવી પોતે રમણ સાથે પોતાના શયન સ્થળ તરફ પ્રયાણ કર્યું.

---

# પ્રકરણ ૧૭ મું.

## છુપી કોટડીની તપાસ.

રજનીકાન્ત યતિન્દ્રનાથની પાસેથી શ્રવણ કરેલી વાતોથી બહુજ આશ્ચર્ય પામ્યો. જ્વાળાપ્રસાદ આવો ભયાનક માણસ હશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તેણે મકાને આવી ઘણીવાર સુધી એના એજ વિચારો કર્યા અને છેવટે તેણે નિશ્ચય કર્યો કે હવે થોડા દિવસમાં યતિન્દ્રનાથને આંચ આવે નહિ એવી રીતે જ્વાળાપ્રસાદને પકડી ઉઘાડો પાડવો. રજનીકાન્ત ઘણો બુદ્ધિશાળી હતો. તે જો ધારે તો યતિન્દ્રનાથને જ્વાળાપ્રસાદનો મદદગાર ગણી ફસાવી શકે; પરંતુ પોતે વિશ્વાસ આપી વિશ્વાસઘાતનું મહા પાપ કરે એવો તે નિષ્ઠુર નહોતો. તે મળે તેને માથું આપે એવો હતો. એના એવા પ્રમાણીકપણાથી પ્રભુ તેના પર પ્રસન્ન થઇ તેને દરેક પ્રકારની સ્હાય કરતા. તે હાથમાં લીધેલું કાર્ય ફતેહમંદ રીતે પૂર્ણ કરી શકતો. તે આજે રાત્રે જમી પરવારી જ્વાળાપ્રસાદને માટે હવે કેવો રસ્તો લેવો તેના વિચારમાં મશગુલ થયો હતો. રમાદેવી આઠ દિવસ થયાં ગૂમ થઇ ગઇ હતી, તેના વિચારમાં પણ તેને ધ્યાન આપવાનું હતું. પતિના કાર્યને માટે રમાદેવી પહેલાં આવીજ રીતે મહિનાઓના મહિના સુધી ગૂમ થઇ જતી અને આખરે પતિ પાસે હાજર થઇ ગુન્હેગારની બાતમી આપતી. રમાના વિચાર કરતાં રજનીકાન્તે મનનું સમાધાન કર્યું કે, " રમા જ્યારે આવશે ત્યારે અવશ્ય લાભદાયક સમાચારજ લાવશે. " તે પછી રજનીકાન્તે યતિન્દ્રનાથે કહેલી હકીકતનું મનન કરવા માંડયું; આખરે તે જ્વાળાપ્રસાદની છુપી કોટડી કે જેમાં રૂપિઆ, ગીનીઓ વગેરે બનાવવામાં આવતું હતું

તે કોટડીને તપાસવાનો નિશ્ચય કરી ઉભો થયો. તે આજનું કામ કાલ ઉપર મુલત્વી રાખવાના વિચાર વાળો નહોતો. તેણે કપડાં પહેરી લીધાં. વસ્ત્રની અંદર હથીઆર ઉપરાંત જોઈતાં સાધનો પણ છૂપાવી લીધાં. બરાબર તૈયાર થઇ તે નીચે ઉતર્યો અને પોતાના સિપાહીઓને મકાનની સંભાળ રાખવાનું સૂચવી જવાળાપ્રસાદના બંગલા તરફ વળ્યો. આ વખતે મધ્યરાત્રિ થઇ હતી. આકાશમાં તારાઓ ઝગઝગી રહ્યા હતા. પોલીસો હાથમાં ફાનસો પકડી રોંન ફરવાને જતા હતા. રજનીકાન્ત થોડીવારે જવાળાપ્રસાદના બંગલાની પાછળ આવ્યો, કે જે સ્થળે ઉપર જવાની એક નાની સીઢી આવેલી હતી. એ સીઢી વાટે ઉપરના ભાગમાં થઇને અંદર ઉતરાય છે એવી માહિતી તેને રમણની પાસેથી મળી હતી. તે કોઇ જાણે નહિ એવી રીતે નીસરણી ચઢી ઉપરના ભાગમાં આવ્યો. તે સ્થળે એક મોટો ઓરડો આવેલો હતો. તેણે ખજવામાંથી ફાનસ કાઢી આસપાસ જોયું, તો તે ઓરડો તેને તદ્દન ખાલી કરેલો જણાયો. તે તરત ત્યાંથી નીકળી બીજા ઓરડામાં આવ્યો. ત્યાં આગળ બે કબાટ અને એક મોટો પટારો પડેલો હતો. તેણે ફાનસ નીચે મૂકી પટારો ઉઘાડવા માંડયો; પણ એવામાંજ તેને તે સ્થળે કોઇનાં ચાલી આવવાનાં ધીમાં પગલાં સંભળાયાં. રજનીકાન્ત વિસ્મયતાથી જોઇ રહ્યો, તેનો નજરે લીલી સાલ ઓઢેલી એક રમ્ય રમણી ત્યાં ચાલી આવતી જણાઇ. તે સ્ત્રીની દૃષ્ટિ પણ તેની પર પડતાં તે ચોંકી. તેણે આગળ નહિ વધતાં રજનીકાન્ત સામે જોયું, પણ રજનીકાન્તના ફાનસનો પ્રકાશ બરાબર નહિ હોવાથી તેને રજનીનું મુખ બરાબર જણાયું નહિ. તેણે તરત પોતાની પાસેથી એક લાલ રંગના કાચનું ફાનસ કાઢયું અને તેની ખોળ ફેરવી પ્રકાશ રજનીના મુખતરફ ફેંકયો. એકાએક તે રમણી રજનીકાન્તને ઓળખી તેની પાસે

ચાલી આવી. રજનીકાન્ત આશ્ચર્યતાથી તેના સામે જોઈ એકાએક બોલી ઉઠયો, " અરે રમા ! તું અહિં કયાંથી ? "

" હું જ્વાળાપ્રસાદ શેઠને ત્યાં નોકર રહી છું; અને બંગલાની તપાસમાં અહિં આવી છું. પણ વારૂ તમે જણાવો કે મારા શેઠના મકાનમાં તમે અત્યારે શાની ચોરી કરવાને આવ્યા છો? આટલું કહી રમા હશી પડી. રજનીએ પોતાની ઇચ્છા જાહેર કરી. રમા તેના કામમાં મદદ કરવા તૈયાર થઈ બોલી, " સારૂ થયું કે તમારો અને મારો મેળાપ આ સ્થળે જ થઈ ગયો, વારૂ તમે મોહનરાય સંબંધી કંઈ વિશેષ હકીકત જાણી છે કે ?"

" ના, શું વળી કંઈ કાવત્ર રચાયું છે ?" રજનીએ પૂછયું.

" હા સાંભળો. " કહી રમાદેવીએ મોહનરાય પર કરેલા પ્રયોગની સાથે લગ્નની કબુલાતવાળા પત્રની અને છેવટે વિંટીના અપહરણની વાત તેને કહી સંભળાવી. કપટીનું આ નવીન કારસ્થાન રજનીકાન્તે તેજ વખતે પોતાની નોટબુકમાં નોંધી લીધું. તે પછી રમાએ પૂછયું, " આપને બીજા કંઈ નવીન સમાચાર હાલમાં મળ્યા છે કે ? "

" હા, મને યતિન્દ્રનાથ પાસેથી ઘણા જાણવા જેવા સમાચાર મળ્યા છે. " રજનીએ યતિન્દ્રનાથ પાસેથી જાણેલી વાત ટુંકમાં તેને જણાવી કહ્યું, " રમા! હું ધારૂં છું કે ત્હેં હવે જ્વાળાપ્રસાદ કોણ છે એ સારી રીતે જાણી લીધું હશે ? "

" હા, મ્હેં તમને જે જણાવ્યું હતું તેજ કે કાંઇ બીજું ?" રમાએ પૂછ્યું.

" હા, એજ ભયંકર શયતાન. "

" તેનો પાપકુંભ બસ હવે ભરાઈ ચૂકયો છે. તેને ફૂટતાં વાર લાગવાની નથી. "

"હા, મારૂં ધારવું પણ એવુંજ છે. વારૂં, તું અત્યારે આ સ્થળે ક્યાંથી આવી ચઢી ?"

"તમે જે કોટડીની તપાસમાં આવ્યા છો; તેજ કોટડીની શોધમાં હું પણ નીકળી છું."

"આ વખતે મકાનમાં કોઇ જાગતું તો નથીને ?"

"ના, તે બાબતથી આપ નિશ્ચિંત રહેજો. હું સર્વ બંદોબસ્ત કરીને જ અત્રે આવેલી છું. આપણે ત્રણ કલાક સુધી તપાસ કરીશું; પણ કોઇને ખબર પડશે નહિ."

"ધન્ય છે, તારી ચાતુર્યતાને. તારા જેવું સન્નારી રત્ન પ્રાપ્ત કરી હું મને અહોભાગ્ય સમજું છું."

"ચાલો, ત્યારે આપણે હવે તપાસ શરૂ કરીએ."

"હા, પણ મારે પ્રથમ આ પટારાની અંદરની વસ્તુઓની તપાસ કરવી છે."

"તેની તપાસ મ્હેં કરેલી છે, એની અંદર કંઇ નથી. આપણે ખરી તપાસ તો પેલી કોટડીમાંજ કરવાની છે; માટે ત્યાં ચાલો."

"ત્યાં જવાના રસ્તાની તને માહિતી છે કે ?"

"ત્યારે માહિતી વિના ક્હેતી હોઇશ કે તમે મારી સાથે ચાલો?" રમાએ હસીને તેના સામે જોઇ કટાક્ષ ફેંક્યું. રજની મનમાં તેની પ્રશંસા કરતો તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. બન્ને એક સીઢી પર થઇને પેલા છૂપા ભોંયરામાં ઉતરવા લાગ્યાં. આખરે તેઓ ભોંયરામાં ઉતરી છૂપી કોટડી આગળ આવ્યાં. કોટડીને મજબુત તાળું લગાવેલું હતું. રજનીકાન્તે ખીસ્સામાંથી એક નાનું હથીઆર કાઢી તાળું ઉઘાડી નાખ્યું. બાદ બન્નેએ કોટડી ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. રજનીકાન્તે ફાનસ બહાર કાઢયું. ફાનસના પ્રકાશમાં કોટડીની અંદર

આવેલી અનેક વસ્તુઓ પર રજનીકાન્ત અને રમાની નજર પડી. અનેક પ્રકારની તાંબા પીતળની ધાતુઓ, ઝેરી દવાઓ, લોખંડનાં યંત્રો, અને નાના. મોટાં ઉપયોગી હથીઆરોનું ત્યાં સંગ્રહસ્થાન બનેલું માલમ પડ્યું રજની અને રમા એ સઘળું જોઇ આશ્ચર્ય પામ્યાં. પછી રજનીએ સઘળી મોટી મોટી વસ્તુઓની તથા યંત્રોની યાદી નોટબુકમાં ઉતારી લીધી. કેટલીક ઝેરી દવાની શીશીઓ અને ઉપયોગી હથીઆરો સાથે લઇ લીધાં. ઝેરી દવાની શીશીઓ પર દવાના નામની સાથે જવાળાપ્રસાદનું નામ લખેલાં લેબલ ચોંટાડેલાં હતાં. ત્યાંના એક ખુણામાં બનાવટી રૂપિઆ અને ગીનીઓની બે નાની ઢગલીઓ પડેલી હતી. રજનીએ તેમાંથી થોડાક રૂપિઆ અને ગીનીઓ રૂમાલમાં બાંધી લીધી. સઘળી વસ્તુઓનું બરાબર નીરીક્ષણ કરી રજની—રમા તે કોટડીની અંદર પડેલા એક મોટા પટારા નજીક આવ્યાં. આ પટારામાં તે ચંડાળની જાદુઇ લાકડી પડેલી હોવી જોઇએ. બસ તે ભયંકર કામ કરનારી લાકડી આજે મારી પાસે આવશે અને તેથી તે પિશાચરાજ જવાળાપ્રસાદના હાથ પગ ભાગી જશે. હા! તે લાકડીથીજ પાપાત્માએ ભયાનક ઉથલ પાથલ કરી મૂકી છે. એ પૃથ્વીપરના પ્રેત! તું અત્યારે નિદ્રાની સુખમય શાન્તિમાં પડયો હોઇશ; પણ અહિં તારા મૃત્યુની સામગ્રી એકઠી થાય છે. તારો કાળ હવે તારી નિકટ આવતો જાય છે." આવી રીતના મનોદ્‌ગાર કાઢતા રજનીકાન્તે રમાની મદદથી તે મોટા પટારાનું ઢાકણુ ઉઘાડયું. પટારો ઉઘાડી રજનીએ અંદર ફાનસ ધરી લાકડીની તપાસ કરવા માડી; પણ અંદર લાકડી જણાઇ નહિ. લાકડીને બદલે અંદર જાત જાતના રંગનાં પડીકાં પડેલાં માલમ પડયાં. રજનીકાન્તે વિચાર્યું કે આજે તે પાપીએ લાકડી અહિં નહિ મૂકતાં તેની પાસેજ રાખી હશે; લાકડી વાસ્તે હવે ફરીથી જોઇ લેવાશે.

રજનીએ પટારો બંધ કર્યો; એવામાં રમાને કંઈક યાદ આવતાં બોલી, " આપણે આ પટારો લગીર દુર ખસેડી તેની પાછળ તપાસ કરવી જોઇએ. મને વ્હેમ છે કે આ પટારાની પાછળ કંઇક છૂપું હાટીયું આવેલું હોવું જોઇએ. જુઓ એની નીશાનીમાં આ પટારાની પાછળ રહેલી થોડીક જગામાં કંઈક પીતળની ધાતુ જેવું ચળકે છે. રજનીએ તરત ફાનસ ધરી ત્યાં જોયું. તેને પણ વ્હેમ પડયો. તેણે ફાનસ રમાના હાથમાં આપી અપૂર્વ બળથી પટારાને આઘો ખસેડી નાંખ્યો. પટારો દૂર થતાં તેમને માલમ પડયું કે દિવાલમાં એક પીતળનું કડું આવેલું છે. રજનીએ બારીકાઇથી દિવાલની તપાસ કરી. આખી દિવાલ સાફ અને લીસી હતી. તેને થોડાક વખત પર ચૂનાથી ધોળાએલી જણાઇ. તે પછી રજનીકાન્તે પીતળના કડાને પકડી જોરથી ખેંચ્યું. આ પળેજ તે દિવાલમાં આવેલો એક આરસનો મજબુત પત્થર સરસર અવાજ કરતો જમીનમાં ઉતરી પડયો. દિવાલમાં જગા થઇ. બન્નેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમણે તે થએલી જગાની અંદર જોયું તો જણાયું કે અંદર એક બીજી કોટડી આવેલી છે. રમાને પાછળ આવવાનું રહી રજનીકાન્ત પ્રથમ અંદર પ્રવેસ્યો. તેની પાછળ રમા અંદર આવી ઉભી રહી. બન્ને જણાં આ એકાન્ત વાસમાં ભૂતની માફક ફરતાં જણાતાં હતાં. બન્નેએ બારીકાઇથી ચારે તરફ જોવા માંડયું. આ કોટડીમાં ચાર મોટાં કબાટો અને બે મોટી ત્રિજોરીઓ આવેલી હતી રજનીકાન્તે હથીઆર કાઢી પ્રથમ કબાટનાં તાળાં ઉઘાડી નાંખ્યાં, અને પછી એક કબાટ ઉઘાડી જોવા માંડયું. તે કબાટમાં કિંમતી વસ્ત્રો સિવાય અન્ય કશું જણાયું નહિ. રજનીએ તેને બંધ કરી બીજું, પછી ત્રીજું જોયું પણ તેમાંએ કપડાં મૂકેલાં માલૂમ પડયાં. તેણે છેવટે ચોથું કબાટ ઉઘાડયું. તેમાં કાગળોનાં બંડલો પડેલાં જોયાં

રજનીએ તે બંડલો તપાસવા માંડયાં, તેમાંનાં કેટલાંક બંડલો નોટો તથા ચેકનાં હતાં. તે બંડલની પર કોરો કાગળ લપેટી તેની પર એક લેબલ મારેલું હતું અને તે લેબલપર ફક્ત મનમોહનરાય; આટલાજ શબ્દો લખેલા હતા. એ અક્ષરો રજનીકાન્તને જ્વાળાપ્રસાદના હાથના લખેલા જણાયા. તે બંડલ રજનીએ રમાના હાથમાં આપી એક બીજું બંડલ ખોલી જોવા માડયું. તેમાંથી એક મોટો ચીકણો સફેત કાગળ ઉકેલી રજનીએ વાંચવા માંડયો. આ કાગળમાં પુષ્કળ લખાણ લખેલું હતું. રજનીએ ઉપર ટપકેથી તેને વાંચી જાણી લીધું કે આ એક વીલ છે અને કોઈ મનમોહનરાય નામનો શ્રીમંત માણુસ તેની તમામ મિલ્કતની વારસ તેની પુત્રી ઇન્દુને બનાવે છે. આ કાગળની નીચે મનમોહનરાયની સહિ તથા કેટલાક બીજા માણુસોની સહીયો ઉપરાંત જગદીશચંદ્ર નામના માણુસની સહિ હતી. રજની વિચારમાં પડી બોલી ઉઠયો, " ખરેખર ! આ સહિ પેલા પ્રખ્યાત ખૂનીનીજ હોવી જોઇએ; કે જેણે મનમોહનરાય નામના નામાંકિત શેઠને તેનું મકાન સળગાવી તેના કુટુંબ સાથે ભષ્મિભૂત કર્યો હતો અને તે જગદીશચંદ્ર ફાંસીએ ચઢતાં પહેલાં જેલમાંથી પસાર થયો હતો. હા ! પ્રભુ ! હવે મારી મહેનત કંઇક સફળ થાય એમ સમજાય છે અને તે ભયંકર ખૂનીની બાબતમાં કંઈક અજવાળું પડતું જણાય છે. હા ! દુષ્ટાત્માઓ દ્રવ્યને માટે કેવાં ભયાનક કામો કરે છે. આમ વિચારતા રજનીએ તે મોટો કાગળ રમાના હાથમાં આપ્યો. રમાએ પણ તે કાગળને ઉપર ઉપરથી જોઈ લીધો. તેના મુખપર આનંદની છાયા પ્રકટી નીકળી. તે હર્ષથી ઉભરાતા હૃદયે બોલી, " હવે આપણું કામ થોડા સમયમાં પૂર્ણ થઇ જશે. પ્રભુ કૃપાએ તમારો પેલો ગુમ થએલો ભયંકર ખૂની પણ પકડાશે અને સૂર્યપૂરના રાજમાન્ રાજેશ્વરી શ્રીપાંચ શેઠજી જ્વાળાપ્રસાદ-

જીનું પણ ભોપાળું ઉઘડી જશે; અને તેની સાથે એ પિશાચોની પાપલીલાથી ભીખારી જેવાં બની દુઃખ દરિયામાં ડૂબેલ જનોનું કલ્યાણ થશે. પ્રાણનાથ ! એ સઘળાં ગરીબોના આશિર્વાદ તમને મળશે અને તે ઉપરાંત નામદાર સરકાર તરફથી માન અને ઇનામ મળશે તેતો જુદું. રાવ સાહેબ ! તેમાંથી આ દાસીને કંઇક પારિતોષિક આપી સંતોષસો કે નહિ ?" રમાએ હસ્તે વદને પતીના સામે જોયું. રજનીકાન્તે સ્મિત વદને કહ્યું, "પ્રિયે ! હું જાતે જ તારો છું; તો મારી પાસેનું સર્વસ્વ તારૂં જ હોય એમાં શું ? ચાલો હવે અત્રેનું કામ પૂર્ણ કરી આપણે જલ્દીથી બહાર નીકળી જઇએ. આપણને ઘણો ટાઇમ થવા આવ્યો છે." આટલું કહી રજનીએ ત્રિજોરી ખોલવાના ઇરાદે એક તિક્ષણ ધારવાળું નાનું યંત્ર ખીસ્સામાંથી બહાર કાઢ્યું; અને તેની ઝીણી ચાંપ દબાવી ત્રિજોરી આગળ મૂક્યું. તે યંત્ર વિજળીના વેગે દોડી જઈ ત્રિજોરીની કળ આગળ વળગ્યું અને દસ મિનીટમાંજ ત્રિજોરીનાં બારણાં ઉઘડી ગયાં. તે પછી તે યંત્રને બીજી ત્રિજોરીપર લગાવી રજનીકાન્તે ખુલ્લી થએલી ત્રીજોરી તપાસવા માંડી. તે ત્રિજોરીમાં હિરા, માણેક, મોતી, સુવર્ણના દાગીનાઓ મૂકેલા હતા. આ સઘળા દાગિના પેલા મોટા કાગળમાં લખેલા હતા; આ સઘળા દાગિના મનમોહનરાયના છે જાણી રજનીકાન્તે તેની ગાંસડી બાંધી દઇ તે ત્રિજોરી બંધ કરી ત્રીજી ત્રિજોરી તરફ જોયું. તે પણ ક્યારનીએ ઉઘડી ગઇ હતી, તેમાં કેટલાક કાગળો ગડીયો વાળીને ગોઠવી મૂકેલા હતા. રજનીકાન્તે તેમાંના કેટલાકને ઉકેલી જોવા માંડયાં; તો તેમાં કેટલાકમાં મકાનોના નકશા–પ્લાનો ચિત્રેલા હતા. કેટલાકમાં દવાઓ બનાવવાની વસ્તુઓ લખેલી હતી; કેટલાકમાં સૂર્યપૂરના શ્રીમંતોના મકાનોમાં પ્રવેસવાના માર્ગોના સ્થળો દોરેલા હતા. જ્વાળાપ્રસાદની અજબ

પ્રપંચ જાળની મનમાં તારીફ કરતા રજનીકાન્તે કેટલાક કાગળ લઇ લીધા અને બાકીના યથાસ્થાને મૂકી દીધા. તે પછી તેણે અંદરના સઘળા ઓરડા, દાદર, સાંકડા રસ્તા વગેરેની નોંધ કરી રમાને પૂછ્યું, "કેમ હવે આપણે બહાર નીકળી જઇશું કે?"

"હાજી, આપ પધારો."

"અને તું?"

"હું હજી આ સ્થળે થોડાક દિવસ રહેવાને ઇચ્છું છું" રમાએ જણાવ્યું.

બાદ બન્ને જણાં ત્યાંથી નીકળી ઉપરના ભાગમાં પાછાં આવ્યાં. રમા પતિને બંગલાની બહાર કાઢી અંદર આવી અને પોતાને સ્થાને જઇ સૂઇ રહી. રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. અંધકાર ધીમે ધીમે નષ્ટ થતો હતો. તારાઓનાં જુમખાં ઝગઝગી રહ્યાં હતાં. ગરીબ લોકોના ઘરમાંથી ઘંટીના ઘોર સંભળાતા હતા. રજનીકાન્ત રાજમાર્ગપર થઇને મકાન તરફ જવા ઝડપથી પસાર થતો હતો. થોડેક દૂર જતાં એક સાંકડી ગલી આવી. તે ગલીમાં થઇને મકાને જવાનો ટુંકો રસ્તો આવેલો હતો. રજનીકાન્ત તે ગલીમાં પ્રવેશી મકાન તરફ જવા લાગ્યો. એવામાં જ ત્યાં બેઠેલાં કુતરાં આર્તનાદે ભસવા લાગ્યાં. રજનીકાન્તે પાછળ જોયું. અલ્પ સમયમાં તો એક શ્યામ વસ્ત્ર ધારી વ્યક્તિ તેની આગળ આવીને ઉભી રહી. રજનીકાન્તે બીલકુલ ગભરાયા વિના તેના સામે જોયું. તે વ્યક્તિએ તરત એક નાની ચીઠ્ઠિ કાઢી રજનીના હાથમાં મૂકી ચાલવા માંડયું. રજનીકાન્તે તેની પાછળ જોયું. જોત જોતામાં તે વ્યકિત અદશ્ય થઇ ગઇ. રજનીના અચંબાનો પાર રહ્યો નહિ. તે ત્યાંથી ચાલી મકાને આવ્યો. શયનાલયમાં

દીપક પ્રકાશી રહ્યો હતો. રજનીકાન્ત કપડાં બદલી ખુરશીમાં બેઠો અને મળેલી ચિઠ્ઠી વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે,—

" રજનીકાન્ત !

તમે જ્વાળાપ્રસાદના બંગલામાં પ્રવેશી અત્યારે જે કાંઇ કાર્ય કરી ગયા છો; તે સર્વેની મને બરાબર ખબર છે. તમારી નજીકમાંજ રહી મ્હેં સઘળું દ્રશ્ય અવલોકયું છે. તમને વિશેષ જણાવવાનું કે હજી જ્યાં સુધી જ્વાળા પ્રસાદની જાદુઇ લાકડી તમારા હાથમાં આવી નથી ત્યાં સુધી તે પાપી સપડાવાનો નથી. માટે હરકોઈ ઉપાયે તેની લાકડી કબજામાં લેવાની જરૂર છે. હું પણ એજ પ્રયત્નમાં છું. પ્રભુ તમને તમારા દરેક કાર્યમાં મદદ આપો. હાલ એજ. વિશેષ કોઇ વખતે રૂબરૂમાં.

લી. ભેદભરેલી વ્યકિત. "

રજનીકાન્ત વિસ્મયતાથી ચીઠ્ઠીને ચારે તરફથી તપાસી બોલી ઉઠયો, " આ શું ? તે વ્યકિત કોણ ? તેને આવી રીતે ચિઠ્ઠી લખવાનું શું કારણ ? " રજનીકાન્તે ઘણીવાર સુધી વિચાર કર્યા, પણ વિચારમાં તેને કંઈ માલમ પડયું નહિ. તેણે ચિઠ્ઠીને પોતાની ડાયરીમાં મૂકી દઇ પર્યંક તરફ પ્રયાણ કર્યું અને સખ્ત પરિશ્રમથી રજનીકાન્ત થોડીવારે નિદ્રિત થઈ ગયો.



# પ્રકરણ ૧૮ મું.

## અજબ વ્યકિત.

સાંજનો સમય હતો. સૂર્યભગવાન પશ્ચિમાકાશ તરફ ગમન કરી રહ્યા હતા. ચારો ચરવા ગએલાં પશુઓ પોતપોતાના માલિકોના મકાન તરફ ગમન કરી રહ્યાં હતાં. પક્ષીઓ સંપૂર્ણ ખોરાક મળવાથી આનંદ પ્રદર્શિત કરતાં માળા તરફ પ્રયાણ કરતાં હતાં. આખો દિવસ મહેનત મજુરીથી કંટાળેલા લોકો આશાએશ લેવાને ખુલ્લા મયદાન તરફ જતા હતા. શ્રીમંતો પોતપોતાની પત્નીઓ સાથે ગાડીઓમાં બેસી બાગ-બગીચાઓ તરફ હવા ખાવાને જતા હતા. પવનની મંદમંદ લહરીયો આવતી હતી. સાજનો ખુશનુમા સમય આનંદમય ભાસતો હતો. આ વખતે જ્વાળાપ્રસાદ શેઠના બંગલાની આગળ આવેલા એક વિશાળ ચોગાનમાં મોહિની અને પેલી કામકાજ કરવા રહેલી ચપળા એક બેન્ચ પર બેશી પ્રફુલ્લિત વદને વાતો કરી રહ્યાં હતાં. તે વિશાળ ચોગાનમાં વાવેલાં વૃક્ષોથી સઘળે શિતળતા વ્યાપી રહી હતી. રંગ બેરંગી પુષ્પો આંખ્યોને આનંદ આપી રહ્યાં હતાં. તેમાંથી સુગંધમય સુવાસ પવન સાથે મળી ચારે તરફ ફેલાઇ રહી હતી. પત્થરના બનાવેલા નાનકડા કુંડમાં મૂકેલા ફુંવારા ઝીણી ધારે ઉડી રહ્યા હતા; અને ઝીણાં ઝીણાં જળ બિંદુઓ ત્યાં બેઠેલી રમણીયોના શરીરપર પડી તેમને શીતળતાનું સુખ આપી રહ્યાં હતાં. ચપળાની સાથે વાતો કરતી મોહિનીએ એક ખીલેલા ગુલાબ તરફ હાથ લંબાવી કહ્યું, " ચપળા ! પેલું ગુલાબ લાવ જોઇએ. "

ચપળાએ ગુલાબ લાવી મોહિનીના હાથમાં મૂક્યું. મોહિની તે પુષ્પને

થોડીક ક્ષણ અવલોકી રહી બોલી, " અહા ! આ પુષ્પ કેવું સુંદર છે?"

" બ્હેન ! ગુલાબના પુષ્પની સુંદરતામાં તે શી ખામી હોય ? " ચપળાએ કહ્યું.

" પણ આ પુષ્પની સુંદરતા વધુ વખત ટકતી નથી. "

" તે સત્ય છે. તે જ્યાં સુધી વૃક્ષ પર રહે છે; ત્યાં સુધીજ સુંદર દેખાય છે; પણ મનુષ્યના હાથમાં જવાથી તે કરમાય છે અને ધીમે ધીમે તેની સુંદરતા નષ્ટ થાય છે. સુજ્ઞ મનુષ્ય તેને સુંદર રાખવાને જળ સીંચે છે અને મૂર્ખ મનુષ્યો તેને સ્થાન ભ્રષ્ટ કરી પોતાના ક્ષણીક સ્વાર્થ પૂરો થતાં તેની પાખડીયો તોડી પૃથ્વીપર ફેંકી દે છે. મોહની બ્હેન ! આ દોરંગી દુનિયામાં અનેક પ્રકારના મનુષ્યો નિવાસ કરે છે. તેમાં કેટલાંક જ્ઞાની હોય છે; કેટલાંક અજ્ઞાની હોય છે. "

" ચપળા ! ખરેખર તું પંડિતા છે. તારૂં જ્ઞાન અનુપમ છે તું એક અજ્ઞાન સ્વામીના પનારે પડી મહાદુઃખી થઈ છે. આ ગુલાબનું દ્રષ્ટાંત તને બરાબર બંધ બેસતુ થઇ પડે છે. જો તું કોઇ જ્ઞાની પતિના પનારે પડી હોત તો ઘણીજ સુખી થાત. "

" બ્હેન ! એતો જે ભાવિમાં નિર્માણ થએલું હોય છે; તેજ થાય છે; પરંતુ તમે સંભાળજો. તમે જ્ઞાની છો, ઉમ્મર લાયક છો; માટે સંસારમાં સ્વર્ગિય સુખ પ્રાપ્ત થઈ શકે એવોજ પતિદેવ ખોળી કાઢજો." આટલું કહી ચપળા હશી પડી.

મોહિની ગંભીર મુખે બોલી, " ચપળા ! આ ભાગ્યમાં હજી કેવા લેખ લખાએલા હશે તેની કોઇને ખબર પડતી નથી; પરંતુ એટલું તો છે કે જે જન્મથીજ દુઃખી છે; તે સદાકાળ દુઃખમાં જ રહે છે. "

" ના, બ્હેન ! એવું ના બોલશો. દુઃખની પાછળ સુખ અવશ્ય

રહેલું હોય છે. સુખ દુઃખની ઘટમાળ ફર્યાજ કરે છે. રાત્ર દિવસની માફક સુખ દુઃખ આવ્યે જાય છે અને સર્વ મનુષ્યો પ્રારબ્ધાનુસાર ઉપભોગ લીધા કરે છે. તમે એક મોટાં શ્રીમંતનાં પુત્રી છો તમારી સેવાને અર્થે સેંકડો સેવકો તૈયાર રહે છે. દયાળુ ભગવાન પતિ પણ તમારે લાયક જ મેળવી આપશે." ચપળાએ જણાવ્યું.

"ચપળા! મારા ભાગ્યમાં પરણવાનું લખાએલું નથી." કહી મોહિનીએ નિઃશ્વાસ નાખ્યો.

"બ્હેન! આમ કેમ બોલો છો?"

"હું સાચુંજ કહું છું. જો મારા ભાગ્યમાં લગ્ન સુખ હોત તો હું આટલી ઉમ્મર સુધી કૌમારાવસ્થામાં રહેતજ નહિ. મારા પિતા..." મોહિની આગળ બોલતાં અટકી. તેણે નિઃશ્વાસ નાંખ્યો. ચપળ ચપળાએ તેનું હૃદય દુઃખી જાણી પૂછ્યું, " બ્હેન! બોલતાં-બોલતાં કેમ અટકી ગયાં?"

"હું શું કહું? ચપળા! હું એવા સંયોગોમાં મૂકાએલી છું કે જે મારૂં મનજ જાણે છે. તને મારી પાસે રહે આજે એક માસ પૂરો થયો છે; આ અરસ્સામાં મ્હેં તારૂં હૃદય જાણી લીધું છે અને તું પણ મારા હૃદયથી થોડીક માહિતગાર થઇ ગઇ છે. આપણા બન્નેમાં સખી ભાવ પ્રકટ થયો છે. હું તને દાશી નહિ પણ એક બ્હેનની માફક ચાહું છું અને મારા હૃદયની સઘળી વાતો તને જણાવવાને ઇચ્છું છું. પણ... પણ..." મોહિની પુનઃ આગળ બોલી શકી નહિ.

"બ્હેન! શા માટે મનમાં દુઃખી થાઓ છો? તમારા હૃદયની સઘળી વાત મને જણાવો. હું આપને વચન આપું છું કે; આજથી તમને મારાં સગાં બ્હેન પ્રમાણે ગણીશ અને તમારા કલ્યાણમાં આ જીવ આપવો પડશે તો આપીશ." ચપળાએ જણાવ્યું.

"ચપળા! મારી વાત ભયંકર છે. તે હાલ તને જણાવી શકાય એમ નથી. સમય આવે હું તને સઘળું જણાવીશ. બ્હેન ! તું મને સુખી ધારતી નહિ. હું મહા દુઃખી છું. ચપળા ! મારા વિશ્વાસનો ગેરઉપયોગ કરીશ નહિ. અત્યારે હું તને ફક્ત એટલું જ જણાવું છું કે હું એક ભયંકર માણસની પુત્રી છું. તેના અત્યાચારથી કંટાળી છું. અને આ નર્ક સદનમાંથી ઉદ્ધાર કરનાર દેવ પુરૂષની ઇચ્છા ધરાવું છું. બ્હેન ! હું..."

મોહિનીનો કંઠ રૂંધાયો. તેણે ચપળાના સ્કંધપર માથું નાખી દીધું. ચપળાએ તેના માથે હાથ ફેરવતાં કહ્યું, "બ્હેન ! તમારા હૃદયમાં કંઇક ગુપ્ત કષ્ટ ઉત્પન્ન થતું હોય એમ હું સમજું છું. હું એક ગરીબ અબળા છું. હું તમારા દુઃખમાં દિલાસા સિવાય અન્ય કંઈ કરી શકું એમ નથી; છતાં જો તમારો સંપૂર્ણ વિશ્વાસ મારી પ્રત્યે હોય તો તમારા દિલની વાત જણાવો. પ્રભુ કૃપાએ તમારા દુઃખમાં શાન્તિ મળશે."

મોહિની રૂંધાતા કંઠે બોલી, "ચપળા ! હું તને મારી સગી બ્હેન પ્રમાણે ચાહું છું; પણ પણ હું જે વાત કહેવા ઇચ્છું છું તે ઘણી ભયંકર છે. એમાં મારા ઘાતકી પિતાનું સર્વસ્વનાશ થવાનો સંભવ છે. આ કારણથી જ હું મારા હૃદયની વાત કરતાં કંપું છું. બ્હેન !" મોહિની આગળ બોલે એ પહેલાં તો જ્વાળાપ્રસાદ ત્યાં આવતો જણાયો. ચાલાક ચપળાએ તરત વાત બદલી નાખી. મોહિની પણ મુખપરનો શોકમય ભાવ દૂર કરી સાવધ થઇ. જ્વાળાપ્રસાદે તેમની નજીક આવી બન્નેના ચહેરા સામે વારા ફરતી જોઇ કહ્યું, "મોહિની ! હું એક જરૂરી કામના પ્રસંગે અત્યારે બહાર જાઉં છું. હું બનતા સુધી તો દસ વાગ્યા પહેલાં પાછો આવીશ. બરાબર સંભાળ રાખજે." આટલું કહી તેણે ચપળા સામે જોઇ કહ્યું, "તું મારી પ્રયોગશાળામાં જા; અને તે કોટડીની અંદરનાં તમામ કાચનાં વાસણો

સાફ કરી નાંખ; કારણ કે હું આનીશ તે વખતે તેનો ઉપયોગ કરવાનો છે. " તેની વાત લક્ષ પૂર્વક શ્રવણ કરી ચપળા અંદર ચાલી ગઈ. તેના ગયા પછી પુનઃ જ્વાળાપ્રસાદે મોહિનીને કહ્યું, " મોહિની! આ ચપળા પર પૂર્ણ વિશ્વાસ મૂકતાં વિચાર કરજે. તે સ્ત્રી ઘણી ચાલાક છે એવું તેની ચાલાક આંખ પરથી સાબીત થાય છે. આ બે ચાર દિવસમાંજ તેને ગમે એ પ્રકારે આપણા મકાનમાંથી વિદાય કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. વળી તે આપણા દુષ્મનોની સાથે મળેલી હોય એમ પણ મને શંકા છે. જો મારી શંકા સત્ય ઠરશે તો એ સ્ત્રી જીવતી રહી શકશે નહિ. બેટા! તું તેનીપર બરાબર દેખરેખ રાખજે. હું હવે જાઉં છુ. " કહી જ્વાળાપ્રસાદ ત્યાંથી નીકળી બહાર આવ્યો અને અગાઉથી જોડાવી રાખેલી ગાડીમાં બેસી ચાલતો થયો. મોહિની ઘણીવાર સુધી વિચારમાં બેસી રહી. બાદ મુખથી નિઃશ્વાસ નાખી અંદર ચાલતી થઇ. છેવટે દિવસની પૂર્ણાહુતી થઇ. સાયંકાળનો સમય થયો. અંધકાર અવનીપર પથરાવા લાગ્યો. જ્વાળાપ્રસાદના ભવ્ય મહાલયમાં નોકરો દીપકો પ્રકટાવવા લાગ્યા, આ વખતે એક વિરૂપ વ્યકિતએ શેઠના ઝાંપા આગળ આવી ત્યાં બેઠેલા પહેરાવાળાને પૂછ્યું, " ભાઇ ! મોહિની અંદર છે કે ? "

" હા, તમારે શું કામ છે ? " પહેરાવાળાએ પૂછ્યું.

" મને જ્વાળાપ્રસાદ શેઠે એક અગત્યના કામ માટે તેમની પાસે મોકલ્યો છે. કામ જરૂરી છે; મને જલ્દી જણાવો કે તે અત્યારે અંદરના કયા ભાગમાં હશે ? " તે વ્યક્તિએ આવવાનું કારણ જણાવી પૂછ્યું, પહેરાવાળો આશ્ચર્ય પામી ક્ષણ પર્યંત તેની સામે જોઈ રહ્યો. આવનાર વ્યક્તિનો દેખાવ ભયકારક ભાસતો હતો. તેણે કાળાં વસ્ત્રો પહેરેલાં

હતાં. તેનું મુખ શ્યામ હતું. આવા ભયંકર દેખાવના માણસો ઘણી વખતે જ્વાળાપ્રસાદની પાસે આવતા હોવાથી પહેરાવાળાને કંઈ વિશેષ નવાઇ લાગી નહિ. તેણે મોહીનીના ઓરડાની નીશાની બતાવી તેને અંદર જવાનું કહ્યું. તત્કાળ તે વ્યક્તિ મહાલયમાં પ્રવેશી મોહિનીના ઓરડા સમિપ આવી ઉભી રહી. મોહિનીનો ઓરડો મહાલયના છેક પાછળના ભાગમાં આવેલો હતો. ત્યાં નોકર ચાકરોનો પણ અવર જવર બિલકુલ હતો નહિ. આ વખતે મોહિની એક આરામ ખુરશીપર પડી વિચારમાં તદ્રુપ થએલી જણાતી હતી. નજીકના ટેબલ પર દીપક ઝગઝગાટ પ્રકાશી રહ્યો હતો. તેના પ્રકાશમા આંતરિક ચિંતાથી મોહિનીના ફિક્કા પડેલા મુખપર નુતન પ્રકારના થતા ફેરફાર સ્પષ્ટ જણાતા હતા. તેના કંઠમાં શોભી રહેલો એક અમૂલ્ય હાર ચળકાટ મારી રહ્યો હતો. આ હાર તારાસુંદરીનો હતો. આગંતુક વ્યક્તિએ તે પછી ત્યાં ઉપસ્થિત થઇ ધીમેથી કહ્યું, " મોહિની ! "

તેના એકાએક આવવાથી મોહિનીએ ચમકીને તેના સામે દૃષ્ટિ કરી પૂછ્યું, " તમે કોણ છો અને અત્યારે મારી પાસે કેમ આવ્યા છો?"

" મોહિની ! હું વિના કારણે આ સ્થળે આવ્યો નથી. હું આ મહાલયમાં રહેલો છું એટલે મને અજાણ્યો ધારશો નહિ. હું એક પરિચિત માણસ છું. "

આવનાર વ્યક્તિએ મર્મમાં બોલી જણાવ્યું. મોહિનીના આશ્ચર્યમાં વૃદ્ધિ થઈ. તેણે ટટાર બેસી પૂછ્યું, " વારૂ તમારા આગમનનું કારણ હવે જણાવો ? "

" મારે તમારા ગળામાં પહેરેલા હારની જરૂર છે; અને ખરૂં પૂછો તો તેજ કારણથી મારે અહિં આવવું પડ્યું છે. " વ્યક્તિએ હાર સામે આંગળી કરી કહ્યું. મોહિની ચમકી. તેણે ગંભીર મુખે કહ્યું,

" અરે ! તમે આ શું બોલો છો ! એક અજાણ્યા માણસને આ અમૂલ્ય હાર કેવી રીતે આપી શકાય ? તેમ હું તમને ઓળખતી પણ નથી."

" મોહિની ! આમાં વિશેષ ઓળખાણની જરૂર નથી. મને ઓળખવો હોય તો અત્યારે ઓળખી લ્યો કે આ હારનો હું માલીક છું."

" હેં ! ખરેખર તમે કોઇક દિવાના છો. આ હાર બનાવરાવતાં કંઇ ખર્ચ, થયું હશે કે ? આવો અમૂલ્ય હાર તમને માગતાં શરમ નથી આવતી ? વળી પાછા કહો છો કે હારનો માલીક હું છું. તમારૂં મગજ ઠેકાણે છે કે નહિ ?"

" મારૂં મગજ ઠેકાણે જ છે. આ હાર બનાવવામાં શેઠને એક રાતી પાઇનું પણ ખર્ચ થયું નથી. મોહિની ! આ હારના બદલામાં તો એક માણસનો જીવ ગયો છે. આ હાર હરામનો મેળવેલો છે. માટે જલદીથી મને આપી દયો."

મોહિનીનું મુખ ઉતરી ગયું. અજાણ વ્યકિતના આવા બોલવાથી તેને ભય ઉત્પન્ન થયો. તેણે નોકરોને બોલાવવાનો ઇરાદો કર્યો. તેનો એ ઇરાદો તેના મુખપરના ભાવથી જાણી લઇ તે વ્યકિતએ ગંભીર હાસ્ય કરી કહ્યું, " મોહિની ! હું તારા મનની ઇચ્છા જાણી ગયો છું; પણ યાદ રાખજે કે જો બૂમ પાડવાનો પ્રયત્ન કર્યો તો જાણજે કે હું તને એક પલકવારમાં શબવત્ બનાવી દઇશ. જો આ હથીઆર હું સાથે લઇને જ આવ્યો છું." કહી તે વ્યક્તિએ બાંહ્યમાં છૂપાવેલો એક લાંબો ચળકતો છરો બહાર કાઢયો. મોહિની ધ્રુજવા લાગી. તે સ્તબ્ધ બની મુખથી કંઈ પણ ઉચ્ચાર કરી શકી નહિ. એવામાં પુનઃ એ વ્યકિતએ કહ્યું, " કેમ હાર આપવો છે કે નહિ ?"

"ભાઇ! આ હારના બદલામાં હું તને માગે એટલા રૂપિઆ આપવાને તૈયાર છું."

"નહિ; હું રૂપિઆની ઇચ્છા રાખતો નથી. તારા બાપે રૂપિઆ પણ હરામનાજ મેળવેલા છે. તારા બાપના સઘળાં કારસ્થાનો હું જાણું છું. તારો બાપ આટલો બધો પૈસાદાર શાથી થયો છે તે તું જાણે છે કે? જો અણજાણ હોય તો સાંભળ. હું તારા પાપી પિતાનું પોકળ પ્રકાશ કરૂં. મોહિની! તારો બાપ પવિત્ર હૃદયનો નથી; પૈસાદારોમાં જે ગુણ જોઇએ તે ગુણ તેનામાં નથી, તે બહારથી ધર્મિષ્ટ જણાવવા લાંબાં તીલક તાણે છે; પણ તે ખરેખરો ધર્મિષ્ટ નથી; પણ તે એક ભયંકર માણસ છે. તેનું હૃદય પિશાચ વૃત્તિઓથી પરિપૂર્ણ ભરેલું છે. લાંબાં તીલક તાણવામાં તેનો કેવળ ખોટો દંભજ છે. તેણે પૈસા પ્રાપ્ત કરવાને અનેક નિર્દોષ જનોનાં ગળાં કાપી રકતના પ્રવાહ રેલાવ્યા છે. તે તેના જાદુઇ પ્રયોગથી તારી પાસે જ પાપકર્મ કરાવે છે. મોહિની! તારા બાપની સંપત્તિ હજારો માણસનાં લોહીથી રંગાએલી છે, સમજી?"

મોહિની આંખ્યો વિકાશી તેની વાત સાંભળી રહી અને અંતે સ્હેજ ગુસ્સાની લાગણી પ્રદર્શિત કરી બોલી, "તું એકદમ બોલતો બંધ થા. તારા બોલવામાં કંઈ ઠેકાણું નથી. તું એક પ્રતિષ્ઠિત માણસના સંબંધમાં ભારે શબ્દો બોલે છે તેની સંભાળ રાખ; નહિ તો પાછળથી વિમાસવું પડશે. મને લાગે છે કે તું કોઇક ચોર છે; અને આ મકાનમાં મને એકલી જાણીનેજ આવ્યો છે; પણ જો આ સમયે મારા પિતાજી હાજર હોત તો તારી ઘણીજ દુર્દશા થાત."

તે વ્યકિતએ અટ્ટહાસ્ય કરી કહ્યું, "ચાલ, હવે બીજી વાતો જવા દઈ જલ્દીથી હાર કાઢી આપ; નહીતો આ પળેજ તારા સુ-

કોમળ હૃદયમાં આ છૂરો ભોંકી દઉં છું. ચાલ જલ્દી કર." કહી તે ભયંકર વ્યક્તિએ મોહિનીના અંગપર ધશી જઈ તેનો હાથ પકડયો. મોહિની ગભરાઇ ગઇ. તેણે તત્કાળ ગળામાંથી હાર કાઢી તેના હાથમાં મૂકયો. તે વ્યક્તિએ હાર ખીસ્સામાં મૂકી એક કોરો કાગળ કાઢી ટેબલપર મૂકતા મોહિનીને કહ્યું.

"ચાલ હવે હું કહું એ પ્રમાણે આ કાગળ પર લખ." કહી તે વ્યકિતએ ત્યાં પડેલું હોલ્ડર તેના હાથમાં આપી શાહીનો ખડીયો નજીક લાવી મૂકયો. મોહિની ભયથી ધ્રુજતા હાથે લખવા લાગી. તે વ્યકિતએ લખાવ્યું કે, મારા પિતા જ્વાળાપ્રસાદે માધવરાયના બંગલામાંથી એક કિંમતી હાર ચોરવાને માટે અને કેટલાક અગત્યના દસ્તાવેજો હાથ કરવાના માટે જ માધવરાયનો ખૂન કરવાનો નિશ્ચય કર્યો હતો. માધવરાયના મકાનમાંથી ચાળીસ હજાર રૂપિઆનું નોટોનું બંડલ પરમારા પિતાએજ ઉપાડયું હતું. તેમનાં આવા કામ માટે મને ઘણું જ લાગી આવે છે; પણ હું લાચાર છું કે તેમના ભયંકર પ્રયોગને ભોગ થઇ પડી મારે પણ પાપના ભાગીદાર થવું પડે છે. પ્રભુ તેમને સદ્‌બુદ્ધિ આપો." આવી રીતનું લખાવી નીચે મોહિનીની સહી કરાવી તે વ્યક્તિએ કહ્યું, "મોહિની ! આ નીચેની લાઇનો ફક્ત તારા બચાવને અર્થેજ મ્હેં લખાવી છે. માધવરાયનું ખુન ત્હેં કર્યું છે એ પણ હું સારી રીતે જાણું છું; પરંતુ તારૂં હૃદય શુદ્ધ છે. તું જાદુઇ પ્રયોગથીજ ભયંકર કર્મ કરે છે. એ જાણી મને તારી અત્યંત દયા આવે છે. તારી સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી છે, કસાઇને ત્યાં ગાય જેવી છે. મોહિની ! તું એમ ધારતી નહિ કે તારા લખાણુથીજ તારા પિતા ફસાસે; પણ જો તેમના પાપનો ઘડો ફોડનાર તોં આ પુરાવો પ્રત્યક્ષ છે." કહી તે વ્યક્તિએ ખીસ્સામાંથી એક લાંબો કાગળ કાઢી મોહીનીને વંચાવ્યો

કે જે વાંચતાંજ મોહિનીનું લોહી ઠંડુ થઈ ગયું, તેનું હૃદય ધડકવા લાગ્યું; તે ફાટી આંખે જોઇ રહી. થોડીવારે તેની આંખ્યોએ તમ્મર આવવા લાગ્યા. તત્કાળ પાસે ઉભેલી વ્યક્તિએ તેના હાથમાંથી કાગળ લઇ ખીસ્સામાં મૂકી કહ્યું, "મોહિની! હું જાઉં છું અને છેવટે જણાવું છું કે તને વિપત્તિમાં સ્હાયક થઇ પડીશ." આટલું કહી તે વ્યક્તિ ત્વરીત ગતીએ ત્યાંથી ચાલી બહાર નીકળી ગઈ. તે પછી થોડીવારેજ મોહિની ખૂરશીના હાથા પર માથું નાખી દઇ બેશુદ્ધ થઇ પડી.

## પ્રકરણ ૧૯ મું.

### ચપળાની ચાલાકી.

મોહિની ઘણીવાર સુધી બેશુદ્ધાવસ્થામાં પડી રહી અને અંતે સાવધ થઇ વિચારવા લાગી કે, "હાર લેવા આવનાર માણસ કોણ હશે? તે ખરેખર કોઇક ભયંકર દુષ્મનજ હશે. મારા પિતાનો પાપકુંભ પણ પરીપૂર્ણ ભરાઈ ગયો હોય એમ હવે સમજાય છે, તેમનું ભાવી પણ દિનપ્રતિદિન ભયંકરતા ધારણ કરતું જાય છે." આમ આત્મગત બોલતી મોહિની ઘણીવાર સુધી બેસી રહી. આ વખતે ચપળા બાજુના ઓરડામાં ઉભેલી હતી. તેણે અંદર આવેલા એક જાળીયામાંથી સઘળો બનાવ જોયો હતો. મોહિની પાસેથી હાર પડાવી પસાર થએલી વ્યક્તિના સાહસથી મનમાં તેની પ્રશંસા કરતી ચપળા છેવટે કંઇક ઉંડા વિચારમાં પડી ત્યાં ઉભી રહી. છેવટે રાત્રિના દસ વાગ્યા. જવાળાપ્રસાદના આવવાનો વખત થયો. મોહિની આતુરતાથી પિતાની રાહ જોવા લાગી. પેલી તરફ વિચારવશ થએલી ચપળા કંઇક નિર્ણય કરી

ઓરડામાંથી બહાર નીકળી અને મોહિનીના ઓરડા આગળ થઇને ચાલી ગઈ. મોહનીએ ચમકી ઉભા થઇ જોયું તો ચપળાને ઝડપથી દાદરપર ચઢતી જોઈ. તેનું ઝડપથી ગમન જોઇ મોહિનીના મનમાં વ્હેમ ઉત્પન્ન થયો. તેણે તેની પાછળ જવાનો વિચાર કર્યો; પણ વળી પાછું કંઇક યાદ આવતાં ઉપર જવાના વિચારને માંડી વાળી પુનઃ પોતાની જગાએ જઇ બેઠી. તેની આગળ થઇને ગએલી ચપળાએ ઉપરના ભાગમાં આવેલા એક નાના ઓરડામાં આવી ધીમેથી ઓરડાનું બારણું અંદરથી બંધ કરી એક મીણબત્તી સળગાવી નીચે મૂકી. અજવાળું પથરાયું. ચપળાએ આસ્તે રહીને એક નાનુ કબાટ ઉઘાડી તેમાંથી મૂલ્યવાન વસ્ત્રો કાઢી શરીરપર ધારણ કર્યાં. કબાટના ખાનામાંથી કેટલાક દાગીના પણ પહેરી લીધા. આજે તેનો વિચાર જ્વાળાપ્રસાદના મકાનમાંથી ચાલ્યા જવાનો હતો અને તે જ કારણથી તે અત્યારે આ ઓરડામાં આવી હતી. તેનું રહેવું હવે જોખમ ભરેલું હતું. જ્વાળાપ્રસાદ હમેશાં તેની તરફ શંકાશિલ દ્રષ્ટે જોતો હતો, ચાલાક ચપળા જે કામને માટે રહી હતી; તે કામ તેનું પુરૂં થઈ જવા આવ્યું હતું. તેણે તેના ટુંક દિવસના નિવાસ દર્મિયાન જ્વાળાપ્રસાદના મકાનના તમામ છુપાં સ્થળો તથા તેના કાર્યથી માહિતગાર થઇ તે સફેત શાહુકારના મ્હોતના પુરાવાની તૈયારી કરી લીધી હતી. ચપળા કોઇક અજબજ અબળા હતી. તેણે વસ્ત્ર ઘરેણાં ધારણ કરી ઉપર ધોળો બુરખો ઓઢી લીધો. ત્યાર બાદ તેણે ભીંતમાં આવેલું એક ગુપ્ત હાટીયું ઉઘાડી જ્વાળાપ્રસાદે મોહનરાય પાસેથી જેટલા કાગળ લખાવ્યા હતા; તે સઘળા અંદરથી કાઢી લઇ હાટીયું હતું તેમ બંધ કરી દીધું. ચપળા જો કે તમામ બાગથી જાણીતી થઈ હતી; પરંતુ પેલી બુરખાવાળી ભેદી સ્ત્રીના સ્થાનથી તે હજી અજ્ઞાતજ હતી. ચપળા કરવાનું સઘળું કાર્ય કરી લઈ ધીરેથી બારણું ઉઘાડી બહાર નીકળી નીચે આવી. તેણે નીચે

આવી થોડીકવાર એક ખૂણામાં થોભી આસપાસ દ્રષ્ટિ કરી. નોકર–ચાકરો બીજી તરફ હતા. ચપળા ત્યાંથી નીકળી મોહિનીના ઓરડા આગળ થઇને ઝડપથી પસાર થઈ પ્રથમના ઓરડામાં આવી. આ વખતે મોહિનીની દ્રષ્ટિ તેનીપર પડી નહિ. ચપળાએ ઓરડાનું દ્વાર બંધ કરી તે ઓરડાની અંદર આવેલું એક છૂપું દ્વાર ઉઘાડયું; કે જે દ્વારમાં થઇને વખત આવે બહાર નીકળી જવાતું હતું. ચપળાએ તે ખુલ્લા દ્વારની બહારની બાજુના રસ્તાની માહિતી મેળવી તે દ્વારને ખાલી બંધ કર્યું. આ અરસ્સામાંજ તેને બહારની બાજુએ કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો. ચપળાએ ચમકીને જાળીદ્વારા મોહિનીના ઓરડામાં જોયું. મોહિની એક પુસ્તક વાંચતી હતી. થોડીવારમાંજ જ્વાળાપ્રસાદ ત્યાં આવીને ઉભો રહ્યો. જ્વાળાપ્રસાદનાં પગલાંનોજ અવાજ ચપળાએ સાંભળ્યો હતો. મોહિનીએ પુસ્તકને નીચે મૂકી પિતા સામે જોઈ પૂછ્યું, "આજે આટલો બધો વિલંબ કેમ થયો પિતાજી?"

"મોહિની ! શું કહું ? હાલ મારા પાસા અવળા પડે છે. મારા દુષ્મનો ચારે તરફ ઉભરાઇ ગયા છે. તેઓ મારા મ્હોતની ખટપટ કર્યા કરે છે. તેમાં વળી પેલી બુરખાવાળી બલા તેઓને મદદ કરે છે. મ્હેં આજદિન સુધી તેનો પત્તો મેળવવાને ઘણીએ મહેનત કરી પણ મારી સઘળી શોધ નિષ્ફળ ગઇ. આપણા શત્રુઓ હમેશાં ભૂતના ઓળાની માફક મારી પાછળના પાછળ ફર્યા કરે છે. મોહિની ! આવાં કારણોથી મારૂં મન ઉદ્વેગમય રહે છે. મારૂં હૃદય નરમ બની ગયું છે, પ્રતિપળે ભયના ભણકારા વાગ્યા કરે છે." જ્વાળાપ્રસાદે કષ્ટ કથા જણાવી.

"ત્યારે આપણે હવે કેમ કરીશું? જો સઘળું જાહેરમાં ખુલ્લું થશે તો તમારે ફાંશીને લાકડે લટકવું પડશે. પિતાજી! હું પ્રથમથીજ

આપને કહેતી આવી છું કે આપ સઘળાં દુષ્કર્મોનો ત્યાગ કરો; પણ આપે મારૂં કહેવું માન્ય કર્યુંજ નહિ. હાય! તમારી એવી દુર્દશા થયા પછી મારૂં શું થશે? મને પણ તમારી મદદગાર ગણી દેશનિકાલ યાતો મ્હોતની ભયંકર શિક્ષા થશે. બાપુ! આપણીપર આવી પડનાર વિપત્તિની શરૂઆત ક્યારનીએ થઈ ચૂકી છે." આટલું કહી મોહિનીએ પોતાની પાસેથી ગએલા હારની તમામ હકીકત કહી સંભળાવી. પણ તેણે ચિઠ્ઠી લખી આપવાની વાત પિતાને જણાવી નહિ. હાર લઇ જનાર વ્યક્તિની વાત સાંભળતાંજ જ્વાળાપ્રસાદના ગભરાટનો પાર રહ્યો નહિ. તેને આકાશના કટકા થઇ માથાપર ટૂટી પડતા હોય એમ જણાયું. તે બે હાથે માથું પકડી જમીનપર બેશી ગયો. મોહિની તેને ધિરજ ધરવાનું સૂચવવા લાગી. એકાએક જ્વાળાપ્રસાદનો શોક ક્રોધના રૂપમાં ફેરવાઈ ગયો. તેણે મોહિની સામે જોઈ બોલવું શરૂ કર્યું, "ખરેખર, તે કોઇ હિંમતબાજ બદમાસ હોવો જોઇએ; આ સિંહની ગુફામાં આવવાનું ગજું કાચા પોચાનું હોય નહિ. મોહિની! આપણાં કાર્ય આપણા ભેદ ધીમે ધીમે ખુલ્લા થતા જાય છે. આપણા નોકરોમાં કોઇક નિમકહરામ થઇ શત્રુઓને મદદ કરતા હોય એમ સમજાય છે."

"પિતાજી! આપણા તમામ નોકરો નિમકહલાલ છે, તમારૂં ધારવું ભૂલભરેલું છે." મોહિનીએ કહ્યું.

"બેટા! તારી સમજ શકિત હજી ઓછી છે, આ આંખ્યોએ દુનિયાંના અનેક નવનવા રંગ જોએલા છે. લક્ષ્મીની લાલચે ગમે એવો નિમકહલાલ પણ એક પલક વારમાં નિમકહરામ બની જાય છે; અને તેના આશ્રયદાતાનું સર્વસ્વ નાશ કરનાર—કરાવનાર નરાધમ બની જાય છે." જ્વાળાપ્રસાદે જણાવ્યું.

"ત્યારે તે બાપુ ! નિમકહરામનો પત્તો હવે કેવી રીતે મેળવવો ? કોઇ જ્યોતીષ જાણનાર જ્યોતિષીજીને બોલાવીશું ?" મોહિનીએ પૂછ્યું.

પુત્રીના પ્રશ્નથી જ્વાળાપ્રસાદ સહજ હશીને બોલ્યો, "હું નહોતો ધારતો કે મારી પુત્રી હજી આવી ભોળી રહેશે ? બેટા ! જોશીઓનાં પોથાં થોથાં જુઠ્ઠાં છે. જો તેમનું જ્યોતીશ સત્ય હોત તો તેઓ પોતેજ દ્રવ્ય પ્રાપ્ત કરવાની અન્યની આશા શા માટે રાખત ? મોહિની ! આ ઝેરી જમાનામાં તો દેવ ડુંગરા તળે દટાઈ ગયા છે કહેવાતો પ્રભુ પાતાળમાં પેશી ગયો છે. મંત્ર-તંત્ર, જ્યોતીશ વગેરે દરીયામાં ડુબી ગયું છે; ફક્ત ઉપરનોજ દેખાવ બાકી કહ્યો છે. મોહિની ! આ તારો પિતા એક મોટો જ્યોતિષી પણ છે. હું હમણાંજ નિમકહરામ થયેલા માણસની તને ઓળખાણ કરાવું છું."

"શું તે નિમકહરામ માણસને તમે ઓળખો છો ?" મોહિનીએ પૂછ્યું.

"હા, તે હવે મારી આંખ્યોમાં કંટકની માફક ખૂંચે છે. હું તેને થોડીવારમાંજ આ પૃથ્વીના પડ પરથી વિદાય કરીશ. હા ! તેણે મારા મકાનમાં છૂપાઇ મારૂં સર્વસ્વ નાશ કર્યું છે અને મારા મ્હોતની ઘડીયો નજદીક આણી છે."

"પિતાજી ! જણાવોતો ખરા કે તે કર્મચંડાળ કોણ છે ?"

"ચપળા."

"હેં ! શું ચપળા ?" મોહિનીએ વિસ્મિત વદને પૂછ્યું.

"હા, તે ચપળાજ બની છે પ્રબળા."

"તે હું માની શકિત નથી."

"બસ તેથીજ તું થાપ ખાય છે. બેટા ! તારૂં હૃદય ભોળું છે એટલે

તુ સામાને પણ તારા જેવુંજ સમજે છે. હું મારી સત્ય વાતની ખાત્રી તને હમણાંજ કરી બતાવું છું."

"શાની ખાત્રી કરી બતાવો છો ?"

"હું તારા દેખતાંજ ચપળાને ખૂનમાં તરબોળ કરનાર છું." જવાળાપ્રસાદે રક્તનેત્રે જણાવ્યું.

"શું તમે સ્ત્રી હત્યા કરશો ?" મોહિનીએ કાંપતા શરીરે પૂછ્યું.

"હા, મારી સાથે ચલાવેલ બેવફાઇને માટે તેને લોહીમાં તરબોળ થવુંજ પડશે. હા! અફસોસ, હું પહેલાંથીજ ધારતો હતો કે આ ભીખારણ કોઇક ભેદભરી બલા છે. મારૂં તે ધારવું આજે ખરૂં પડયું છે. બસ ચાલ હવે એ દુષ્ટાને આ દુનિયામાંથી દુર કરૂં." આમ બોલતા જવાળાપ્રસાદે નજીકમાં આવેલા એક કબાટમાંથી એક લાંબો ચળકતો છૂરો બહાર કાઢી ચપળાના શયનાલય તરફ ચાલવા માંડયું. મોહિની પિતાની રૌદ્રમૂર્તિ નિહાળી વિશેષ કાંઇ બોલી શકી નહિ. તે ધ્રુજતા પગે પિતાની પાછળ-પાછળ જવા લાગી.

છૂપાઇને ઉભેલી ચપળાએ સઘળી વાત શ્રવણ કરી લીધી. તેને એક પળ પણ હવે જોખમ ભરેલી જણાઇ. તેણે તર્તજ એક નાની ચિઠ્ઠી નીચે મૂકી પાછલું દ્વાર ઉઘાડી ત્યાંથી પ્રયાણ કર્યું. જવાળાપ્રસાદના કિંમતી કાગળો-દસ્તાવેજો, ઘરેણાં વગેરે લઇ ચાલાક ચપળા પસાર થઇ ગઇ. અંધકારમયી રાત્રિએ ચપળા ભૂતના બોળાની માફક ઝડપથી આગળ વધતી હતી. નભમંડળમાં તારાઓ હિરાની માફક ઝગઝગી રહ્યા હતા. ઘણે દૂર પ્રકાશતા તારાઓનું અજવાળું સ્હેજ સાજ જણાતું હતું. ઉતાવળા પગે ચાલતી ચપળા એક ભાંગેલા નાના મકાન આગળ આવી એકાએક અટકીને ઉભી રહી; કારણ કે

તેને તે સ્થળે કોઇ મનુષ્યાકૃતિ ઉભેલી હોય એવો ભાસ થયો. ચપળાએ ઝીણી નજરે જોયું તો જણાયું કે, ત્યાં આવેલા એક વૃક્ષની નીચે કોઇક મનુષ્યાકૃતિ વિચાર નિમગ્ન થઇને ઉભેલી છે. ચપળાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે આસ્તે રહીને બુરખામાંથી એક નાની છૂરી બહાર કાઢી તે પુરૂષાકૃતિ તરફ ધીમે કદમે ચાલવા માંડયું. વૃક્ષ નીચે ઉભેલી વ્યકિત તેના પગરવથી ચોંકી આવનાર પ્રતિ નિહાળી રહી. ચપળાએ થોડીવારમાં તેની નજીક આવી પહોંચી હિંમતથી પૂછ્યું, " આ કાળી રાત્રે આ સ્થળે ઉભા રહેવાનું શું કારણ છે? તમે કોણ છો ? "

તે વ્યક્તિ જવાબ આપવાને બદલે પ્રથમ તો ખડખડાટ હસી પડી અને પછી થોડીવારે બોલી, " મને પ્રશ્ન પૂછનાર એક અબળા છે જાણી હું અત્યંત આશ્ચર્ય પામું છું. અબળા જાતિ આ અંધારી રાત્રિએ બહાર નીકળી શકવાની હિંમત ભાગ્યેજ કરી શકે. બાઈ! મારો જવાબ લીધા પહેલાં તમેજ પ્રથમ જણાવો કે તમે કોણ છો? અને આ મધ્યરાત્રિએ કયાંથી આવી કયાં જાઓ છો ? "

" તમારો ખુલાસો જાણ્યા સિવાય હું કંઈ પણ જણાવી શકું એમ નથી. "

" એમ! ત્યારે તો મારે મારા પ્રશ્નનો જવાબ જબરાઇથી જાણી લેવાની જરૂર પડશે. "

" જોહુકમી ચલાવતાં પહેલાં તમારે પણ સમજી લેવું કે તમારી સમક્ષ કોઇ જેવી તેવી અબળા ઉભેલી નથી. સ્હેજ નજીક આવતાંજ તમારે લોહીમાં ગરકાવ થઇ ધરાશાયી થવું પડશે. "

" ત્યારે શું તમે જવાબ નહિ આપો ? "

" ના, વારંવાર શા માટે પૂછો છો ? "

" બાઇ! તમારા શબ્દોથી મને ઘણી નવાઈ લાગે છે; ભલે તમારા હૃદયની એવી ઇચ્છા હોય તો જવાબ ન આપશો. હું સ્ત્રી જાતી પ્રત્યે ઘણું માન ધરાવું છું અને તેથીજ તમારા દિલને દુઃખાવવા નથી ઇચ્છતો." આમ બોલી તે વ્યકિતએ પોતે પહેરેલા ઓવરકોટમાંથી એક નાનકડું ફાનસ કાઢી તેની ખોળ ફેરવી પ્રકાશ પાડયો. પ્રકાશમાં ચપળા અને તેની નજર એક થઈ. બન્ને આશ્ચર્યના સમૂહમાં ડુબી એક સાથેજ બોલી ઉઠયાં કે, " કોણ રમા ? અને કોણ તમે..."

બસ આ શબ્દોચ્ચારની સાથેજ બન્ને એક બીજાના હૃદય સાથે ચંપાયાં–દબાયાં.

પ્રિય પાઠકો! આ અદ્ભૂત મિલનથી આશ્ચર્ય પામવા જેવું કાંઈજ નથી. ચપળા નામધારી અબળા અન્ય કોઈ નહિ પણ રજનીકાન્તની પ્રિયપત્ની રમાદેવી હતી. રમાના ત્યાં રહેવાથી રજનીકાન્ત દુખી થતો હતો. તેને પત્નીના મિલનથી અપૂર્વ આનંદ થયો. તેણે સહર્ષ રમાને પૂછ્યું. " દેવી! શું આજ પર્યંત તમે ત્યાં જ નિવાસ કર્યો હતો ? "

" હા, શ્રીમાન મહાશય જવાળાપ્રસાદના મહાલયમાંજ. " રમાએ સહાસ્ય વદને કહ્યું.

" હેં! શું તે સિંહની ગુફામાં? જાલીમ નર પિશાચ સફેત શાહુકારના મકાનમાં ? આશ્ચર્ય ! " રજની બોલી ઉઠયો.

" હા, આપે ઉઠાવેલું કાર્ય જલ્દીથી પૂરૂં થાય અને તે શયતાન સંસારમાંથી ચાલ્યો જાય એ હેતુથી હું તેના મકાનમાં નિવાસ કરવાને ગઈ હતી." આટલું કહી રમાએ અથઇતી તમામ હકીકત પતિને કહી સંભળાવી. રજનીકાન્ત તેનું અપૂર્વ સાહસ નિહાળી ક્ષણભર

સ્તબ્ધ બન્યો અને પછી હર્ષાવેશથી તેણે રમાને હૃદયદાન દઇ કહ્યું, "પ્રિયે! તારી હિંમતની પ્રશંસા હું કયા મૂખે કરૂં? દેવી! તારા પ્રયાસથીજ હવે થોડા દિવસમાં મારા કાર્યની પૂર્ણાહુતી થઇ જશે અને તે સાથેજ આ રજની કિંમતી ઇનામનો માલીક થઈ યશસ્વિ થઇ પડશે. પ્રિયે! ચાલો આપણે જલ્દીથી મકાને પહોંચી આ શુભ સમાચાર રમણુચંદ્રને જણાવીએ."

"શું અત્યારે આપણે રમણુચંદ્રને ત્યાં જઇશું?" ચપળાએ પૂછ્યું.

"ના, રમણુચદ્ર હવે આપણે ત્યાંજ રહે છે. તેમણે પણ આ થોડા દિવસોમાં ઘણુંજ પ્રશંસનીય કાર્ય કરી મારા કાર્યમાં મદદ કરી છે. દેવી! રમણુચદ્ર જેવો સાહસીક, સત્ય વચની એક પણ યુવક આ ચાલુ જમાનામાં મારી દ્રષ્ટિએ પડતો નથી." આટલું કહી રજનીકાન્તે રમણુચંદ્રનાં સાહસિક કાર્યોની તમામ હકીકત રમાને કહી સંભળાવી. રમણુચંદ્રના પ્રયાસથીજ જવાળાપ્રસાદ જેવા સફેત શાહુકારને હવે ખુલ્લા પડવાનો સમય પાસે આવ્યો હતો. રમા—રજની વાતો કરતાં પોતાના નિવાસ સ્થાને આવી પહોંચ્યાં. પહેરેગીરે ઉભા થઈ સલામ કરી. પતી–પત્નીએ મકાનમાં પ્રવેશી રમણુચંદ્રના સૂવાના ઓરડા આગળ આવી એક જાળીઆમાંથી ડોકીયું કરીને જોયું તો જણાયું કે રમણુચંદ્ર હજી નિદ્રાધીન થયો નથી. તે ઉશીકા આગળ ટેબલ લાઇટ ગોઠવી પથારીમાં પડયો–પડયો એક પુસ્તક વાંચતો હતો. રમા—રજની ધીમેથી ઓરડાનું દ્વાર અલગ કરી અંદર આવ્યાં. તેમને જોતાંજ રમણુચંદ્ર પુસ્તક નીચે મૂકી બેઠો થયો. પતી—પત્ની ત્યાં પડેલી ખુરશીઓમાં બેઠાં. રમાએ રમણુચંદ્રનું કુશળ પૂછી ધીમે ધીમે સઘળી વાત તેને જણાવી. રમણુચંદ્ર વિસ્મયતાથી રમાની સઘળી

વાત શ્રવણ કરી મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યો. તે પછી રમાએ જ્વાળાપ્રસાદના મહાલયમાંથી લઇ લીધેલા દાગીના, દસ્તાવેજો અને બીજી કેટલીક અમૂલ્ય ચીજો પતી અને રમણને બતાવી. જ્વાળાપ્રસાદના વિનાશની સઘળી વસ્તુઓ આવેલી જોઇ રજની અને રમણના આનંદનો પાર રહ્યો નહિ. આવી રીતે આનંદમાં ને આનંદમાં મોડું પરોઢ થવા આવ્યું. છેવટે જ્વાળાપ્રસાદને હવે ઉઘાડો પાડી તેનો વિવાસ કરવાનો એ ત્રિપુટીએ નિશ્ચય કરી થોડીવારને માટે આરામ લીધો. પ્રિય પાઠકો ! ચાલો હવે આપણે જ્વાળાપ્રસાદના મહાલયમાં જઇએ અને ચપળાનો વિનાસ કરવા તત્પર થએલા ઉજળા ઠગને તપાસીએ.

## પ્રકરણ ૨૦ મું.

### સખ્ત આઘાત.

રાત્રિના શાન્ત સમયે જ્વાળાપ્રસાદ ધીમે કદમે ચપળાના રૂમ તરફ જવા લાગ્યો. તેની પાછળ મોહિની ધ્રુજતા પગે ચાલી જતી હતી. જ્વાળાપ્રસાદ થોડીવારે ચપળાના શયનસ્થાન પ્રતિ આવી એકાએક અટકીને ઉભો રહ્યો; કારણ કે તેને ચપળાનો ઓરડો આ વખતે ખૂલ્લો જણાયો. ઓરડામાં દીપક પ્રકાશી રહ્યો હતો. તેના પ્રકાશમાં જ્વાળાપ્રસાદે અંદર જઇને જોયું તો જણાયું કે ત્યાં ચપળા નથી.

‘ તે અત્યારે ક્યાં ગઈ હશે ? ’ જ્વાળાપ્રસાદ વિચારમાં પડયો. તેના મૂખપર અવનવા ફેરફારો થવા લાગ્યા. મોહિની પિતાની પાસે આવીને ઉભી રહી. જ્વાળાપ્રસાદે તેના સામે જોઈ કહ્યું, “ મોહિની ! તે નિમકહરામ દાશી આ ઓરડામાં નથી. ”

" તે અત્યારે ક્યાં ગઇ હશે પિતાજી ! " મોહિનીએ પૂછ્યું.

" તેની હમણાંજ ખબર પડશે. તું નીચેના ભાગમાં જઇ એક ફાનસ લઈ આવ. " જ્વાળાપ્રસાદે જણાવ્યું. મોહિની નીચે જઇ ફાનસ લઈ આવી. તેના હાથમાંથી ફાનસ પોતાના હાથમાં લઇ જ્વાળાપ્રસાદ બેચાર ઓરડા ફરી વળ્યો પણ તેને ચપળાનો પત્તો લાગ્યો નહિ. આથી તેના વ્હેમમાં વૃદ્ધિ થઇ. તેણે મોટી બૂમ મારી પોતાના નોકરોને બોલાવી ચપળા વિષે પૂછ્યું; પણ ચપળાના જવાથી અજ્ઞાત સેવકો તેને ચપળાની ખબર કેવી રીતે જણાવી શકે ? કોઇએ જવાબ નહિ આપવાથી જ્વાળાપ્રસાદ રાતો પીળો બની ગયો; અને નોકરોપર ગાળોનો વર્ષાદ વરસાવવા લાગ્યો. પેટને માટે વૈતરૂ કરતા સેવકો મુંગે મુખે ત્યાંથી ચાલતા થયા. આખરે જ્વાળાપ્રસાદ મોહિનીના ઓરડાની નજીકના ઓરડા આગળ આવ્યો; કે જે ઓરડામાં પાછલી બાજુએ એક બીજું બારણું આવેલું હતું અને તેમાં થઇને ચપળા પસાર થઈ ગઇ હતી. તે ઓરડામાં પ્રવેશ કરતાંજ જ્વાળાપ્રસાદની નજરે ખુલ્લાં પડેલાં દ્વાર જણાયાં. તેના પેટમાં ધ્રાસકો પડયો; અને નક્કી તે રંડા આ પાછળના બારણે થઇનેજ પસાર થઇ ગઇ છે. આમ બોલતો જ્વાળાપ્રસાદ આંખ્યોમાંથી અગ્નિના તનખા વરસાવતો બહારના રસ્તા તરફ જોઈ રહ્યો. આ અરસામાં ત્યાં ઉભેલી મોહિનીની દ્રષ્ટિ ઓરડા વચ્ચે પડેલા એક નાના કાગળપર પડી. તેણે વિસ્મયતાથી તે કાગળનો કટકો ઉપાડી પિતા પ્રત્યે કહ્યું, " પિતાજી ! જુઓ, જુઓ, આ કાગળમાં કંઇક લખેલું જણાય છે. "

" લાવ જોઇએ. " કહી જ્વાળાપ્રસાદ તેના હાથમાંથી કાગળ લઈ ફાનસના અજવાળે વાંચવા લાગ્યો. અંદર લખેલું લખાણ વાંકાચુંકું હતું. તેને બરાબર વાંચવાને જ્વાળાપ્રસાદે ખીસ્સામાંથી

ચસ્મા કાઢી નાકપર ગોઠવી કાગળનું લખાણુ વાંચવા માંડયું. પ્રથમની લાઇન વાંચતાં જ તેનું મુખ વિચિત્ર બની ગયું. લખાણુ આ પ્રમાણે હતું.

નરાધમ જ્વાળાપ્રસાદ.

તું જેવો બહારથી સફેત સ્વરૂપવાળો મોટો શેઠ જણાય છે; પણ અંદરખાનેથી તું એક મહાન ભયંકર સ્વાર્થાંધ શયતાન છે. ત્હેં અનેક નિરપરાધી જનોને પાયમાલ કરી રસ્તાનાં રખડતાં ભીખારી બનાવ્યાં છે. ત્હેં અનેક જનોના રક્તપ્રવાહ રેલાવ્યા છે. ત્હેં તારા અન્નદાતાના મકાનમાં ભયાનક આગ સળગાવી અંદરનાં તમામ માણસોને ભષ્મિભૂત કર્યાં છે. ત્હેં અનેક જનોની થાપણો હજમ કરી છે. તારાં પાપ અપરંપાર છે. આ સઘળાં પાપ છૂપાવવાને ત્હેં અપૂર્વ હિંમત કરી છે; પરંતુ પાપ છૂપું રહી શકતું નથી. તું એમ સમજતો હોઇશ કે મારાં કામ–નામથી હવે કોઇ પણ માહિતગાર નથી; પણ ના, એમ સમજીશ નહિ. તારાં ભયાનક કામ હાલતો ફક્ત થોડાંક માણસોજ જાણે છે, પણ હવે થોડા દિવસમાં આખું જગત જાણશે અને નિર્દોષનાં લોહી વહેવરાવી પૈસા પ્રાપ્ત કરી પરમાનંદ માણનાર સફેત શાહુકારને ઓળખી સઘળાં માણસો તારા મુખપર થુંકશે. જ્વાળાપ્રસાદ ! તારા મ્હોતની નૌબત વાગી રહી છે. તારા નશીબમાં ફાંશીને માંચડે લટકવાનું છે. તું આજ પર્યંત નિર્ભય હતો. પણ તારા મ્હોતના પુરાવા મારી પાસે આવવાથી તું હવે નિર્ભય નથી. ત્હારા મૃત્યુની તૈયારી થઇ ચૂકી છે, તને લેવાને થોડા દિવસમાંજ યમદૂતો હાજર થશે. માટે ત્હારે હવે ચેતવું હોય તો ચેતજે અને કરેલાં કર્મનો પશ્ચાતાપ કરવો હોય તો કરી લેજે. હાલતો એજ, વિશેષે ન્યાયાલયમાં.

લી.

"હા! ભયંકર દગો." જ્વાળાપ્રસાદ કાગળના ચૂરેચૂરા કરી નાખી નીચે બેસી ગયો. તેને ચારે તરફ ભિષણ અંધકાર જણાવા લાગ્યો. મોહિની પણ પત્ર વાંચી સ્તબ્ધ બની. પિતા પુત્રીના મુખ ફિક્કાં પડી ગયાં. જ્વાળાપ્રસાદ વિકળ વદને ચારે તરફ જોવા લાગ્યો. પિતાની એવી દશા નિહાળી મોહિનીએ કહ્યું, "બાપુ! ધૈર્ય ધરો. આ એક કાગળના ટુકડાથી ગભરાઇ જવાનું કંઇ પણ કારણ નથી."

"બેટા! હું શું કરૂં? મારા દાવ હવે અવળા પડે છે. તે રાંડ ભીખારણને રાખતી વખતેજ મને વ્હેમ પડયો હતો. હા! તે વ્હેમ આજે ખરો પડયો છે. તે દુષ્ટ દાશીએ આપણી સાથે ભયાનક વિશ્વાસઘાત કર્યો છે. તે દુષ્ટા આટલા દિવસ અત્રે રહી સઘળી બાબતો જાણી ગઇ છે. હા! અફસોસ! મારી દુર્દશાની હવે શરૂઆત થઈ હોય એમ સમજાય છે." જ્વાળાપ્રસાદે શોકોદ્ગાર કાઢવા માંડયાં. મોહિની પિતાને શાન્તવન આપતાં કહેવા લાગી, "પિતાજી! ચપળા આટલી ચાલાક હશે તેનો મનેતો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. હશે, હવે તો જે થઇ તે થઇ. આપણે ચાલો તપાસ કરીએ કે તે આપણા મકાનમાં તો કંઇ નવાજુની કરી ગઇ નથીને."

જ્વાળાપ્રસાદ સફાળો ઉઠીને ઉભો થઇ બોલ્યો, "હા, આપણા ગુપ્ત સ્થાનમાં પ્રથમ આપણે તપાસ કરવી જોઇએ, કે ત્યાં મૂકેલી સઘળી વસ્તુઓ સલામત છે કે નહિ. ચાલ બેટા! આ ફાનસ પકડી તું આગળ થા."

મોહિની ફાનસ પકડી આગળ ચાલવા લાગી. જ્વાળાપ્રસાદના હૃદયમાં આ વખતે હજારો વિચારોની ઉથલપાથલ થઇ રહી હતી. ચપળા કોણ હશે? તેનો અહિં રહેવામાં શું ભેદ સમાએલો હશે? શું તે પેલી બુરખાવાળી ભેદી બલાતો ચપળા નામ ધારણ કરી અત્રે આવી રહી નહિ હોય? આવા-આવા અનેક પ્રશ્નો તેના પાષાણ હૃદયમાં

ઉત્પન્ન થતા હતા. લુચ્ચા–ચોર–હરામખોર મનુષ્યોને નિરંતર ભયનાજ ભણકારા વાગ્યા કરે છે તે મુજબ જવાળાપ્રસાદ શેઠ ચપળાના પસાર થવાથી પોતાની આસપાસ ભયનાં વાદળોને ઝઝુમતાં જોવા લાગ્યો. પાછળ સ્હેજ ખડખડાટ થતાં તે ચમકીને અવાજ તરફ જોતો. આવી રીતની વિકળ દશા અનુભવતો જવાળાપ્રસાદ અંતે મુદ્દાની વસ્તુઓ મુકવાના સ્થળે આવ્યો અને મોહિનાના હાથમાંથી ફાનસ લઇ પ્રથમ મુદ્દાના કાગળોની તપાસ કરવા લાગ્યો, તપાસનું કાર્ય લગભગ એક કલાક ચાલ્યું. તે પેટી–પટારા–કબાટ–તીજોરીઓ વગેરે તપાસી વળ્યો, અનેક કાગળોનાં બંડલોને બારીકાઇથી જોયાં; પણ તેના જીવનપ્રાણ સમાન ગણાતા કાગળો દસ્તાવેજો વગેરે માલમ પડયા નહિ. જે કાગળ-પત્રો તેને ચોરાઇ જવાનો ભય હતો, જે કાગળો તેના કાળરૂપ ગણાતા હતા અને જે કાગળો ખુલ્લાં થતાં તેને ફાંશીએ લટકવું પડે એમ હતું; તે કાગળપત્રો ગૂમ થએલા જોતાંજ જવાળાપ્રસાદને માથે વજાઘાત થયો હોય એમ થઈ આવ્યું. તેની આંખ્યોએ અંધારાં વળ્યાં. ભીષણ અંધકારનો પડદો ચારે તરફ ફરી વળતો હોય એવો ભાસ થયો. તેનું સમસ્ત શરીર પરસેવાથી ભીંજાઈ ગયું અને અંતે ભયાનક કાર્યનો કર્તા શેઠ જવાળાપ્રસાદ હાથમાંના છૂરા સાથે શુદ્ધ વિહીન થઈ જમીનપર ઢળી પડયો. નજીકમાં ઉભેલી મોહિની તત્કાળ તેની પાસે દોડી ગઇ અને પિતાનું માથુ ખોળામાં લઇ રૂમાલથી પવન નાખવા લાગી. બીચારી મોહિનીની પણ આ સમયે વિચિત્ર અવસ્થા થઇ રહી હતી. તેનું હૃદય કોમળ હતું. તે પિતાના કૃત્યોને ધિક્કારતી અને સમય આવે પિતાની સામે પણ થતી; પરંતુ તેના દિલમાં જવા-ળાપ્રસાદ પ્રત્યે અપૂર્વ પિતૃ પ્રેમ હતો. પિતાનું માથું ખોળામાં લઈ બેઠેલી મોહિની પિતાને સાવધ કરવાના પ્રયત્નો કરવા લાગી. આ વખતે રાત્રિના એક વાગવાનો સમય થવા આવ્યો હતો. મોટા મહાલયના

છેક અંદરના ભોંયરા જેવા ભાગમાં કે જે સ્થળ નોકર ચાકરોના જાણવામાં પણ ભાગ્યેજ આવ્યું હોય તેવા સ્થળમાં મોહિની ભયભીત નજરે ચારે તરફ દ્રષ્ટિપાત કરતી જ્વાળાપ્રસાદના કાનમાં 'પિતા ! એ બાપુ !' કહી ધીમેથી બૂમો મારવા લાગી. આશરે એકાદ કલાક પછી જ્વાળાપ્રસાદ પૂર્ણ શુદ્ધિમાં આવી વિકળતાથી ચારે તરફ નજર ફેરવવા લાગ્યો. મોહિનીએ શાન્ત સ્વરે કહ્યું પૂછ્યું,

"પિતાજી ! શું થાય છે ? તમે આમ કેમ કરો છો ?"

જ્વાળાપ્રસાદે તેની સામે દીનવદને જોઇ કહેવા માંડયું, "બેટા ! શું કહું ? આપણે માથે દુઃખનો પ્હાડ તુટી પડયો છે. આપણા વિનાશની સર્વ તૈયારી થઈ ચૂકી છે. સરકારી પોલીસો હાથ કડીઓ લઇ આપણને લઇ જવા નીકળી ચૂકયાં હોય એમ મને પ્રતિપળે ભણકારા વાગ્યા કરે છે. મોહિની ! આપણો સઘળો ભેદ ચપળા જાણી ગઈ છે; અને મને તથા તને પાયમાલ કરવાનો પૂરાવો પણ સાથે લેતી ગઇ છે. હા ! અફસોસ ! તે ભેદી બલાએ મારૂં સર્વ સ્વનાશ કરવાની તૈયરી કરી મૂકી છે. મોહિની ! દીકરા ! હવે બચવું મૂશ્કેલ છે." આટલું જણાવી જ્વાળાપ્રસાદે કપાળપર કર પ્રહાર કર્યો. મોહિની ભયભીત થઇ ગઇ. પણ પિતાને હિંમત આપતાં કહેવા લાગી, "બાપુ ! જ્યારે આપણા સર્વ નાશની તૈયારી થઈ ચૂકી છે; તો હવે બચવાનો ઉપાય નહિ શોધતાં આમ નાહિંમત થઇ જવું તે તેમને યોગ્ય નથી. પિતાજી ! તમે જ્યારે આવી રીતે નાહિંમત થઈ જશો; તો પછી મારૂં શું થશે ? મારૂં કોણ ? આપના સિવાય મારે કોનો આધાર છે ? બાપુ ! ચાલો આપણે અત્યારે રજનીકાન્તના મકાને જઇ તેના પગે પડી પાપનો પશ્ચાતાપ કરીએ. તે દયાળુ હૃદયનો છે. તેમજ તમને મારવા કે જીવાડવાનું કાર્ય હાલ તેના હાથમાં છે. આપની

જીભ નહિ ઉપડે તો ચાલશે હું તેની આગળ ઘુંટણીએ પડી આપણા બચાવને માટે કંઇક રસ્તો બતાવવાની તેને વિનંતિ કરીશ. પિતાજી ! આપણા બચાવને અર્થે ફક્ત આ માર્ગ ગ્રહણ કર્યા વિના હવે બીજો એક પણ રસ્તો છેજ નહિ. હું......"

તેને આગળ બોલતી અટકાવી જવાળાપ્રસાદ બોલ્યો, "મોહિની ધીમેથી બોલ, આ રાત્રિનો સમય છે. જડ પદાર્થને પણ કાન હોય છે. જો સાંભળ, તારો વિચાર તદ્દન નકામો છે. રજનીકાન્ત આગળ સર્વ વાત જાહેર કરતાં; તરતજ આપણે હાથમાં હાથકડીયો પહેરી જેલ જાત્રાએ ગમન કરવું પડશે. પોલીસ લાઇનનાં માણસોના હૃદયથી તો દયા દોઢસો કોસ દૂર નાસતીજ ફરે છે. પોતાની પાયરી વધવા અને પગારમાં વધારો થવાના ઉદ્દેશથી તે લોકો વખત આવે નિર્દોષજનોને પણ ખોટા પુરાવા ઉભા કરી દોષિત બનાવે છે. તેઓ ગુન્હેગાર માણસને નિર્દોષ બનાવી છોડી મૂકવાની લાલચ બતાવી; અરે ખરા હૃદયનો પ્રેમ પ્રકટાવી જાણે કે ખાસ હું તારો હિતૈષી છું; એમ જણાવી કોર્ટ સમક્ષ ગુન્હો કબુલ કરાવી તે ગુન્હેગારને શિક્ષા કરાવે છે. તેઓ સત્ય–દયાથી તો સદાકાળ દૂરજ રહેવાના. વિશ્વાસઘાત સાથે તો તેમને ગાઢી મિત્રાચારીજ હોય છે. જે પૂરો કમનશીબ હોય છે તેજ એ જીવતા–જાગતા યમરાજના પાસમાં સપડાય છે. મોહિની ! આ તારો પિતા એવો નિર્બળ હૃદયનો નથી કે હાથે કરીને હું તેમની જાળમાં ફસાઉં. મારો મિત્ર મહમદખાં કે જે ફોજદાર છે. તે જોકે મારો ખાસ પ્રતિ પાત્ર છે; છતાં પણ તેનાથીએ મારી કેટલીક ગુપ્ત બાબતો છુપાવી રાખવી પડે છેઃ પોલીસ લોકોનો વિશ્વાસ રાખનારા અને તેમની સાથે મિત્રતા ધરાવનારા મૂર્ખાઓજ હોય છે. હું મહમદખાં સાથે ઉપરથી મિત્રતાનો સંબંધ દેખાડું છું પણ હૃદયથી તેને ધિક્કારું છું.

તેની સાથે ફક્ત સ્વાર્થ પુરતીજ વાત કરૂં છું અને તે પૈસાના પુજારીને ચળકતા શીક્કા સમર્પિ મારા કામનો મદદગાર બનાવું છું. મોહિની ! રજનીકાન્ત પાસે જવાનો ખ્યાલ તારા મગજમાંથી કાઢી નાખજે. ”

“ ત્યારે હવે આપણે શું કરીશું ? ” મોહીનીએ નિરાશ વદને પૂછ્યું.

“ કરવામાં હવે એજ કે મારે પ્રથમ પેલી ચપળાની તપાસ કરવી પડશે. પોલીસ લોકોમાં પણ પૈસા પુષ્કળ વેરવા પડશે. કાલનો આખો દિવસ મારે સખ્ત પરીશ્રમ લેવો પડશે અને પછી રાત્રિનો એક મહાન છેલ્લો પ્રયત્ન કરવો પડશે. ”

“ તે શું ? ” મોહિનીએ આશાતુર નયને જોઇ પૂછ્યું.

“ કેટલાંક માણસોના રક્તપ્રવાહ રેલાવવા પડશે. ”

“ ઓહ્ ! અફસોસ ! તમે હજી પણ ખૂનથી ન ધરાયા ? પિતાજી ! વિનાશકાળ નજદીક આવ્યો છે; છતાં શા માટે અધિકાંધિક કુકર્મો કરી પાપના પોટલા બાંધી રહ્યા છો ? ”

“ પાપ પૂન્ય શી વસ્તુઓ છે, તે સમજવાને તારે હજી ઘણી વાર છે, મોહિની ! આ તારો બાપ ખૂનમાંજ આટલે દરજ્જે પહોંચ્યો છે અને તે છેવટે ખૂનમાંજ મરવાનો. બસ હવે તો આ પ્રાણુની નાસ્તી કે કાંતો મારા પ્રયત્નની સમાપ્તિ. ”

“ તારો પ્રયત્ન હવે નકામો છે. ” ગયબી અવાજ આવ્યો. પિતા પુત્રી ધોળી પૂણી જેવાં બની ભયભીત નજરે અવાજ તરફ જોવા લાગ્યાં. તેમની નજરે કોઇ જણાયું નહિ; પૂર્ણ ગભરાટથી બન્ને જણાં અવાચક વદને થોડીવાર વિચારમાં પડયાં. બાદ તે અવાજને ખાલી ભ્રમ સમજી જવાળાપ્રસાદ મોહિની સાથે ત્યાંથી નીકળી નીચે

આવ્યો અને મોહિનીને તેના શયનાલયમાં મૂકી પોતાના શયનસ્થાનમાં આવી કપડાં બદલી સૂતો, રાત્રિ તેનું કામ કરતી હતી. સર્વત્ર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું.

બીજા દિવસે કરવા ધારેલા કાર્યને વિચાર કરતો જ્વાળાપ્રસાદ આખરે મોડી રાત્રે નિદ્રાવશ થઇ ભયાનક સ્વપ્ન અનુભવતો નિદ્રામાં પણ અશાન્તિનું દુઃખ ભોગવવા લાગ્યો.

## પ્રકરણ ૨૧ મું.

### પિશાચની પ્રપંચજાળ.

પોતાના મૃત્યુના પૂરાવા રૂપ કાગળપત્રો વગેરે વસ્તુઓ મકાનમાંથી ગૂમ થએલી માલુમ પડતાં જ્વાળાપ્રસાદના શોક સંતાપનો પાર રહ્યો નહિ. આજે પણ આખો દિવસ તેણે ભવિષ્યના વિચારમાંજ ગૂમાવ્યો. અંતે છેક સાંજના વિચારની પૂર્ણાહુતી કરી કંઇક નિશ્ચયપર આવી તેની પ્રયોગરૂમ તરફ ચાલ્યો. પ્રયોગરૂમ મહાલયના એકાન્ત ભાગમાં આવેલી હતી. જવાળાપ્રસાદ અને મોહિની સિવાય પ્રયોગરૂમનું સ્થળ હાલ કોઇના જાણવામાં નહોતું. જવાળાપ્રસાદે તે રૂમમાં દાખલ થઈ અંદરથી દ્વાર બંધ કરી દીધાં. દ્વાર બંધ થતાં અંદર ઘોર અંધારૂં થઈ ગયું; પણ થોડીવારે જવાળાપ્રસાદે એક કબાટ ઉઘાડી અંદરથી એક ટીનનો ડબ્બો હાથમાં લઇ તેનું ઢાંકણુ ઉઘાડયું કે તરત એ ડબાની અંદર રહેલા પદાર્થને પવનનો સ્પર્શ થતાંજ ઇલેકટ્રીક જેવો પ્રકાશ સર્વત્ર પથરાઈ રહ્યો. તે ડબાને એક રાઉન્ડ ટેબલપર ગોઠવી જવાળા પ્રસાદે ટેબલપર પડેલા એક કાચના ગ્લાસને હાથમાં લઈ તેમાં પાણી રેડયું અને તે પછી ટેબલપર પડેલી અનેક નાની મોટી શીશીઓમાંથી

એક નાની શીશી ખોલી તેમાંની દવાના ફક્ત બે ટીપાંજ તે પાણીમાં નાખ્યાં. પાણીનો રંગ લાલચોળ થઇ ગયો. તે પછી જ્વાળાપ્રસાદે ત્યાં ગોઠવેલા એક નાનકડા યંત્ર પાસે જઇ તે યંત્રને ચાલુ કર્યું. યંત્ર ચાલુ થતાં અંદરથી આગની ચીનગારીઓ ઝરવા લાગી. તે ઝરતી ચીનગારીઓ આગળ હાથમાંનો પ્યાલો પકડી રાખી જ્વાળાપ્રસાદ ઉભો રહ્યો. આવી રીતે લગભગ અર્ધા કલાક સુધી ઉભા રહી તેણે યંત્રને બંધ કર્યું. લાલ પાણી લીલા રંગમાં બદલાઇ ગયું. બાદ તે પ્યાલો ટેબલપર ગોઠવી જ્વાળાપ્રસાદે પાસે રાખેલી પેલી નાની લાકડીથી ગ્લાસના પાણીને હલાવ્યું. લાકડીના સ્પર્શ સાથેજ લીલા રંગનું પાણી વળી પાછું કાળા રંગમાં બદલાઈ ગયું. આ સઘળી ક્રિયાથી મૂક્ત થઇ તેણે એક ટ્રંકની પેટી ઉઘાડી કાળા રંગનો ઓવરકોટ બહાર કાઢી તેની પર પેલું પાણી છાંટી દીધું. તે પછી ગ્લાસને યથાસ્થાને મૂકી તેણે કોટને શરીરપર ધારણ કરી ભીંતે જડેલા મોટા આયના સામે જોયું; પણ તેને પોતાનું પ્રતિબીંબ જણાયું નહી. તેમજ જો આ સ્થળે અન્ય મનુષ્ય તેને જોનાર હોત તોપણ તેને જ્વાળાપ્રસાદ દેખાત નહિ. છાંટેલા પાણીમાં એવો ગુણ હતો કે તેને કપડા પર છાંટી તે કપડું શરીર પર ધારણ કરવાથી તે મનુષ્ય બીજા માણસથી દેખાતો બંધ થાય. જ્વાળાપ્રસાદ આવી અનેક વિદ્યાઓ શીખેલો હતો અને તે વિદ્યાને અજમાવવાની રસાયણીક દવાઓ આ એકાન્ત ઓરડામાંજ બનાવતો. એ કારણના લીધેજ જ્વાળાપ્રસાદ મોટો પૈસા પાત્ર થઇ પડી ધારે તે કરી શકતો હતો. ટુંકાણમાં નરાધમ જ્વાળાપ્રસાદે એ વિદ્યાનો ઘણોજ ગેર ઉપયોગ કર્યો હતો. આયનામાં પ્રતિબીંબ નહિ જોતાં જ્વાળાપ્રસાદ આનંદ પામી આત્મગત બોલ્યો કે, " બસ આજ રાત્રે મારી ગૂમ થએલી વસ્તુઓની

તપાસ કરીશ અને મારા શત્રુઓનો સંહાર કરીશ." આમ બોલી તેણે ધારણ કરેલો ઓવરકોટ બદનપરથી ઉતારી એક રૂમાલમાં બાંધી દીધો. આ પછી તેણે ત્યાંથી બે નાની શીશીઓ લઇ ખીસ્સામાં મૂકી પ્રકાશવાળા ડબ્બાપર ઢાંકણુ વાસી દીધું. પ્રકાશ ગૂમ થયો, અંધકાર ઓરડામાં પથરાયો. જ્વાળાપ્રસાદ ઓવરકોટની પોટકી બગલમાં મારી તે ઓરડામાંથી બહાર નીકળી નીચે આવી દિવાનખાનામાં પ્રવેશ્યો. જમવાનો વખત થએલો હોવાથી મોહિની તેની રાહ જોઇ રહી હતી. સાથેની પોટકીને કબાટમાં મૂકી જ્વાળાપ્રસાદ પુત્રી સાથે ભોજન કરવા ગયો. જમતી વખતે અનેક પ્રકારની વાતો કરનાર જ્વાળાપ્રસાદ આજે મૌનતાથી જમવા લાગ્યો. મોહિની પિતાને મૌનતાથી જમતા જોઈ આશ્ચર્ય પામી તેના મુખ સામે જોઇ રહી. જ્વાળાપ્રસાદના હૃદયમાં ચાલતા દુષ્ટ વિચારોની છાયા ચાલાક મોહિની પિતાના મુખપર થતા ફેરફારોથી સમજી ગઈ. આજે મારા પિતા કંઇક ભયાનક કાવત્રુ કરનાર છે; એમ મોહિનીથી મનમાં બોલાઇ જવાયું. પિતાના વર્તનથી કંટાળેલી મોહિનીએ પણ કંઇ વાતચિત નહિ કરતાં મૌનતાથી જમી લીધું. જ્વાળાપ્રસાદ હાથ મૂખ ધોઇ પુનઃ દિવાન ખાનામાં આવ્યો. દિવાનખાનામાં આવતાંજ તેની દ્રષ્ટિ ભવાનીમલ પર પડી. ભવાની તેના આવવાની રાહ જોઇ રહ્યો હતો. શેઠને જોતાંજ તેણે ઉભા થઇ સલામ કરી. જ્વાળાપ્રસાદે નજીકમાં પડેલી ખુરશીમાં સ્થાન લઇ ભવાનીને નીચે બેસવાની સુચના કરી પૂછ્યું, "ભવાની ! કહે વારૂ શું ખબર લાવ્યો છે ? આપણા દુશ્મનોની કંઇ હિલચાલ માલમ પડી ?"

ભવાનીએ કહેવા માંડ્યું, "આજે મ્હેં એજ કામમાં આખો દિવસ ગૂમાવ્યો છે, હું આજે માધવરાયની હવેલીમાં વેશ બદલી

રહ્યો હતો. છેક સાંજના વખતે રમણ, રજની, રમા વગેરે ત્યાં આવ્યાં, અને મોહન તારાએ મળી તમારા સંબંધે થોડીક વાતચીત કરી તે-ઓએ તમને ફસાવવાનો પાકો નિશ્ચય કર્યો છે. શેઠ! જે ચપળા નામની સ્ત્રી આપને ત્યાં રહી કિંમતી વસ્તુઓ લઇ પસાર થઈ હતી; તે ચપળા બીજી કોઇ નહિ પણ રજનીકાન્તની પત્ની રમાદેવી પોતે જ હતી અને તેજ આપણા મ્હોતનો પૂરાવો સાથે લઇ ગઈ છે."

જવાળાપ્રસાદને માથે આભ તૂટી પડયું હોય તેમ થયું. તે આંખ્યો વિકાશી ભવાની સામે જોઇ બોલી ઉઠયો, "હા! રમા! તું આવી પ્રપંચ નિપુણ હોઇશ એવી મને સ્વપ્ને પણ ખબર નહોતી. ત્હેં મારીપર પૂરે પૂરૂં વૈર લીધું છે; અરે ત્હેં મારા ગળામાં કાળનો ફાંસો નાખવાની સઘળી તૈયારી કરી દીધી છે. ભવાની! ચપળા એજ રમા છે એવી ત્હેં શી રીતે ખાત્રી કરી?"

"તેણે અહિં નામ બદલીને રહેવાની, આપણાં ગુપ્તસ્થાનોની, અને ચોરી ગએલી સઘળી વસ્તુઓની સાથે સઘળી વાત સઘળાને જણાવી દીધી છે. આ સેવકે પણ નોકરના વેસમાં બારણા આગળ બેસી સઘળી વાત કાનો કાન સાંભળી છે. વળી વધારામાં મોહનરાય બે એક દિવસમાં તમારીપર તેના ભાઇના ખૂનનો આરોપ મૂકી તમને પકડ-વાનું વોરેન્ટ કઢાવનાર છે. રજનીકાન્તે મોહન તારાને બહાર નીકળ-વાની પણ મના કરી છે. આ ઉપરાંત રમણને આપણા મિત્ર મહમદખાં સાહેબ પર વ્હેમ ઉત્પન્ન થયો છે કે તે પણ તમારા કામમાં મદદ ગાર છે. શેઠ! આપણી અવદશા હવે નજદીક આવતી હોય એમ જણાય છે. આપણે વેળાસર ચેતવું જોઇએ, જો વિચારમાં વખત ગુમાવીશું તો પોકળ ફુટતાં ફાંસીને લાકડે લટકીશું."

જવાળાપ્રસાદ તેની વાત ધ્યાન પૂર્વક શ્રવણ કરી એક દીર્ઘ નિશ્વાસ નાખી બોલ્યો, " ભવાની ! તારૂં કહેવું ખરૂં છે. આપણે હવે વેળાસર ચેતવું જોઇએ. હવે આપણો જે સમય જાય છે; તે અમૂલ્ય જાય છે. સુખમાં સૌ આવી મળે છે અને દુ:ખમાં મિત્ર સગાં પણ દૂર થાય છે; એ મુજબ જો મહમદખાં ફૂટયો તો આપણે મુઆજ સમજવા, વળી મહમદખાં હમણાંનો અહિં આવતો નથી. તેને બે ચાર વખત આવવાનું કહેવરાવ્યા છતાં તે આવ્યો નથી, એટલે મને પણ તેની પર સંશય ઉત્પન્ન થાય છે. ભવાની ! જો હવે તને મારો વિચાર જણાવી દઉં છું. આ સંસારમાં મારૂં વિશ્વાસપાત્ર તારા સિવાય કોઈ નથી. જો સાંભળ, આ બે ત્રણ દિવસમાં હું આપણા દુશ્મનોને દેવના દરબારમાં મોકલી આપવાનું સાહસ કરનાર છું. હું આજે પેલો અદૃષ્ય રહેવાનો કોટ પહેરી રજનીકાન્તના મકાનમાં પ્રવેશી ગૂમ થઇ ગએલી વસ્તુઓની તપાસ કરનાર છું અને બનશે તો રજની તથા રમાનું ખૂન કરવાનો વિચાર ધરાવું છું. જો આ કામમાં સફળતા પ્રાપ્ત થશે તો આપણી ઉપર આવનારી આફત સહજવારમાં દૂર થઈ જશે. તેમ છતાં જો મારી મહેનત નિષ્ફળ જશે તો હું મારી સર્વ સંપત્તિનું મોહિનીના નામનું વીલ કરીશ અને મોહિનીનો સંરક્ષક તને નીમી હું વિદેશ તરફ ઉપડી જઇશ. મારો વિચાર જર્મની કે રૂશીયામાં જઇને રહેવાનો છે."

" શેઠ ! આપણે નિરાશાવાદી નથી. એવો સમય આવવાને હજી ઘણીવાર છે. તે પહેલાંતો કંઇને કંઈ નવાજુની થઇ જશે. શેઠજી ! વળી એક બીજી વાત હું આપને કહેવી ભૂલી ગયો. તે વાત એ છે કે રજનીકાન્તે બહાર નીકળવાની ના કહ્યા છતાં પણ મોહનરાય આજે સીનેમા જોવા જનાર છે."

"શું આ વાત સત્ય છે? મોહન ક્યા શો માં જનાર છે." જવાળાપ્રસાદે સહજ આનંદિત વદને પૂછ્યું.

"તે હમેશાં છેલ્લા શો માંજ જાય છે, તેને શાન્તિના વખતમાંજ ફરવા–હરવાનું તથા જોવાનું ગમે છે."

"જો તે આજે જોવા જાય તો ગમે એ પ્રકારે ખેલ ખલાસ થયા પછી તેને અહિં લાવવો. તેના આહ :આવ્યા પછી મારે જે કરવાનું હશે તે કરીશ. ભવાની ! તેને ફસાવી લાવવાનું કામ તારે માથે. તું ખેલ ખલાસ થયા અગાઉ અર્ધા કલાકે ત્યાં જજે અને મોહનના ગાડીવાળાને સિગાર, ચ્હા, પાન વગેરે ખાવા પીવામાં લલચાવી યુક્તિથી ઝેરી રૂમાલ તેના નાક આગળ ધરજે. તે પછી જ્યારે તે બેશુદ્ધ બની જાય ત્યારે તેને ગાડીમાં નાખી તેના રહેવાના ડહેલામાં નાખી આવજે. તે મકાન ઘણું દુર નથી. એટલું કામ કરવામાં તને ભાગ્યેજ અર્ધો કલાક લાગશે. એ પછી તું ગાડીવાન બનજે અને સીનેમા બંધ થએ મોહનને લઇ અહિં આવજે. ભવાની ! તું ચાલાક છે, એટલે તને વિશેષ કહેવાની જરૂર રહેતી નથી; પણ સંયેગો જોતાં તને કહેવું પડે છે કે હાલ આપણું નસીબ અવળું છે. માટે જે કામ કરે તે ઝડપથી અને યુક્તિથી પૂર્ણ કરજે, સમજ્યો ભાઈ ?"

"શેઠજી ! આપ બેફિકર રહેજો. હું ગમે તે પ્રકારે મોહનને અહિં લાવીશ ?" ભવાનીએ કહ્યું.

"તો હું તને સો સોના મ્હોરો બક્ષીસ આપીશ. ભવાની ! હું આજે મારા કામે નહિ જતાં અત્રેજ રોકાઇશ અને તું આવીશ ત્યાં સુધી દરવાજા આગળ ફેરા મારીશ. વિશેષમાં તને જણાવવાનું કે બને તો મોહનને બેભાન કરીનેજ અહિં લાવજે." જવાળાપ્રસાદે વિશેષ સૂચના આપી.

ભવાનીમલ શેઠને સલામ કરી રસ્તે પડયો. જવાળાપ્રસાદ ટેબલપર પડેલું લંડન ટાઈમ્સ વાચવા લાગ્યો. ધીમે ધીમે સમય પસાર થવા લાગ્યો. પેપર વાંચતો જવાળાપ્રસાદ વારંવાર બહાર નજર કરી ભવાનીમલ્લના આગમનની રાહ જોઈ રહ્યો હતો. તે પછી લગભગ બે કલાક વિત્યાબાદ એક ગાડીનો ખડખડાટ તેના કાને સંભળાયો. જવાળાપ્રસાદ પેપર નીચે મૂકી બહાર આવ્યો. મેદાનમાં એક ગાડી ઉભેલી તેની નજરે પડી. તે ગાડીની નજીક ગયો. કોચમેનની જગાપરથી ભવાનીમલ્લે નીચે ઉતરી ગાડીનું દ્વાર ઉઘાડયું. ગાડીની અંદર મોહન બેશુદ્ધ થઈ પડેલો હતો. બન્ને પાપીઓએ તેને ધીમેથી ઉપાડી બહાર કાઢ્યો અને મહાલયની છેક પાછલી બાજુએ આવેલા એક ભોંયરામાં ઉતરી અંદર પડેલા એક પલંગ પર સૂવાર્યો. તે પછી બન્ને જણા બહાર આવ્યા. જવાળાપ્રસાદે ભવાનીને સાબાશી આપી કામ કેવી રીતે પાર પાડયું તે સંબંધે પૂછ્યું. ભવાની હસ્તે મ્હેરે કહેવા લાગ્યો, “ હું જે વખતે સીનેમા આગળ ગયો, તે વખતે ખેલ ચાલુ થઈ ગયો હતો. મોહનરાયની ગાડી ત્યાં ઉભેલી હતી. હું તેના ગાડીવાળા પાસે જઇ બેઠો. મ્હેં ધીમે ધીમે તેની સાથે વાત કરવા માંડી, વાતોમાંને વાતોમાં મ્હેં થોડોક વખત જવા દઇ મારા ખીસ્સામાંથી એક બીડી કાઢી તેને આપી. ગાડીવાને બીડી સળગાવી, બે ચાર ફુંકો લગાવતાંજ તેને ખાંસી આવી. તેનું મુખ લાલચોળ થઇ ગયું. તેણે બીડી ફેંકી દઇ મારા સામે જોયું. થોડીવારે તેની ખાંસી બંધ થઇ, પણ તેની આંખોએ લાલ પીળાં જણાવા લાગ્યાં. શેઠજી ! તે બીચારો ગાડીવાળો છેવટે ભાગ્યુ તુટયું બોલતો તેની જગાપરજ સલેટ થઇ ગયો. મ્હેં તરતજ તેને ઉંચકી ગાડીમાં નાખ્યો અને પછી ગાડીને મોહનરાયના

મકાન આગળ લઇ આવ્યો. મ્હેં તબેલો ખોળી કાઢી ગાડીવાનનું ગજવું તપાસી અંદરથી ડહેલાની ચાવી કાઢી ડહેલું ઉઘાડયું અને પછી તેબેશુદ્ધ ગાડીવાળાને ગાડીમાંથી ઉપાડી તેના ડહેલામાં તેની જગાએ સુવાડયો. બાદ મ્હેં તેનો ઓવરકોટ અને ફેંટો માંથે બાંધી લઇ બહાર નીકળી ડહેલાને બંધ કરી ગાડી સાથે સીનેમા આગળ આવી નિશ્ચિંત મને સીગાર ફુંકવા માંડી. તે પછી મ્હેં દવા છાંટેલો રૂમાલ ખીસ્સામાંથી કાઢી તેની પર સુવાસીત અત્તર લગાવ્યું અને તે રૂમાલને ગાડીમાં મૂકયો. છેવટે ખેલ ખલાસ થતાં મોહનરાય શેઠ બહાર નીકળી ગાડીમાં બેઠા. મ્હેં ગાડી બંગલા તરફ ચલાવી. ગાડીને થોડેક દૂર જવા દઇ મ્હેં અંદર જોયું; તો મોહનરાય શેઠ મારાવાળો રૂમાલ નાક આગળ ધરી રાખી ઝોકાં મારતા જણાયા. મ્હેં તરતજ ગાડીનો રસ્તો બદલી આપણો રસ્તો પકડયો અને છેવટે બેભાન થએલા મોહનરાયને થઇ આપ શેઠજીની પાસે આવી પહોંચ્યો. શેઠજી ! હવે આપને તેનું જે કરવું હોય તે કરો. હું ગાડીને તેના તબેલામાં મૂકી આવું. ” આટલું કહી ભવાનીમલ્લ જવાને ઉભો થયો. જવાળાપ્રસાદે તેને જલ્દીથી પાછા આવવાનું જણાવ્યું. ભવાનીમલ્લ ગાડી લઇ ચાલતો થયો તેના ગયા પછી જવાળાપ્રસાદ અર્ધો કલાક સુધી કંઇક ઉંડા વિચારમાં પડી ખુરશી પર બેસી રહ્યા. આ વખતે બરાબર મધ્યરાત્રિ થઇ હતી. સર્વત્ર નિસ્તબ્ધતા છવાએલી હતી. મહાલયમાં કોઈ જાગતું જણાતું નહોતું.

નોકર–ચાકરો કામકાજના પરીશ્રમથી થાકી–કંટાળી નિંદ્રામાં પડયા હતા, રાજમાર્ગપર રોન ફરવા નીકળેલા સિપાહીઓના ખોંખારા સિવાય અન્ય કાંઇ સંભળાતું નહોતું. વિચાર વશ જવાળાપ્રસાદ આખરે વિચારનો ત્યાગ કરી કંઇક નિશ્ચય કરી ઉભો થયો. તેણે

નજીકમાં પડેલા એક ટેબલમાંથી એક મોટો કાગળ કાઢયો. તે કાગળમાં કંઇક લંબાણ લખેલું હતું. તે લખાણપર જ્વાળાપ્રસાદે નજર કરી હાસ્ય કર્યું. બાદ તે કાગળને વાળી ખીસ્સામાં મૂકયો અને એક ચળકતો છરો બાંયમાં છૂપાવી શરીરપર શાલ ઓઢી જ્વાળાપ્રસાદ ભોંયરા તરફ જવા લાગ્યો. તે થોડેક દૂર પહોંચ્યો હશે, એટલામાંજ તેના ઓરડાની જોડેના એક નાના ઓરડાનું બારણું એકાએક ઉઘડી ગયું અને તેની અંદરથી કાળી કામળ ઓઢેલી એક વ્યકિત બહાર નીકળી જ્વાળાપ્રસાદની પાછળ જવા ઝડપથી દોડી.

પ્રિય વાચક ! આ વ્યકિત અન્ય કોઇ નહિ પણ જ્વાળાપ્રસાદની પ્રિય પુત્રી મોહિની હતી. તેણે સઘળી બાબત જાણી લીધી હતી અને તેથીજ તે ઉતાવળે પગે પિતાની પાછળ દોડી હતી.

---

## પ્રકરણ ૨૨ મું.

### બચાવ.

પૈશાચિક કાર્ય કરવાને તત્પર થએલો જ્વાળાપ્રસાદ ભોંયરા આગળ આવી પહોંચ્યો અને એકવાર ચારે તરફ દ્રષ્ટિ ફેરવી ભોંયરાનું દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ્યો. તેને અંદર ગએ થોડીકજ વાર થઇ હશે એટલામાંતો ભૂતના ઓળાની માફક મોહિની ત્યાં દોડી આવી. તેણે ધીમેથી દ્વાર ધકેલી જોયું. બારણું અંદરથી બંધ કર્યા વિનાનું જણાયું. મોહિની આનંદ પામી ત્યાં ઉભી રહી અને એક નાના છીદ્રમાંથી અંદરનું દ્રશ્ય જોવા લાગી, મોહનરાય બેશુદ્ધાવસ્થામાં પલંગની અંદર પડયો હતો. જ્વાળાપ્રસાદે તેના સામે જોઇ હાસ્ય

માંનો છૂરો નીચે મૂકી ગજવામાંથી એક પડીકું કાઢ્યું; અને પછી તે પડીકામાં બાંધેલી સફેત ભૂકી મોહનના કપાળપર ઘશી. અલ્પ સમયમાંજ મોહને આંખ્યો ઉઘાડી જવાળાપ્રસાદ સામે જોયું. તેણે સંભ્રમમાં પડી ચારે તરફ નજર ફેરવી. એવામાંજ જવાળા પ્રસાદે પૂછ્યું, " મોહનરાય કેમ છો ? "

મોહને પૂર્ણ સાવધ થઈ પૂછ્યું, " જવાળાપ્રસાદ શેઠ ! હું આ સ્થળે કયાંથી ? "

જવાળાપ્રસાદે હસીને કહ્યું, " તમે સીનેમા જોવાને ગયા હતા, ત્યાંથી બેશુદ્ધાવસ્થામાં અહિં આવ્યા છો. "

" મને બેશુદ્ધ કરી અહિં કોણ લાવ્યું ? " મોહને આંખ્યો વિકાશી પૂછ્યું.

" જેને તમારી જરૂર હતી, તેનાજ પ્રયત્નથી તમારૂં અહિં આગમન થયું છે. "

" મહેરબાની કરીને જણાવો કે કયા માણસને મારી જરૂર હતી? જવાળાપ્રસાદ શેઠ ! મને તમારા શબ્દો અત્યારે કંઇક ભેદમય ભાસે છે. તમારી મૂર્તિ આ વખતે શયતાન જેવી જણાય છે. બોલો, મને સત્ય જણાવો કે મારી દુર્દશા કરી અહિં લાવનાર કોણ છે ? "

" મોહન ! શાન્ત થા. ધીમેથી બોલ. હું પોતેજ તને આ સ્થળે લાવ્યો છું. "

" શા માટે ? મધ્યરાત્રિએ મારી શું જરૂર પડી હતી ? " મોહને રક્ત નેત્રે પૂછ્યું.

" તું મારી સઘળી વાત જાણી ગયો છે. તને રમણે તથા રજનીકાન્તે સઘળી બાબત જણાવી છે; એ કારણથીજ તને અહિં લાવવાની જરૂર પડી છે. મોહન ! હવે વધારે ખુલાસાની જરૂર નથી.

જો તારે તારૂં જીવન બચાવવું હોય તો મારૂં કહેવું કબુલ કર ?" જ્વાળાપ્રસાદે કહ્યું.

"ખરેખર ! તારા જેવા સફેત શાહુકારમાં વિશ્વાસ મૂકતાં અમે બન્ને ભાઇઓ ઠગાયા છીએ. નરાધમ ! હું તને આવો ભયંકર જાણતો નહોતો. હા ! ત્હેંજ અમારા સુખમાં હળાહળ વિષ રેડયું છે. ઓ પાપાત્મા ! યાદ રાખજે કે કરેલાં કર્મોનો જવાબ તારે કિરતારના દરબારમાં એક વખત તો જરૂર આપવો પડશે. તું..."

જ્વાળાપ્રસાદ તેને વધુ બોલતો અટકાવી ગુસ્સાથી બોલ્યો,

"મોહન ! બસ કર. હું વધુ સાંભળવા ઇચ્છતો નથી. તું સઘળું જાણી ગયો છે તેથીજ અત્યારે મ્હોત જીવન વચ્ચે લટકી રહ્યો છે. હું તને હજી પણ કહું છું કે જો તને તારૂં જીવન વ્હાલું હોય તો મારૂં કહેવું કબુલ કર. જો આ ચળકતો છરો હું તારે માટે લઇને જ આવ્યો છું."

મોહન વિચારમાં પડયો, જીવન જોખમમાં જણાયું. હૃદયમાં જ્વાળાપ્રસાદ પ્રત્યે ધિક્કાર પ્રકટ થયો. તે થોડીકવાર વિચારમાં પડી બોલ્યો, "કહે, તું મને શું કબુલ કરાવવા ઇચ્છે છે ?"

"ફક્ત આ કાગળ પર તારી સહિ." જ્વાળાપ્રસાદે કહી દીધું.

"મારે તે કાગળ પ્રથમ વાંચવો પડશે."

"ના, તારે વાંચ્યા વિનાજ સહિ કરી આપવી પડશે."

"મારાથી એવી રીતે તો કદાપિ નહિ બને."

"તો આ પળેજ આ છરો તારો જીવ લેશે." કહી જ્વાળાપ્રસાદે નીચેથી છરો ઉપાડી હાથમાં પકડયો. મોહન ધ્રુજી ઉઠયો. શું કરવું તેના વિચારમાં પડયો. તેને રજની તથા રમણના શબ્દોની સ્મૃત્તિ થઈ આવી. સીનેમા જોવા એકલો નીકળ્યાનો પશ્ચાતાપ થયો. વિચારને અંતે સહિ ના કરવાનો તેણે નિશ્ચય કર્યો. જ્વાળાપ્રસાદે વિચારવશ

મોહનના સામે જોઈ પૂછ્યું, "કેમ શું વિચાર કરે છે? જલ્દી સહિ કરી આપે છે કે નહિ?"

"ના, કાગળને વાંચ્યા વિના હું સહિ કરી આપનાર નથી. જે સફેત શાહુકારથી અનેક વખત ઠગાએલો છે, તે તારામાં હવે કદાપિ પોતાનો વિશ્વાસ મૂકી શકનાર નથી."

"ત્યારે તું પણ યાદ રાખજે કે હું તને જીવતો રાખનારજ નથી."

"હું મરવાને તૈયાર છું. કસાઇના દિલમાં દયા હોતીજ નથી તે હું સારી રીતે જાણું છું. જ્વાળાપ્રસાદ! ચાલ, ઉપાડ છરો અને ભોંકી દે આ હૃદયમાં, ચાલ ત્વરા કર." મોહન છાતી ખુલ્લી કરી નિર્ભયતાથી તેની સામે ઉભો રહ્યો. જ્વાળાપ્રસાદ ક્ષણભર તેના મુખ સામે જોઈ રહી બોલ્યો, "મોહન! શામાટે પ્રાણ ગૂમાવવા તત્પર થયો છે? મારૂં માની આ કાગળમાં સહિ કરી આપ, હું ઠીક કહું છું."

"જેણે વિશ્વાસઘાત કરી ભયંકર કર્મો કર્યા છે, જેણે નિર્દોષના ખૂનથી પોતાના હાથ રંગ્યા છે અને જેણે એક શ્રીમંત કહેવાઈ પરમાત્માને પણ ઠગ્યા છે; તે નરાધમ જ્વાળાપ્રસાદનું કહેવું આ મોહન કદાપિ કાળે માન્ય કરનાર નથી. તારૂં કહેવું ગમે તેવું હોય પણ હું તારામાં વિશ્વાસ મૂકી શકતો નથી. ભલે આ પ્રાણનો આ પળેજ વિનાશ થાય." રમણ ગર્જી ઉઠયો.

"બસ, એજ વિચાર."

"હા, તારાથી થાય તે કરી લે."

"ત્યારે થઈ જાઓ બચ્ચા તૈયાર. હું આ પળેજ તને મોકલું છું યમદ્વાર." કહી રાક્ષસ સ્વરૂપ જ્વાળાપ્રસાદે મોહનને મારવા છરા વાળો હાથ ઉંચો કર્યો; પણ તરત તેના હાથને રોકવો પડયો. મોહિની જોરથી દ્વાર ઉઘાડી અંદર દોડી આવી બન્નેની વચમાં ઉભી રહી.

તેને એકાએક ત્યાં આવેલી જોઈ જ્વાળાપ્રસાદના ક્રોધમાં વૃદ્ધિ થઈ. તેની આંખ્યો રક્તવર્ણી જણાવા લાગી, તેણે ક્રોધમય વદને મોહિની સામે જોઈ પૂછ્યું, " તું અહિં કેમ આવી છે ? "

" ફક્ત મારા બાપને રાક્ષસી કૃત્ય કરતા અટકાવવાને જ. " મોહિનીએ તેના ક્રોધની દરકાર નહિ કરતાં કહ્યું.

" કોણ કહે છે કે હું રાક્ષસી કૃત્ય કરૂં છું ? "

" ત્યારે આ છરો લઈ શું કરો છો ? "

" મરણના મુખથી બચવાનોજ ઉપાય કરૂં છું. "

" શું મોહનરાયનું ખૂન કરવાથી તમે મરણના મુખથી બચી શકશો ? પિતાજી ! ભૂલ થાય છે. વિચારો, અને પાપકર્મોનો વધારો કરતાં અટકો. "

" હું પાપ કરવા ઈચ્છતો નથી. જો મોહન આ કાગળ પર સહિ કરે તો હું તેને મારવાને ચાહતો નથી. "

મોહિની કંઈક બોલે એ પહેલાંજ મોહન ગર્જી ઉઠયો, " જ્યાં સુધી આ પ્રાણ છે, ત્યાં સુધી તો હું એમાં સહિ કરનાર નથી. હું ઉજળા ઠગને હવે બરાબર ઓળખી ગયો છું. "

જ્વાળાપ્રસાદના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે મોટે અવાજે પુત્રી પ્રત્યે કહ્યું, " છોકરી ! તું હવે જતી રહે, હું આ મીજાજીને જીવતો છોડનાર નથી. "

મોહિની દીનવદને પિતા સામે જોઈ બોલી, " બાપુ ! ક્ષમા કરો, તમે મોટા છો, વડિલ છો; મોહનરાયના બોલ્યા સામુ શામાટે જુઓ છો ? "

" મોહિની ! મારે તારૂં કંઈ પણ સાંભળવું નથી. તું અહિંથી જાય છે કે નહિ ? "

"ના, હું અહિંથી નહિ જાઉં." મોહિનીએ સ્પષ્ટ જણાવ્યું.

"ત્યારે તું શું કરીશ?"

"હું આ નિર્દોષનો જીવ બચાવીશ."

"તેના બચાવમાં તારે અને મારે મરવું પડશે તેની ખબર છે કે?"

"ભલે, મરવું પડશે તો મરીશું, કે જેથી આ દુઃખમય દુનિયાંથી છૂટીશું. પિતાજી! હવે જીવવામાં સાર રહ્યો નથી. કાળનો ડંકો વાગતો મારા કાને સંભળાય છે. ચેતો, સમયસર સાવધ થાઓ અને પાપકર્મથી એકત્ર કરેલું દ્રવ્ય ગરીબોને લુંટાવી દઇ પ્રભુનું સ્મરણ કરવા તત્પર થાઓ. જગત્પિતા દયાળુ છે. તે આપણાં ખરાં હૃદયની પ્રાર્થનાથી પાપની ક્ષમા અવશ્ય આપશે. હું..."

"છોકરી! તું દિવાની બનતી જાય છે." જ્વાળાપ્રસાદે તેને વધુ બોલતી અટકાવીને કહ્યું. તત્કાળ મોહિની બોલી ઉઠી, "બાપુ! હું દિવાની નથી પણ પૂર્ણ સાવધ છું અને અત્યારે જે બોલું છું તે સત્યજ બોલું છું."

"પણ તારૂં બોલવું મને સત્ય લાગતુંજ નથી."

"તમારી આંખો આગળ ભિષણ અંધકારનો પડદો પડેલો છે, તે જ્યારે દૂર થશે ત્યારે તમને આપોઆપ સમજાશે કે આ મોહિની અત્યારે જે બોલે છે તે સત્ય છે કે નહિ. બાપુ! દુષ્ટ વિચાર ત્યાગ કરી દિવાનખાનામાં પધારો, હું મોહનરાયને લઇ ત્યાં આવું છું."

"નહિ, હું મારૂં કામ પૂર્ણ કર્યા વિના જનાર નથી. હું મોહનરાયનું ખૂન કરી તેના મુડદાને છૂપાવી દઇશ. મોહન મારી આંખોમાં હવે કંટકની માફક ખુંચી રહ્યો છે." જ્વાળાપ્રસાદે નિશ્ચય જણાવ્યો.

"બાપુ! માનો, હું તમારા પગે પડું છું." કહી મોહિની પિતા

ના પગમાં પડી. છતી આંખે અંધ થએલા જ્વાળાપ્રસાદને કંઇ પણ અસર થઇ નહિ. તે ક્રુર અવાજે બોલ્યો,

"છોકરી! ઢોંગ છોડી અહિંથી ચાલીજા. હું તારૂં કહેવું માન-નાર નથી."

"ત્યારે આ તમારી પુત્રીને પણ પણ મારી નાખો."

"હું તને મારી નાખવા નથી ચાહતો."

પણ હું જીવવાને નથી ઇચ્છતી. બાપુ! હવે હદ થઇ છે, તમે જલ્દીથી તમારા હાથમાં ચળકતો છરો મારા હૃદયમાં ભોંકી આ સંસારથી છૂટી કરો, મારૂં હૃદય હવે મ્હોતજ ઇચ્છે છે."

"મોહની! તું શામાટે મારો સમય નકામો ગૂમાવે છે? તું અત્યારે ઉન્માદિની બની ગઈ છે. ચાલ દૂર ઉભી રહે."

"નહિ. હું અહિંથી લગીર પણ દૂર ખસનાર નથી."

પુત્રીની હઠ જોઇ જ્વાળાપ્રસાદ કંટાળી સ્તબ્ધ બની વિચારમાં પડી આત્મગત્ વિચારવા લાગ્યો કે, ખરેખર આ છોકરીએ અહિં આવી મારૂં કામ નિષ્ફળ કર્યું છે. તે અત્યારે હઠે ભરાઇ છે. માટે ચાલ અત્યારે તો હું પોતેજ ચાલ્યો જાઉં. ભલે બન્ને જણા આ ભોંયરામાંજ રહે. થોડીવારે ભવાનીમલ આવશે. હું તેના હાથેજ મોહમનું ખૂન કરાવીશ. મોહનને મરવુંજ પડશે. તેનું જીવન મારે માટે ભય-કારક છે." આમ વિચારી તેણે મોહિની સામે જોઇ કહ્યું, "લે, ચાલ હવે, મ્હેં મોહનને મારવાનો વિચાર માંડી વાળ્યો. ઉઠ, ઉભી થા, આપણે બહાર જઇએ."

"મોહનરાય! ચાલો." મોહિનીએ કહ્યું.

"મોહન ભલે અત્યારે અહિંજ રહે." જ્વાળાપ્રસાદે કહ્યું.

"કેમ વારૂ ?" મોહનીએ પૂછ્યું.

"આપણે સવારમાં તેને બહાર કાઢી તેના મકાને પહોંચતો કરીશું."

"પિતાજી ! એ નહિ બને. આ મોહિની તમારી પુત્રી છે, તે તમારૂં હૃદય સારી રીતે અવલોકી શકે છે. આપ પધારો, હું પણ અત્યારે મોહનરાય સાથેજ આ ભોંયરામાં રહીશ અને સવાર પડતાં તેમને લઈ બહાર આવીશ."

"મોહિની ! શામાટે નાહક જીદ્દ કરે છે ?"

"હું જે કરૂં છું તે સારૂંજ કરૂં છું."

"તું સારૂં કરે છે એ હું માની શકતો નથી. તારે ભવિષ્યમાં ઘણુંજ દુઃખી થવું પડશે."

"પિતાજી ! આ જગતમાં સુખી કોણ છે ? હું સુખને ઇચ્છતી નથી. મ્હેં એક પણ શુભ કર્મ કર્યું નથી કે જેથી સુખમાં રહી શકું ? હું દુઃખના ડુંગરા તળે દટાઇ મારા પાપનું પ્રાયશ્ચિત કરવાને ઇચ્છુંછું." આમ બોલતી મોહિનીના મુખપર દુઃખની છાયા છવાએલી જણાઇ. તેની આંખ્યોમાં જળ ભરાઈ આવ્યું. તે દીનવદને પિશાચ પિતાના મુખ સામે જોઇ રહી. છેવટે જ્વાળાપ્રસાદ ત્યાંથી ચાલતો થયો અને બહાર નીકળી ભોંયરાનું દ્વાર બહારથી બંધ કરતો ગયો, મોહિનીએ દ્વાર બંધ થવાનો અવાજ સાંભળ્યો. તે બારણાં નજીક જઈ દ્વારને ઉઘાડવા લાગી; પણ દ્વાર ઉઘડયાં નહિ. પિતાના કાર્યથી અકળાએલી મોહિની પુનઃ મોહન પાસે આવી. મોહન શાન્તતાથી ઉભો રહ્યો હતો. મોહિનીએ દયાર્દ્ર નેત્રે તેના સામે જોઇ કહ્યું, "મોહનરાય ! આપ પર્યંકમાં સ્થાન લ્યો; હું અહિં જમીનપર સૂતી છું."

"ના, હું તો આ સ્થળેજ બેસી રહી શું થાય છે એ જોયા કરીશ. મોહિની ! ત્હેં પણ મને આજ સુધી ઠગ્યો છે, તારા પિશાચિ

સ્વરૂપમાં અંજાવી હાલહવાલ કર્યો છે. સારૂં થયું કે પરમ કૃપાળુ પરમાત્માએ વેળાસર બધો ભેદ ખુલ્લો કર્યો છે; નહિતો તારી સાથે લગ્નથી જોડાઈ હું જીવન પર્યંત દુઃખી થાત."

"શું તમે મારાથી દુઃખી થાત ?" મોહિનીએ ગદગદીત કંઠે પૂછ્યું.

"હા, એક પિશાચની પુત્રી તેના પતિને કદાપિ સુખી કરી શકેજ નહિ. પિશાચીનો પ્રેમ કૃત્રિમજ હોય છે. હું તારા કૃત્રિમ પ્રેમથી ઠગાયો છું. મોહિની ! કૃપા કરી તને આપેલી અંગુઠી મને પાછી આપ."

મોહિની નિરૂત્તર રહી. મોહને તેના સામે જોયું. આ વખતે મોહિનીની આંખ્યોમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો. તેણે ગળગળે સાદે કહેવા માંડયું. "મોહનરાય ! તમે મારાથી ઠગાયા નથી. મારો પ્રેમ સત્ય છે કે અસત્ય છે તે એક જગદાધાર સિવાય બીજું કોઇ જાણી શકતું નથી. હું જન્મથીજ દુઃખી છું. દુઃખીને સુખ મળવું અસંભવિત છે. હું મારા હૃદયની વાત જાહેર કરી શકું એમ નથી. મોહનરાય ! મને ક્ષમા કરજો. આપ ભલે મારા પ્રેમને કૃત્રિમ સમજજો અને અન્ય કોઇને પ્રેમ અર્પી સુખી થજો. આ મોહિની તમને સુખી જોવાને જ ઇચ્છે છે. આ સિવાય હું બીજું કાંઈ કહી શક્તિ નથી; પણ છેવટમાં મારી એજ વિનંતી છે કે આ હતભાગિનીને કોઇક દિવસ યાદ કરજો. હું હવે આ દુનિયાંમાં વધુવખત જીવવાને ઇચ્છતી નથી. પ્રભો ! લ્યો આ આપની વિંટી. લાવો હું મારા હાથેજ આપની આંગળીએ પહેરાવી કૃતાર્થ થાઉં." આટલું કહી મોહિનીએ આંગળીએથી વિંટી ઉતારી મોહનની આંગળીએ પહેરાવી, પણ આ સાથેજ મોહિની આંખ્યો બંધ કરી જમીનપર પટકાઇ પડી, તે શુદ્ધવિહીન થઇ ગઇ. મોહન સંભ્રમમાં પડયો. મોહિનીના શબ્દોએ તેના હૃદયમાં સજ્જડ અસર

કરી હતી. તેનું બોલવું મોહનને સત્ય જણાયું. તેનો અંતરાત્મા પણ તેને કહેવા લાગ્યો કે મોહિની પ્રેમની પ્રતિમા છે. મોહને જમીનપર પડેલી મોહિનીના મુખ સામે જોયું. માનસિક ચિંતાથી દુર્બળ થએલી મોહિનીના મુખપર પવિત્રતાનું અપૂર્વ તેજ પ્રકાશી રહ્યું હતું. મોહનનું હૃદય દયાથી પીગળ્યું. તેણે તરત મોહિનીનું માથું ખોળામાં લઇ તેને સાવધ કરવાનો પ્રયત્ન આરંભ્યો, આશરે પાએક કલાક વ્યતિત થતાં મોહિની સાવધ થઇ. તેણે દયાર્દ્ર નેત્રે મોહનરાય સામે જોઇ કહ્યું, "દેવ! ક્ષમા કરજો, આ હતભાગીનીના માટેજ આપને અસહ્ય સંકટ સહન કરવું પડયું છે, તમે શામાટે મારૂં માથું ખોળામાં લઈ આપના પવિત્ર ખોળાને અપવિત્ર કર્યો? મોહનરાય! મારા પ્રભુ! ક્ષમા, આ મોહિનીની અંતિમ્ એજ ભીક્ષા." આટલુંજ કહેતાં તો મોહિનીની આંખ્યોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહેવા લાગી. તેનો કંઠ રૂંધાયો, તે વિશેષ કાંઇ બોલી શકી નહિ. મોહન વિસ્મયતા–દયાથી તેના સામે થોડીકવાર નિહાળી રહી બોલ્યો, "મોહિની! શાન્ત થાઓ. તમારે મારી કંઇ પણ ક્ષમા યાચવાની જરૂર નથી, તમે પોતેજ અત્યારે મારો પ્રાણ બચાવ્યો છે. તમે મારાં ખરાં વખતનાં સ્હાયક થયાં છો, તમારા લીધેજ આ મોહન અત્યારે જીવતો રહી વાત કરી શકે છે. મોહની! મ્હેં આવેશમાં સંભળાવેલાં વચનો ક્ષમા કરજે અને આ મોહનને હવે સદાને માટે તારોજ ગણજે. દેવી! લે, આ વિંટી તારી સુકોમળ આંગળીએ ધારણ કર. તું દયાની દેવી છે. પિશાચને ત્યાં જન્મી છે; પણ પવિત્રતાની મૂર્તિ છે. હું...."

"હા, તારૂં કહેવું સત્ય છે; મોહિની પવિત્ર છે; એની હું પણ સાક્ષી આપું છું." આમ બોલતી એક શ્યામવ્યકિત સામેની બાજુએ આવેલું એક ગૂપ્તદ્વાર ઉઘાડી ધીમા કદમે ચાલી આવતી જણાઈ.

મોહિનીના હાથે વીંટી પહેરાવતો મોહન સ્તબ્ધ બની જોઇ રહ્યો. મોહિની પણ ચિત્રવત્ બની આવનાર વ્યકિતને અવલોકી રહી. તે આવનાર વ્યક્તિ તે બન્નેની આગળ આવી ઉભી રહી. તેણે ગળાથી તે પગ સુધી કાળો બુરખો પહેરેલો હતો. મુખ છૂપાવેલું હતું; પણ બહારનું દૃશ્ય જોવાને માટે મુખ આગળ આવેલા કપડામાં બે ઝીણાં કાણાં પાડેલાં હતાં, મોહન મોહિનીને સ્તબ્ધ બની શાન્ત રહેલાં જોઇ પુનઃ એ વ્યક્તિએ કહેવા માંડ્યું, "મોહનરાય તારા હૃદયમાં રહેલી મોહિની વિષેની શંકા દૂર કરજે. મોહિની પવિત્ર છે એ હું તને ફરી-થી જણાવું છું. તેને તું તારી જીવનની સહચરી બનાવજે. મોહિની માતા વિનાની જન્મથીજ દુઃખી છે. તું તે દુઃખીનીનો સ્હાયક થઇ સંસારમાં સુખરૂપ વિચરજે, મારી પણ આશિષ એજ છે."

મોહને માથુ નમાવી કહ્યું, "આપની આજ્ઞામુજબ હું અવસ્ય વર્તીશ. આ મોહિની આજથી મારી જીવન પ્રાણ છે. તેના સુખને અર્થે મારે મારા પ્રાણનું બળીદાન આપવું પડશે તો સુખેથી આપીશ."

"હાં! હવેજ મને પરમ શાન્તિ થઈ." બુરખાવાળી વ્યક્તિએ જણાવ્યું.

"આપ કોણ છો?" તેના સામે જોઇ રહેલી મોહિનીએ પૂછ્યું.

"મોહિની! હું કોણ છું તે જણાવવાને હાલ વધુ વખત નથી. સમય આવે તું સારી રીતે જાણી શકીશ કે હું કોણ છું; પણ હાલ એટલુંજ જાણી સંતોષ પામજે કે જે બુરખાવાથી અબળાના નામથી તારો પાપી પિતા થરથર કાંપે છે; જેને તે પિશાચ સ્વપ્નમાં પણ અવલોકે છે અને જે અબળા તે નરાધમને પાપ કૃત્ય કરતાં અટકાવવાને વારંવાર ચેતાવે છે; તેજ હું પોતે છું." બુરખાવાળી અબળાએ જણાવ્યું,

"ખરેખર તમે નિર્દોષનાં મદદગાર છો." મોહિનીએ કહ્યું.

વળી પાછી તે બુરખાવાળી સ્ત્રી બોલી, "મોહિની! તારૂં જીવન પણ હવે જોખમમાં છે. તારો પિતા આ મોહનને જીવતો જોવા ઇચ્છતો નથી. જો તું મોહનને બચાવવા વચ્ચે પડીશ તો તે તારો પણ ઘાતક થશે. હા! જેને પોતાની પ્રાણ સમાન પત્નીનો નાશ કરતાં લગીર પણ દયા ઉત્પન્ન ન થઈ; તે પોતાની પુત્રી પ્રત્યે કેવી રીતે દયા દર્શાવી શકશે?"

"હેં! શું મારા પિતાને કોઇ બીજી પત્ની હતી?" મોહિનીએ પૂછ્યું.

"હા, એક નહિ પણ અનેક. મોહિની! જે અબળાંને તેણે દુનિયાંની પાર કરી છે; તે તારી વ્હાલી જનેતાજ હતી." બુરખાવાળી અબળાએ ઘટસ્ફોટ કર્યો.

"ઓહ્! હું આ શું સાંભળું છું? અફસોસ! મારા પિતાએ મને આજ સૂધી અસત્ય સમજાવી ઠગી છે." મોહિની કલ્પાંત કરવા લાગી. ભેદી અબળા તેને આશ્વાસન આપી કહેવા લાગી, "મોહિની! અત્યારે આક્રંદ કરવાનો સમય નથી. જે પળ જાય છે તે અમૂલ્ય જાય છે; અને તેમાં મોહનના મ્હોતની ઘડીયો ગણાય છે. માટે સ્વસ્થ થઇ હું કહું તે સાંભળ. જો હું આ મોહનને અત્યારે મારી સાથે લઇ જાઉં છું. થોડીવારે તારો પિતા અહિં આવશે. તે મોહનને નહિ જોતાં અત્યંત ગુસ્સે થઇ તને પૂછશે. તું ગભરાયા વિના તને યોગ્ય લાગે તે જવાબ આપજે અને તે દુષ્ટને સમજાવાય તો સમજાવજે. પણ જે મૂળથીજ પાપકર્મનો કર્તા છે, જેને અધમતા ઘણીજ પ્રિય છે અને જે સ્વાર્થને માટે અનેકનાં ખૂન કરવાને તત્પરતા ધરાવે છે, તેને તારા શબ્દો કંઇપણ અસર કરી શકશે નહિ. ઉલટો તે નરાધમ ક્રોધાક્રાન્ત બની તારૂં પણ ખૂન વહાવા તૈયાર થશે. મોહિની! તે વખતે તું બીલકુલ ગભરાઇશ નહિ. હું મોહનને મારા એકાન્તવાસમાં મૂકી આવી

આજ ઓરડામાં છૂપાઇ રહીશ અને ખરા સમયેજ તને તે પાપાત્માના ક્રોધની ભોગ થતી બચાવીશ. લે હવે હું જાઉં છું. મોહન! ચાલ મારી સાથે." આટલું કહી તે સ્ત્રી આગળ ચાલી. મોહને મોહિનીના સામે જોયું. મોહિનીએ જવાનું સૂચવ્યું. ભેદી અબળા સામેની દિવાલમાં આવેલા ગૂપ્તદ્વારને અલગ કરી મોહન સાથે અંદર પ્રવેશી અદૃશ્ય થઈ. દિવાલ હતી તેમ થઇ ગઈ, મોહિની એ તરફ જોઈ રહી.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### " પિતા–પુત્રી. "

મોહિની ઘણીવાર સૂધી દિવાલ તરફ જોઇ રહી. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આખરે તે ઉભી થઇ દિવાલ પાસે ગઇ. અને દિવાલપર હાથ ફેરવવા લાગી; પણ તેને કાંઇએ માલમ પડયું નહિ દિવાલ સરખી અને સપાટ હતી. આશ્ચર્ય! મોહિની વિચારમાં પડી ત્યાંથી પાછી ફરી પલંગપર બેઠી. તેના મનમાં આ વખતે અનેક પ્રકારના વિચારો દોડાદોડી કરી રહ્યા હતા. તેને સઘળો બનાવ સ્વપ્નવત્ ભાસવા માંડયો. તેણે પોતાની આંખ્યો મસળી જોઈ. અનેક વિચાર સમૂહમાં ડૂબેલી મોહિની અંતે આત્મગત્ બોલવા લાગી કે, " શું તે બુરખાવાળી અબળાનું કહેવું સત્ય હશે? મારા પિતા એવા રાક્ષસ કૃત્યના કર્તા હશે? શું તેમણે મારી રાંકડી જનેતાને જગતમાંથી દૂર કરી તેમના હાથ એક અબળાના રક્તથી રંગ્યા હશે? હા, મને એ બુરખાવાળી સ્ત્રીના શબ્દો સત્ય લાગે છે, મારો અંતરાત્મા પણ કહે છે કે મારા પિતાએ તે રાક્ષસી કૃત્ય કરેલું હોવુંજ જોઇએ. પિતા!

તમારી આવી મલીન બુદ્ધિ શાથી થઇ હશે! અરેરે! તમે મૃગજળ જેવી લક્ષ્મીની તૃષ્ણાથી અનેકાનેક ભયંકર કુકર્મો કરેલાં છે. તમે જગત્ પિતાને શે। જવાબ આપશો ? ખરેખર! તમે મને પણ અત્યાર સુધી ઠગી છે. તમેમારામાં પણ વિશ્વાસ મૂક્યો નથી. તેમજ તમે તમારી પુત્રીને તમારા પાપની ભાગીદાર બનાવી છે. ઓ જગનિયંતા! મારા અપરાધની ક્ષમા કરજો. મ્હેં એક પણ પાપકર્મ કર્યું નથી. જે કાંઈ થયું હોય તે ફક્ત પરવશતાથીજ. પ્રભો! ક્ષમા, આ દીન બાળકીની ફક્ત એજ યાચના. વિશ્વંભરનાથ! યાચકની યાચના આપ પૂર્ણ નહિ કરો તો કોણ કરશે ?" આમ બોલતી મોહિની ઉંચે નજર કરી રહી. તેના હૃદયમાં અસહ્ય વેદના થઇ રહી હતી. માતાનું મૃત્યુ જાણે આજેજ થયું હોય એમ તેને લાગતું હતું. પિતા પ્રત્યે ધિક્કારની લાગણી પ્રકટી રહી હતી. તેની રડેલી આંખ્યો લાલ ચોળ થઇ ગઇ હતી. માથાના લાંબા વાળ પૃષ્ટ ભાગ પર છૂટા છવાયા લટકી રહ્યા હતા. મોહિની ઉન્માદિની સમાન જણાતી હતી. પાપકર્મની ક્ષમા યાચતી બાળા થોડીક ક્ષણ ઉંચે જોઈ રહી શાન્તિસૂચક પ્રત્યુત્તરની ઇચ્છા કરવા લાગી. પણ આ ભયાનક ભોંયરામાં તેને શાન્તિસૂચક કે આશ્વાસન સૂચક શબ્દો કોણ સંભળાવે? મોહિની એકલી હતી. ભયંકર ભોંયરૂં પણ નિર્જન હતું. મોટી બૂમો પાડતાં પણ કોઈના કર્ણપર અવાજ જાય એમ નહોતું. આખરે મોહિની ઉભી થઇ નિશ્ચયાત્મક સ્વરે બોલી ઉઠી, "બસ હવે ગમે એમ થાય, આ પ્રાણ ભલે કાલ જતો હોય તો આજ જાય, અરે આજ જતો હોય તો આ પળેજ જાય; પણ હું પિતાને આજ સત્યવાત જાહેર કરી મારી માતાના ખૂનનું કારણ પૂછીશ. પિતા! ઓ રાક્ષસપિતા! આજથી સમજજો

કે આ મોહિની તમારી નથી. તમે તેના પિતા નથી; તે તમારી પુત્રી નથી. આ મોહિનીએ હવે પિતૃસ્નેહને હૃદયમાંથી તિલાંજલી આપી છે. જો તમે હજી પણ સત્યના પંથે ચઢશો તો તમારી મોહિની એની એજ છે; નહિ તો સમજજો કે તમારીજ મોહિની તમારી દુષ્મન છે. હું..." મોહિની આગળ બોલતી એકાએક અટકી, તેને કાને કોઇના આવવાનો અવાજ સંભળાયો. તેણે ચમકીને બંધ દ્વાર તરફ દ્રષ્ટિ કરી; તો તેને બંધ દ્વાર ઉગડતું જણાયું. મોહિની સાવધ થઇ એ તરફ જોઈ રહી. તેણે દ્વાર ઉઘાડી અંદર આવતી પિતાની પિશાચ પ્રતિમા નિહાળી. સમય ભયંકર આવ્યો. મોહનને ગૂમ થએલો જાણતાંજ જ્વાળાપ્રસાદને માથે પ્હાડ તુટશે. હવેતો જે થાય એ ખરૂં. મોહિની આંખ્યો બંધ કરી જમીનપર સૂઇ ગઈ. તેણે ભર ઉંઘમાં પડયાનો ઢોંગ કર્યો. જ્વાળાપ્રસાદ ધીમે કદમે તેની નજીક આવી ઉભો, તેણે વિકાળ વદને આસપાસ દ્રષ્ટિ ફેરવી મોહિનીના મુખ સામે નિહાળ્યું. મોહિનીને નિંદ્રામાં પડેલી ધારી તેના મુખપર આનંદની છાયા છવાઇ. ચાલ હવે મોહનને સ્વધામ મોકલી આપું. આમ નિશ્ચય કરી તેણે પલંગ સામે તીવ્ર નજર ફેંકી; પરંતુ અફસોસ! મોહન જણાયો નહિ. પર્યંક ખાલી પડેલો હતો. જ્વાળાપ્રસાદ ગભરાટથી પલંગ તરફ દોડયો. આ વખતે તેનો દેખાવ અવર્ણીય થઇ રહ્યો હતો. મોહન મરવાના ભયે આટલામાં ક્યાંક છૂપાઇ રહ્યો હશે ધારીને તે ઓરડાની અંદર તપાસ કરવા લાગ્યો. ભૂતના ઓળાની માફક ફરી શોધ–ખોળ કરતા જ્વાળાપ્રસાદને મોહિની અવલોકી રહી. જ્વાળાપ્રસાદે ચારે તરફ ફરી તપાસ કરી પણ ત્યાં મોહન જણાયો નહિ. આથી જ્વાળાપ્રસાદ આશ્ચર્યના સમૂહમાં ડૂબી વિચારવા લાગ્યો કે, આ છૂપા સ્થળેથી મોહન ક્યાં ગયો હશે?

આ ઓરડામાં પૂરાએલું માણસ કદી પણ બહાર નીકળી શકે નહિ. તેમ આ ઓરડામાં બીજો રસ્તો પણ આવેલો નથી, ત્યારે મોહન ક્યાં ? જ્વાળાપ્રસાદ વિચારમાં ડૂબ્યો. તે લમણે હાથ ટેકવી પલંગ પર બેસી રહ્યો, વિચારમાં તેને કંઇ જણાયું નહિ. વિચારની પરંપરા વધવા લાગી. જ્વાળાપ્રસાદ ગભરાયો. તેણે વિચારનો ત્યાગ કરી ખીસ્સામાંથી ઘડીયાળ કાઢી જોયું તો જણાયું કે રાત્રિના બાર વાગ્યા છે. તેણે ઘડીઆળ ગજવામાં મૂકી દઈ મોહિનીના મુખ સામે દ્રષ્ટિ કરી. ફાનસ ઝગઝગાટ પ્રકાશી રહ્યું હતું, મોહિનીના ગૌર મુખપર શાન્તિની છાયા પથરાએલી હતી. જ્વાળાપ્રસાદે તેના મુખપરના શાન્તિભાવથી અનુમાન કર્યું કે રખે મોહનને છૂપાવવામાં યાતો ગૂમ કરવામાં મોહિનીનો હાથ હોવો જોઇએ. પણ મોહિની તેને કયાં છૂપાવે? આ ઓરડાનું બારણું તેનાથી ઉઘાડી શકાયજ નહિ. ત્યારે મોહન ક્યાં ગયો ? લાવ મોહિનીને જાગૃત કરી પૂછું.” આમ વિચારી જ્વાળાપ્રસાદ પલંગપરથી ઉઠી મોહિની પાસે આવ્યો અને તેને હાથનો સ્પર્શ કરી ધીમે અવાજે બોલ્યો, “મોહિની.”

ઉંઘતુ બોલે પણ જાગતું ના બોલે. એ મુજબ પિતાનો શબ્દ શ્રવણ કર્યો છતાં મોહિનીએ પ્રત્યુત્તર આપ્યો નહિ. આથી પુનઃ જ્વાળાપ્રસાદે જરીક મ્હોટેથી કહ્યું, “મોહિની.”

મોહિનીએ બોલ્યા વિના આંખ્યો ઉઘાડી પિતા સામે જોયું, જ્વાળાપ્રસાદે પૂછ્યું, મોહિની ! તું ક્યારની નિદ્રાધિન થએલી હતી?

“કેમવારૂ ?” મોહિનીએ આંખ્યો ચોળતાં પ્રશ્ન કર્યો.

“સ્હેજ પૂછું છું કે તું ક્યારની ઉંઘી હતી ?”

“લગભગ એક કલાકથી. પિતાજી ! તમે મને જે વખતે જગાડી તે વખતે હું એક અદ્દભુત સ્વપ્ન નિહાળી રહી હતી.”

"તે સ્વપ્નમાં શું જણાયું ?"

"પિતાજી! સ્વપ્ન ઘણું લાંબુ હતું. સ્વપ્નમાં એક પૈસાદાર માણસ હૃદયભેદક કર્મો કરી રહ્યો હતો કે જે જોતાં હું થરથર ધ્રુજતી હતી, સ્વપ્નમાં પણ હૃદય ભયભીત થતું હતું."

"તે પૈસાપાત્ર માણસ કોણ હતો ?"

"તે એક મોટા નગરનો રહિશ હતો; અને દુરાચરણોથી આખરે ઘણોજ ભયાંનક માણસ થઇ પડયો હતો. ચોરી, લૂંટ, ખૂન વગેરે તેનાં નિસદિનનાં કાર્યો હતાં. વળી તે પિશાચ વૃત્તિનો માણસ એક પતિવ્રત્તા સ્ત્રીને પણ પરણેલો હતો. તે સ્ત્રી તેનાં દુષ્કર્મથી કંટાળી તેને વારંવાર હિતોપદેશ કરતી; પણ તે પાષાણુ પ્રતિમાને કંઇ પણ અસર થતી નહોતી. પત્નીના અધિક કહેવાથી તે દુષ્ટાત્માએ ગુસ્સે થઇ પોતાની વ્હાલી પત્નીનું છેવટે ખૂન કરી પોતાના નિવાસ સ્થાનનો સદાને માટે ત્યાગ કર્યો; અને તે પછી એક દયાળુ શ્રીમાનને આશ્રયે રહ્યો. તે શ્રીમાનને ત્યાં તેને સુખ મળવા લાગ્યું; તેને કોઇ પણ બાબતની ખોટ ન રહી, તેના આશ્રયદાતા તેની પર અધિક પ્રેમ રાખતા; પણ તે પાપાત્માએ આખરે ત્યાં પણ બેઇમાની કરી પોતાના આશ્રયદાતાના ઘરમાં ધાપ મારી મકાનમાં આગ મૂકી. તે આગમાં અનેક નિર્દોષ જનો ભષ્મીભૂત થયાં. દુષ્કર્મ કરનાર ત્યાંથી નાઠો. પણ આખરે પકડાયો. તેનો કેશ ચાલ્યો, આરોપ સાબીત થયો; મરણની શિક્ષા થઇ. પાપી કારાગૃહ નિવાસી થયો; છતાં પણ તે જંપ્યો નહિ; અનેક યુક્તિથી તે પિશાચ જેલમાંથી છટક્યો. પોલીસનાં માણસો તેની પાછળ પડયાં. તેને પકડનારને મોટાં ઇનામ મળવાનાં જાહેર થયાં. કારાગૃહમાંથી પસાર થએલો પાપાત્મા દૂર દેશાન્તર નીકળી જઇ

નામ, વેશ વગેરે બદલી રહેવા લાગ્યો. તેને એવી રીતે રહેતાં ઘણાં વર્ષો વિતી ગયાં. એટલા વખતમાં પણ તે તેનાં દુષ્કર્મો કરતાં વિરામ્યો નહોતો, જે નગરમાં રહેતો હતો ત્યાં પણ તેણે તેની પ્રપંચજાળ પાથરી ખૂના મરકી ચલાવવા માંડી હતી. છેવટે એક શ્રીમાનનું ખૂન કરતાં પકડાઇ જવાની અણીપર આવ્યો. તેને પકડવાને પોલીસો હાથકડીયો લઇને નીકળ્યા અને તે દુષ્ટાત્માને પકડે એ પહેલાંજ તમે મને જાગૃત કરી. પિતાજી! આજે મ્હેં આવું ભયાનક સ્વપ્ન નિહાળ્યું છે. હું તે ભયાનક સ્વપ્નથી હજી પણ ડરૂંછું. મારૂં હૃદય વ્યાકુળ બની ગયું છે.'' મોહિનીએ સ્વપ્નની વાત જણાવી. જ્વાળાપ્રસાદ પુત્રીની વાત સાંભળી સ્તબ્ધ બન્યો અને તિક્ષણ નજરે મોહિનીના વદન સામે જોઈ રહ્યો. આ વખતે તેના હૃદયમાં અવનવી ઉથલપાથલ મચી રહી હતી. તેણે મૌન્નતા ધારણ કરી હતી. એવામાં વળી પાછી મોહિની બોલી, "પિતાજી! બીજું તો કાંઇ નહિ પણ એ દુષ્ટાત્માએ તેની પતિવ્રતા સ્ત્રીનું શા માટે ખુન કર્યું હશે? સ્ત્રી હત્યા કરતાં તેને લેશમાત્ર પણ વિચાર નહિ ઉદ્ભવ્યો હોય? ખરેખર! તે નિરપરાધિ અબળાના મૃત્યુથીજ તેને આખરે હાથપગમાં બેડીઓ ધારણ કરી મરવાનો સમય નિકટ આવ્યો. સ્ત્રી હત્યા કરનારને અવસ્ય ભયકર શીક્ષા થવીજ જોઇએ. પરકૃપાળુ પરમાત્મા આ પવિત્ર ભૂમિપરથી એવા અધમોનો નાશ સત્વરે કરી નાખો, કે જેથી તેવાઓના ત્રાસથી રિપટાતાં નિર્દોષજનો પરમ શાન્તિ મેળવે. કેમ પિતાજી! મારૂં બોલવું સત્ય છે ને? એવા પામરોની આ પૃથ્વીપર શી જરૂર છે?'' આટલું કહી મોહિની જ્વાળાપ્રસાદના સામે એકાગ્રદ્રષ્ટે જોઈ રહી. જ્વાળાપ્રસાદના મુખપર અવનવા ભાવ થઈ રહ્યા હતા. તેણે મૌન્નતા ત્યાગી મોહિની પ્રત્યે કહ્યું, "બેટા! સ્વપ્નમાં ગમે એવું દેખાય, તેમાં આપણે

ધ્યાન આપવા જેવું નથી. પાપીને પાપનાં ફળ વ્હેલાં મોડાં પણ ભોગવવાંજ પડે છે. મોહિની! હવે જવા દે એ વાત અને હું પૂછું તેનો જવાબ આપ?"

"શાનો જવાબ પિતાજી?" મોહિનીએ ટટાર બેસી પૂછ્યું.

"તારી સાથે રહેલો મોહન કયાં ગયો?" જવાળાપ્રસાદે પૂછ્યું.

"આ ઓરડામાંજ હશે." મોહિનીએ શાન્તિથી પ્રત્યુત્તર આપ્યો.

"હું તો આખો ઓરડો તપાસી વળ્યો; પણ મને મોહન જણાયો નહિ, કહે તે કયાં છે?"

"મ્હેં કહ્યું ને કે આ ઓરડામાંજ હશે?"

"પણ કયાં?"

"કંઇક આટલામાંજ હશે? હું તો તમારા ગયા પછી થોડી-વારે તેને સુઇ રહેવાનું કહી સુઇ ગઇ અને છેવટે ઉંઘમાં અદ્‌ભુત સ્વપ્ન જોવા લાગી."

"એતો જાણે ખરૂં, પણ મોહન અહિં જણાતો નથી તેનું કેમ?"

"ત્યારે તે કયાં ગયો હશે! તમે બારણાં મજબૂત વાસ્યાં હતાં ને?"

"હા, બારણાંને તો હું બરાબર બંધ કરતો ગયો હતો અને આવ્યો હતો ત્યારે પણ બારણાં બરાબર વાસેલાંજ હતાં. મોહિની! આ એક અદ્‌ભુત બનાવ છે. જયાં પવન પણ પ્રવેશી શકે નહિ તેવા ગયબી ઓરડામાં મોહન આવી રીતે ગૂમ થાય એ ઘણું નવાઇ જેવું છે."

"ખરેખર મને પણ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે." મોહિ-નીએ આશ્ચર્યતાનો ડોળ કર્યો. જવાળાપ્રસાદ તેનું હૃદય પારખી બોલ્યો,"

મોહિની! મોહનરાયના ગૂમ થવાનું કારણ તું જાણે છે; છતાં મારાથી છૂપાવે છે, તું મને અસત્ય સમજાવે છે."

"મ્હેં અસત્ય બોલવાની હવે પ્રતિજ્ઞા લીધી છે."

"ત્યારે જણાવ કે મોહન ક્યાં છે?"

"હું પ્રથમજ જણાવી ચૂકીછું કે તે આ ઓરડામાંજ છે."

"પણ અહિંતો કોઇએ જણાતું નથી."

"તેને માટે હું શું કરૂં? તમે તેને ખોળી કાઢો."

"છોકરી! મારો ક્રોધ વધે છે; સાર નહિ નીકળે; જલ્દી મોહનને બતાવી દે."

"હું ક્યાંથી બતાવું? હુંતો ફક્ત એટલુંજ જાણું છું કે મારા ઉંઘતાં પહેલાં મોહનરાય આ ઓરડામાં હતા અને હજી પણ કહું છું કે તે આ ઓરડામાં છે"

"પણ ક્યાં?" જ્વાળાપ્રસાદ બરાડ પાડી ઉઠયો.

"તેની મને ખબર નથી." મોહિનીએ સ્પષ્ટ જવાબ આપ્યો.

"છોકરી! હું તને જાનથી મારી નાખીશ."

"તે હું જાણું છું. જે માણસે અનેકનાં ખૂન કર્યાં છે; અરે જેણે પોતાની વ્હાલી પતિવ્રતા સ્ત્રીના પણ પ્રાણ હર્યાં છે; તે ભયંકર માણસ તેની પુત્રીના પણ પ્રાણ હરે તો નવાઇ પામવા જેવું છેજ નહિ. પિતાજી! આ મોહિની આજસુધી અંધકારના પડદા તળે ઢંકાઈ હતી; તે અંધકારનો પડદો મારી આંખ્યો આગળથી દૂર થયો છે. અને તમારી મોહિનીએ સત્યનો પ્રકાશ અવલોકયો છે. તમારાં તમામ ગુપ્ત ભયંકર કામો જાણ્યાં છે. પિતા! વ્હાલા પિતા! હજી સમજો; સમય વહી ગયો નથી, કાળચક્ર નજદીક આવતું જાય છે. ચેતો,

સાવધ થાઓ." આમ બોલતી મોહિની રક્તનેત્રે પિતાના સામે જોઇ રહી. તેના શબ્દો સાંભળી જ્વાળાપ્રસાદ સ્તબ્ધ બન્યો, અને આ છોકરી સઘળી વાત જાણી ગઈ છે ધારીને ઘોર અવાજે બોલ્યો, "મોહિની! તું હદ ઉપરાંત જાય છે; તને આજે શું થયું છે?"

"મારા હૃદયમાં સત્ય આવીને વસ્યું છે અને તેજ આવી રીતે બોલાવે છે."

"છોકરી! તું આગમાં ઘી હોમે છે. જણાવ તો ખરી કે મ્હેં કઇ સ્ત્રીના પ્રાણ લીધા હતા?"

"મારી માતાના."

"ઓહ્! તું આ શું બોલે છે?" જ્વાળાપ્રસાદે ચમકીને પૂછ્યું.

"હું સત્ય બોલું છું."

"કોણ કહે છે કે તારી માતાને મારનાર હું છું?"

મોહિની જવાબ આપે તે પહેલાંજ ગયબી અવાજ સંભળાયો કે, "હું પોતેજ કહું છું કે મોહિનીની માતાને દુનિયાંથી અદ્રસ્ય કરનાર પાપી તુંજ છે."

જ્વાળાપ્રસાદે અને મોહિનીએ અવાજપ્રતિ દ્રષ્ટિ કરી તો તેમને જણાયું કે સામેની દિવાલ આગળજ એક બુરખાવાળી સ્ત્રી ઉભેલી છે. જ્વાળાપ્રસાદ ધડકતા હૃદયે તે વિરૂપ અબળા નિહાળી બોલી ઉઠયો, "ઓહ્! તું કોણ?"

"તારી પાછળ ભૂત થઇ ફરનાર અને જેને તું સારી રીતે ઓળખે છે તે બુરખાવાળી બલા." કહી તે સ્ત્રીએ ધીમા કદમે જ્વાળાપ્રસાદ તરફ આવવા માંડયું. તેને નજદીક આવતી જોતાંજ જ્વાળાપ્રસાદ બૂમ પાડી ઉઠયો, "પિશાચની! એટલેજ રહે. આ જ્વાળાપ્રસાદને

ત્હેં આજદિન સુધી અત્યંત સંતાડ્યો છે. સારૂં થયું કે તું આજે મારી નજરે પડી. હું ઘણા દિવસથી તને જોવાને ઇચ્છતો હતો. અભાગની! આ જ્વાળાપ્રસાદ તારા જેવીથી ડરનાર નથી. હું આ પળેજ તને બાળી ભસ્મ કરૂંછું. તું, થોડીકવાર અહિં ઉભી રહે." કહી જ્વાળાપ્રસાદ દ્વાર તરફ દોડયો, કે તરતજ તેને જતો અટકાવવાના હેતુથી તે ભેદી સ્ત્રી બોલી ઉઠી, "ખબરદાર, ઉભો રહે અને જણાવ કે ક્યાં જાય છે?"

તેના અવાજથી અટકી જ્વાળાપ્રસાદ બોલ્યો, "હું તારા મ્હોતની વસ્તુ લેવાને જાઉં છું."

"તે વસ્તુ પણ હાલ મારી પાસે છે." ભેદી સ્ત્રીએ શાન્તિથી કહ્યું.

"કઇ વસ્તુ તારી પાસે છે?" પુનઃ પાપીએ ગર્જનામય શબ્દે પૂછ્યું.

"જેને લેવાને તું બહાર જાય છે તે. પાપી માણસ! જેને વિનાશકાળ પાસે આવ્યો હોય છે; તે છતી આંખ્યોએ પણ અંધ બને છે. પાપાત્મા! જોજે વસ્તુને તું લેવાને માટે દોડે છે; તે વસ્તુ જો આ હોય?" કહી તે સ્ત્રીએ બુરખામાંથી હાથ બહાર કાઢી એક વસ્તુ બતાવી; કે જેને જોતાંજ જ્વાળાપ્રસાદને માથે પ્હાડ તૂટી પડયો હોય તેમ થયું. તે આકળવિકળ બની ગયો અને એક ક્ષણવારમાં વિચાર ગોઠવી બુરખાવાળી સ્ત્રીના હાથમાંથી તે ચીજ લેવાને વાઘની માફક ધસ્યો. આ સાથેજ તે સ્ત્રી તીવ્ર સ્વરે બોલી, "ખબરદાર, જો મારી નજીક આવીશ તો આ ચીજથીજ તને ઠાર કરીશ."

જ્વાળાપ્રસાદ આગળ વધતો એકાએક અટકયો અને કોપ પૂર્ણ નેત્રે બોલ્યો, "ખરેખર તું મ્હારી દુષ્મનજ છે. આજે ત્હેં મારૂં સર્વસ્વ

નાશ કર્યું છે. મારી અદ્દભુત લાકડી તારા હાથમાં આવવાથી હું જીવતો છું, પણ મૂએલા સમાનજ છું. બાઈ! મહેરબાની કરીને તે લાકડી મને પાછી આપી દે. તેના બદલામાં તું માગે તેટલું ધન આપવાને હું તૈયાર છું." કહી જ્વાળાપ્રસાદ આશામય નજરે તે સ્ત્રીના સામે જોઇ રહ્યો.

તેના શબ્દો સાંભળી તે સ્ત્રી ખડખડાટ હસી પડી બોલી, "જ્વાળાપ્રસાદ! તું મને મૂર્ખ સમજીશ નહિ. આ લાકડી તને હવે કોટી ઉપાયે પણ મળનાર નથી. જે લાકડીથી ત્હેં અનેકાનેક પાપકર્મ કર્યાં છે; આ તે લાકડી તારા શબની સાથે જ ચિતામાં બળશે. ઓ પ્રેત! હવે જલ્દીથી મ્હોતની તૈયારી કરજે, આવતી કાલે તને સરકારનાં માણુસો પકડવાને આવશે. તે પછી તારે થોડા દિવસેજ ફાંશીના માંચડે ચઢવું પડશે. જ્વાળાપ્રસાદ! તારી યુક્તિયો હવે વધુ વખત ચાલનાર નથી. તારો પાપકુંભ સંપૂર્ણ ભરાઇ ચૂકયો છે અને તેથી તું મરણના છેલ્લા કાંડે આવી પહોંચ્યો છે. તારી આ લાકડી પણ તારાથી દૂર થઇ છે. તેને તેના સ્થાનેથી મ્હેં ગઇ કાલેજ મેળવી છે. તે હવે કોટી ઉપાયે પણ તારી પાસે આવનાર નથી. વળી બીજું સાંભળ, આ મોહિની તારા ગૂપ્ત રહસ્યથી જાણીતી થઇ ગઇ છે અને તેથી તે પણ તારો અને આ મકાનનો સદાને માટે ત્યાગ કરી આ પળેજ મારી સાથે આવનાર છે." તે સ્ત્રીએ જણાવ્યું.

જ્વાળાપ્રસાદ ધ્રુજતા શરીરે બોલ્યો, " શું મોહિની પણ મારો ત્યાગ કરશે ? "

" હા, અને થોડા સમયમાં તારો આત્મા પણ તારા પાપી શરીરનો ત્યાગ કરશે. જ્વાળાપ્રસાદ! હવે આમ કેમ ધ્રુજે છે ?

થોડીકવાર ઉપર તો તું નિર્દોષ મોહનનો વધ કરવાને તૈયાર થયો હતો. બોલ, તે મોહન એક ક્ષણવારમાં ક્યાં ગયો ? નરાધમ ! બિચારી મોહિની તને સત્ય જણાવતી હતી કે મોહન આ ઓરડામાંજ છે; પણ તું માનતો ન્હોતો. જો આ મોહન હોય ?" કહી તે સ્ત્રીએ સંજ્ઞાદર્શક અવાજ કર્યો કે તરતજ ગુપ્તદ્વારમાંથી મોહન બહાર આવી ધિક્કારમય નજરે જ્વાળાપ્રસાદ સામે જોઈ રહ્યો. જ્વાળાપ્રસાદના ક્રોધનો પાર રહ્યો નહિ. તે હાથમાંનો છરો ઉંચો કરી મોહન તરફ ધસ્યો કે તત્કાળ ભેદી સ્ત્રીએ કંઇક બરબડી હાથમાંની લાકડીને ફુંક મારી, તે લાકડી જ્વાળાપ્રસાદ સામે ધરી ભયાનક અવાજે જ્વાળાપ્રસાદને આગળ વધતો અટકાવ્યો. લાકડીના પ્રતાપે જ્વાળાપ્રસાદ કારમી ચીસ નાખી જમીનપર પટકાઈ પડી બેશુદ્ધ બન્યો. તેને ત્યાં પડયો રહેવા દઈ ભેદી સ્ત્રી મોહિની તથા મોહનને લઈ તે ભોંયરાનું જાહેર દ્વાર ઉઘાડી બહાર નીકળી. મોહિનીએ મકાનમાંથી પોતાની ઉપયોગી ચીજો લઈ લીધી અને મકાનના ચોગાનમાં સૌની સાથે આવી ઉભી રહી. આ વખતે પાછલી રાત્રિ થઈ હતી. નોકર-ચાકરો નિદ્રાની પ્રખર છાયામાં પડેલા હતા. ભેદી સ્ત્રીએ ઝાંપો ઉઘાડી મોહનને કંઇક ખાનગી સૂચના આપી તેના મકાન તરફ જવાનું સૂચવ્યું. મોહન મોહિની તરફ પ્રેમમય નજર ફેંકી ચાલતો થયો. તે પછી ભેદી સ્ત્રી પણ ત્યાં વધુવાર નહિ રોકાતાં મોહિની સાથે તેના ગુપ્ત અવાસ તરફ ચાલતી થઈ.

# પ્રકરણ ૨૪ મું.

## નિશ્ચય.

---

જ્વાળાપ્રસાદનો પાપકુંભ સંપૂર્ણ ભરાઈ ચૂક્યો છે. તેને માથે કાળચક્ર ફરી રહ્યું છે. તેનો જે સમય જાય છે તે અમૂલ્ય છે. પ્રારબ્ધની લીલા પણ ન્યારી છે. પ્રારબ્ધ અંધકારમય છે. જ્વાળાપ્રસાદ જેવો પૈસાપાત્ર માણસ એક ક્ષણવારમાં ખૂની ઠરશે. ગાડીઘોડામાં બેસનારો પ્રતિષ્ઠિત માણસ તેનાં ભયંકર કર્મોથી ગુન્હેગાર ગણાશે; સૂર્યપૂરનાં જનો તે સફેત શાહુકાર પર ધિક્કારનો વરસાદ વરસાવશે. જ્વાળાપ્રસાદના હૃદયમાં આવો વિચાર થતો હશે કે! આપણને શું ખબર પડે? પરંતુ એટલું તો ધારી શકાય કે પાપીનું હૃદય પાપવાસનાથીજ ભરેલું હોય છે. પાપી મનુષ્ય છતી આંખ્યોએ અંધ બનેલો હોય છે. તેને સારા ખોટાની જાણ પડતી નથી. તેતો તેની સ્વાર્થમય પાપવાસનામાંજ તદ્રુપ બનેલો હોય છે. જ્વાળાપ્રસાદને લાકડી જવાથી સમયનું ભાન થયું છે. તેને પ્રતિપળે ભયના ભણકારા વાગી રહ્યા છે. એ સિપાહીઓ આવ્યા, આ પકડાયો વગેરે વિચારથી તેનું હૃદય સંતપ્ત થઈ રહ્યું છે. ભેદી સ્ત્રી અને મોહિનીના ગયા પછી તે થોડીવારે સાવધ થઇ છેક હતાશ બની ગયો અને હવે કોટી ઉપાયે પણ બચી શકાવાનું નથી એમ તેને જણાવા લાગ્યું. હવે શું કરવું તેના વિચારમાં તે પડયો. વિચારની પરંપરા વધવા લાગી. તેને શાન્તવન યા આશ્વાસન મળ્યું નહિ. આથી કંટાળી ઉભો થયો અને દ્વાર ઉઘાડી બહાર નીકળી પોતાની રાહ જોઈ બેસી રહેલા ભવાનીમલ્લને મળ્યો. તેણે ભવાનીમલ્લને સઘળી બીનાથી માહિતગાર કરી પોતાના મિત્ર મહમદખાંને બોલાવી

લાવવાનું કહ્યું. ભવાનીમલ્લ ચાલતો થયો. જ્વાળાપ્રસાદ થોડીવારને માટે આરામ લેવા શૈય્યામાં પડયો. આ વખતે મોટું મળસકું થવા આવ્યું હતું. ગરીબ વર્ગના ઘરમાંથી ઘંટીના ઘોર સંભળાતા હતા. જ્યારે જ્વાળાપ્રસાદના મહાલયમાં આવા પ્રકારની બીના બની રહી હતી; ત્યારે માધવરામ શેઠના મકાનમાં કંઇક અન્યજ થઇ રહ્યું હતું.

પ્રિય વાંચકો! ચાલો આપણે અહિંથી નીકળી ત્યાં જઇએ; અને ત્યાંની લીલા અવલોકીએ.

રજનીકાન્તે સીનેમા જોવા જવાની ના કહેવા છતાં મોહન ગયો જાણી તારાના દુઃખનો પાર રહ્યો નહિ. તેણે તરત રમણને બોલાવી મોહનના જવાની વાત જણાવી. રમણ તત્કાળ કપડાં પહેરી મોહનની પાછળ ગયો. પણ તેને ખબર નહોતી કે મોહન કયા થીએટરમાં ગયો છે. આથી તે તમામ સિનેમા ફરી વળ્યો; પણ તેને મોહનનો મેળાપ થયો નહિ. આથી રમણ થાકી કંટાળી મકાન તરફ આવવા નીકળ્યો. એક વાગવા આવ્યો હતો. અંધકારે અવનિને ઢાંકી દીધી હતી. રમણ ગાડી બાંધવાના ડહેલા સમિપ આવ્યો. ડહેલામાં આ વખતે દીવો બળતો હતો. ગાડીવાળો થોડીવાર પરજ શુદ્ધિમાં આવીને મોહન શેઠની ખબર કાઢવા મકાને ગયો હતો. તારા જાગૃત હોવાથી તેણે મોહનની ખબર પૂછી. જવાબમાં તારાએ તેને ધમકાવી શેઠ ક્યાં ગયા વગેરે પ્રશ્નો કર્યા. ગરીબ નોકરે રડતા હૃદયે પોતાની પર ગુજરેલી આફતની વાત કહી સંભળાવી. આથી તારાએ તેને તત્કાળ વિદાય કરી રજની-કાન્તને બોલાવવા માણસ દોડાવ્યો. ગાડીવાળો ડહેલે આવી દીવો સળગાવી બેઠો, એટલામાંજ રમણ આવ્યો. ગાડીવાળાએ તેને સલામ કરી. રમણે તેની સામે થોડીક ક્ષણ જોઇ રહી પૂછ્યું, "મોહનરાય શેઠ આજે સીનેમા જોવા ગયા હતા કે?"

" હાજી." ગાડીવાળાએ જવાબ આપ્યો.

" ગાડીમાં બેસી ગયા હતા કે ચાલતા ?"

" ગાડીમાં."

" ગાડી હાંક્નાર તું હતો કે કોઈ બીજો ?"

" હું જાતેજ શેઠને લઇ ગયો હતો."

" શેઠ કયા થીએટરમાં ગયા હતા ?"

" વિઠલભુવનમાં."

" શેઠને મૂકી તું પાછો આવ્યો હતો કે ત્યાં રહ્યો હતો ?"

" શેઠે મને ત્યાંજ રહેવાનો હુકમ કર્યો હતો."

" ત્યારે શેઠ હજી કેમ આવ્યા નથી ?"

" ભાઈ સાહેબ ! હું શું કહું ? આ બીના વારંવાર કહેતાં મારો જીવ ગભરાય છે. હું આ પળેજ તારા બ્હેનને સઘળા સમાચાર જણાવી પાછો આવ્યો છું. તેમ છતાં જો તમારે પણ સાંભળવું હોય તો સાંભળો." કહી તે ગાડીવાને પોતાની થએલી દુર્દશા અને મોહનરાયના ગૂમ થવાની વાત જણાવી. રમણ વિસ્મયતાથી તેની વાત ધ્યાન પૂર્વક સાંભળી રહ્યો. સર્વ બીના જાણી રમણ વિચારમાં પડયો અને નક્કી આ કામ જ્વાળાપ્રસાદનુંજ છે એમ નિશ્ચય કરી ઉભો થયો. તેણે જતાં પહેલાં ગાડીવાનને કંઇક છૂપી વાત કરી સાવધ રહેવાને સૂચવ્યું. બાદ તે ત્યાંથી ચાલતો થયો, અને થોડીવારે મકાનમાં આવ્યો. રજનીકાન્ત આવી તારાલક્ષ્મી સાથે વાતો કરી રહ્યો હતો. રમણે આવી પોતાની શોધ નિષ્ફળ થએલી જણાવી અને ગાડીવાનની વાત પરથી પોતાનો જ્વાળાપ્રસાદ પ્રતિનો વ્હેમ જાહેર કર્યો. રજનીકાન્ત ઉંડા વિચારમાં પડી થોડીકવાર મૌનતાથી બેસી રહ્યો. રમણ તારા શોક સમૂહમાં ડુબી ગયાં. અંતે રજનીકાન્તે કંઇક નિશ્ચય કરી જવા-

ળાપ્રસાદના તમામ કાગળો લઇ આવવાનું રમણને કહ્યું. રમણે તારા સામે જોયું. તારાએ ત્રીજોરી ઉઘાડી તમામ કાગળો બહાર કાઢી રજનીકાન્તને સોંપ્યા. રજનીએ તે કાગળોને ફરીથી વાંચી જોયા અને પછી એક નોકરને ઉપર બોલાવી એક ચિઠ્ઠી લખી આપી રમા પાસે મોકલ્યો. ત્રિપુટીમાં મૌન પ્રવર્તાઈ રહ્યુ. લગભગ પા કલાકે મૌનતાનો ભંગ કરી રજનીકાન્તે કહ્યું, " તારાબ્હેન ! આવતી કાલે સૂર્યપૂરનો માનવંતો શેઠ જ્વાળાપ્રસાદ અમારો કેદી થશે અને આ કાગળો ઉપરથી ગૂન્હેગાર સાબિત થશે. તે પછી મારી પાસેના પત્રો તથા રમાના પત્રોથી તેની પરનો ખૂનનો આરોપ સિદ્ધ થશે અને આખરે તે મહા ભયાનક ખૂની ફાંસીના વિમાનમાં બેસી પરલોક પ્રયાણ કરશે. " આમ કહેતાં રજનીકાન્તે પ્રફુલ્લ વદને રમણના સામે જોયું. તેની આ વાત પર બરાબર ધ્યાન નહિ આપતાં તારાએ કહ્યું. " સાહેબ ! મારા ભાઈની ખબર મળશે કે નહિ ? અરેરે તેમનું શું થયું હશે ? " આમ કહી તારાએ નિઃશ્વાસ નાખ્યો. રજનીકાન્તે ટટાર બેસી કહ્યું, " તારાબ્હેન ! હૃદયમાં શોકને સ્થાન આપશો નહિ. મોહનરાયનું શું થયું છે તે હું સારી રીતે જાણી શક્યો છું. પ્રભુ કૃપાએ હું તેમને કાલે દસ વાગતા પહેલાંજ અહિં લાવીશ. મ્હેં તેમને બહાર જવાનું અનેક વખતે ના કહેલું છતાં તેમણે મારૂં કહેવું માન્યું નહિ; આથીજ તેમને દુશ્મનોના પંજામાં ફસાવું પડયું છે. "

" શું જ્વાળાપ્રસાદના પંજામાંજ મારા બંધુ ફસાયા છે ? " તારાએ પૂછ્યું.

" હા, મારૂં હૃદય તો એમજ કહે છે. પણ કંઈ ફિકર કરવા જેવું નથી. હું સવાર પડતાં સુધી રાહ જોઇશ. એટલા વખતમાં જો કંઈ સમાચાર મળે છે તો ઠીક છે, નહિ તો હું જાતેજ ત્યાં જઇશ

અને ગમે એ પ્રકારે મોહનરાયને ખોળી અહિં લઈ આવીશ. તમે લગીર પણ ફિકર કરશો નહિ." આમ વાત ચાલી રહી છે એવામાં ચિઠ્ઠી લઈ ગયેલો નોકર રમાદેવી સાથે ત્યાં હાજર થયો. રજનીકાન્તે નોકરને ચાલ્યા જવાનું સૂચવ્યું. સેવક સલામ કરી ચાલતો થયો. રમાએ તારાની સાથે સ્થાન લઇ કેટલાક પત્રો પતિને આપ્યા. રજનીએ પોતાના અને તેના પત્રો એકત્ર કરી ફરીથી વાંચી જોયા. પત્ર પૂરા વાંચી રહ્યા સાથેજ તેના મુખ પર હર્ષની છાયા છવાએલી જણાઈ. રમાએ પણ છૂપું હાસ્ય કર્યું. આ પછી અન્ય વાતો ચાલી રહી. તારાએ નોકરને ચ્હા બનાવી લાવવાનું કહ્યું. ઉજાગરાથી સઘળાની આંખ્યો રક્તવર્ણી જણાતી હતી. મધ્યરાત્રિ વીતી ગઈ હતી. આજે સઘળા મંડળે ઉંઘવાના વિચારને દૂર કર્યો હતો. ચ્હા તૈયાર થઇ. ટેબલ પર પ્યાલા ગોઠવાયા. આ અરસ્સામાં જ એક દ્વારરક્ષક ભૈયાએ ઉપર દોડી આવી હર્ષભેર જણાવ્યું કે, "બહન! શેઠ આયે."

આ વખતેજ મોહન ત્યાં આવી સર્વની દ્રષ્ટિ સમક્ષ ઉપસ્થિત થયો. સઘળાં આનંદ પામ્યાં. તારાએ કબાટમાંથી રૂપિઆ દસનું નોટ કાઢી ભૈયાને બક્ષીસ કર્યું. ભૈયો સલામ કરી ચાલતો થયો. મોહને રજનીકાન્ત જોડે સ્થાન લીધું. સેવક તેને માટે ચ્હાનો કપ લઈ આવ્યો. આનંદમય વદને સઘળાં ચ્હા પી રહ્યાં. તે પછી મોહનરાયે પોતાની તમામ હકીકત કહી સંભળાવી. જવાળાપ્રસાદની પ્રપંચજાળથી સઘળાં તેની પર ધિક્કારનો વરસાવવા લાગ્યાં. મોહને મોહિની અને ભેદી સ્ત્રીની મૂક્ત કંઠે પ્રશંસા કરી. બાદ થોડીવારે રજનીકાન્તે કહ્યું, "મોહનરાય! દુષ્ટ જ્વાળાપ્રસાદને આવતી કાલે પકડવાનો મ્હેં દ્રઢ નિશ્ચય કર્યો છે. પકડવાનું વોરંટ પણ મેળવ્યું છે. પુરાવા પણ એકઠા થઇ ગયા છે. હવે કંઇ કરવાનું બાકી રહ્યું નથી. પણ વિચાર એ થાય છે કે તેની સાથે તેની પુત્રી પણ આખરે મદ-

દગાર ગણાઇ ગૂન્હેગાર થશે. તેને માટે શો રસ્તો લેવો તેના વિચાર થયા કરે છે. તે છોકરીને ગમે તે પ્રકારે બચાવી લેવીજ જોઇએ; કારણ કે જેના પ્રયત્નોથી જ્વાળાપ્રસાદ જેવો ભયંકર ખૂની પ્રકાશમાં આવ્યો છે; તે એક ભેદી સ્રી છે. તેના અનેક ઉપકાર મારી ઉપર થયા છે; તેમજ મોહિનીને તે પ્રાણસમાન ચાહે છે. આપણાથી પણ મોહિનીના ઉપકાર વિસારી શકાય એમ નથી. તેણે મોહનરાયનો પ્રાણ બચાવ્યો છે. જો તે ત્યાં હાજર ન હોત તો મોહનરાય ભયંકર ખૂનીના હાથથી જીવતા રહી શકત નહિ. કેમ ખરૂં ને મી. મોહનરાય ?" રજનીકાન્તે મોહન સામે જોયું. મોહન ગંભીર વદને બોલ્યો, "સાહેબ! આ સમયે અનેક વિચારોની દોડાદોડી મારા હૃદયમાં થઇ રહી છે. જ્વાળાપ્રસાદ જેવો માનવંત ગ્રહસ્થ આવો ભયંકર ખૂની નીકળ્યો જાણી મારી દિલગીરીનો પાર નથી. તેમાં મોહિની પ્રત્યે મને ઘણીજ દયા ઉદ્દભવે છે. તેણે રાક્ષસને ત્યાં જન્મ લીધો છે; પણ તેનું હૃદય પવિત્ર છે, તેને દયાની દેવી તરીકે હું માનું છું. તેને પિતાના દુષ્ટ પ્રયોગને આધિન થઇનેજ પાપકર્મ કરવા પડ્યાં છે રજનીકાન્ત સાહેબ! હું આપના વિચારને મળતો થાઉં છું અને ગમે તે ભોગે તે ગરીબ—નિર્દોષ બાળાને બચાવવાની આપને વિનંતી કરૂં છું."

"પણ તેને બચાવ્યા પછી તે ક્યાંક ગળે પડશે તો ?" રમણે પૂછ્યું.

"એટલે ?" મોહને ચમકીને પ્રશ્ન કર્યો.

"તે કદાચ આપની હૃદયદેવી બની જાય ?" રમણે મર્મમાં જણાવ્યું.

મોહન થોડીકવાર શાન્ત રહી બોલ્યો, "મારો એની પ્રત્યે અપૂર્વ પ્રેમ છે. જો તેની સંપૂર્ણ ઇચ્છા હશે તો હું પોતે જ તેને મારી હૃદય દેવી બનાવીશ."

"પણ તેથી ન્યાત જાતમાં ખોટું નહિ દેખાય કે ? ભાઇ ! લોકો શું કહેશે તેનો કંઇ ખ્યાલ આવે છે કે ? જો તમે તેની સાથે પરણશો તો લોકો કહેશે કે મોહનરાયશેઠને કોઇએ કન્યા નહિ આપવાથી એક ખૂનીની છોકરીને પરણ્યા. વળી જ્વાળાપ્રસાદનું કુળ પણ આપણાથી નીચું છે. આપણે કુળવાન છીએ. લાયકનું લગ્ન લાયક સાથેજ થવું જોઇએ. માટે એ ખૂની છોકરીનો વિચાર તમારા હૃદયમાંથી કાઢી નાંખજો." તારાલક્ષ્મીએ જણાવ્યું. મોહને બ્હેનનું કહેવું ધ્યાન પૂર્વક સાંભળી કહેવા માંડયું, "બ્હેન ! મારો પ્રેમ જેની પ્રત્યે હોય અને જેનો પ્રેમ મારી પ્રત્યે હોય એવું લગ્ન થાય તો સંસારમાં જીવતાંજ સ્વર્ગ સુખ ભોગવાય. બાકી ન્યાતમાં તો અનેક કન્યાઓ છે, પણ એકબીજાના હૃદયથી અજ્ઞાત વરકન્યાનો સંસાર કવચિતજ સુખદાયક થઈ પડે છે. આપણે અનેક ઠેકાણે જોઇએ છીએ કે ચાલુ લગ્નથી અનેક નરનારી ક્લેશમય જીવન વ્યતિત કરે છે. આથી સમાન કુળની અથવા ઉંચ કુળની કન્યાના ગુણદોષ જાણ્યા વિના તેની સાથે લગ્નથી જોડાવા કરતાં સ્વજ્ઞાતિની નીચ કુટુંબની પણ પ્રેમપરાયણબાળાને પરણવું હજાર ઘણું ઉત્તમ છે. મને લોકોની દરકાર નથી. મારી પરણવાની પણ ઇચ્છા નથી. પણ નિરાધાર મોહિની કે જેનું કોઈ નથી. તે નિર્દોષ બાળાનું દુ:ખમય જીવન હું સુખમય કરવાને ઇચ્છું છું. ભલે લોકો મને ખૂનીના જમાઈ તરીકે કહે, હું તો જે સત્ય લાગશે તેજ કરીશ."

તારા નિરૂત્તર રહી. એવામાંજ રમા બોલી, "એક વાતમાંથી બીજી વાત નીકળી. આપણા ગૂજરાતીઓમાં જાણે એવો નિયમ જ થઇ પડયો છે કે એક વાતને પૂર્ણ કર્યા વિના બીજી કરવી અને એકની એક વાત દરેક જણે લંબાણથી ચલાવવી. તે મૂજબ આ પરણવાની વાત થઇ. તેમાં ભાઈ બ્હેનને મતભેદ પડયો. હવે એતો જાણે ખરૂં પણ કહો તારા બ્હેન તમારે કોની સાથે પરણવું છે ?"

તેના શબ્દોથી તારાના હૃદયમાં વિજળીના જેવો ચમકાટ થયો, તેણે ઝીણી નજરે રમણ સામે જોયું. રમણ પણ આ વાતથી આભો બન્યો. તારાએ નીચે નિહાળ્યું. એટલામાંજ મોહને કહ્યું, " તારા બ્હેનને પણ કોઇક ઉંચા કુળના દારૂડીયા અથવા જુગારી યુવાન સાથે પરણાવીશું, જોકે તારા બ્હેનને દુઃખતો પડશે પણ તેથી ન્યાત જાતમાં ઉંચા કુળમાં પરણ્યાંતો કહેવાશે."

સઘળાં હશી પડયાં. તારાએ વક્ર નેત્રે ભાઈ સામે જોઇ કહ્યું, " મારે તો પરણવું જ નથી."

" એતો હવે પછી જણાશે." રમાએ કહ્યું. આવી રીતનો વાર્તા–વિનોદ ચાલી રહ્યો હતો; એવામાં જ રસોઈ કરનાર મહારાજે ઉપર આવી જણાવ્યું કે " દરવાજા આગળ બે સ્ત્રીઓ આવી છે. તેમાંની એક આખા શરીરે બુરખાથી ઢંકાએલી છે અને બીજી રૂપવાન યુવતી છે. બન્ને અંદર આવવા ઇચ્છે છે. ભૈયાએ તેમને અંદર આવતાં અટકાવી મને સમાચાર જણાવવા અહિં મોકલ્યો છે. " આ સમાચારથી સઘળાં ચમક્યાં, મોટું પરોઢ થવા આવ્યું હતું. આ વખતે તે બે સ્ત્રીઓનું આગમન શંકાસ્પદ હતું. એવામાં જ રજનીકાન્તે કહ્યું, " તેમને ઉપર લઈ આવો. "

મહારાજ નીચે ચાલ્યો ગયો અને થોડીવારે આવનાર બન્ને સ્ત્રીઓને લઈ ઉપર આવ્યો. સઘળું મંડળ તેમના આવવાના માર્ગ પ્રતિ દ્રષ્ટિ કરી રહ્યું હતું. સઘળાંની દ્રષ્ટિ આવનાર પર પડી. આ સાથે જ મોહન બુમ પાડી ઉઠયો, " કોણ મોહિની ?"

મોહિની સજળ નયને તેની સામે જોઇ ઓશીયાળાની માફક ઉભી રહી. તત્કાળ રમાએ ઉભી થઈ મોહિનીનો હાથ પકડી કહ્યું, " આવ, બ્હેન ! મારી જોડે બેસ ભય રાખીશ નહિ. તું મને ઓળખે છે કે ?"

મોહિનીએ તેના સામે જોઇ માથું હલાવ્યું. રમાએ હસ્તે વદને કહ્યું, "અરે શું તું મને એટલામાં જ ભૂલી ગઇ? તારી પાસે ચપળા નામ ધારણ કરી રહેનાર હું હતી. કેમ હવે ઓળખી? આવ વ્હેન." કહી રમાએ તેને પોતાની જોડે બેસાડી. મોહિનીએ દયાદ્ર નેત્રે દરેકના મુખનું અવલોકન કર્યું. તે શોક સંતાપથી દુર્બળ બની ગઇ હતી. સઘળાંને તેની દયા આવી, તારાએ તેના દુઃખમાં સહાનુભૂતિ દર્શાવી. રજનીકાન્તે તેને આશ્વાસન આપી બુરખાવાળી સ્ત્રી પ્રત્યે કહ્યું: "આપનું આગમન અત્યારે કેમ થયું છે?"

"ફક્ત મોહિનીના માટેજ."

"કહો હૃદયની શી ઇચ્છા છે?"

"મોહિનીના બચાવની. તેને હવે તમારા સંરક્ષણમાંજ રાખવાની છે; કારણ કે તે હવે તદ્દન નિરાધાર થઈ છે, તે..." બુરખાવાળી સ્ત્રીનો કંઠ રૂંધાયો. તે આગળ બોલી શકી નહિ. તરત મોહન બોલી ઉઠયો, "મોહિની નિરાધાર નથી. હું તેનું સદા–સર્વદા પાલન કરવા તેની સાથે વચનથી બંધાઇ ચૂકયો છું. તેની ચિંતા તમે કરશો નહિ. મોહિનીના રક્ષણમાં મારૂં સર્વસ્વ નાશ થશે તો થવા દઇશ, અરે આ પ્રાણનો પણ ભોગ આપવો પડશે તો સુખેથી આપીશ."

"ધન્ય છે, તારૂં સદા સર્વદા કલ્યાણ થાઓ." બુરખાવાળી સ્ત્રીએ હાથ ઉંચા કરી આશિષ આપી. તે પછી રજનીકાન્તે જવાળાપ્રસાદને પકડવા પોતે કરેલી ગોઠવણ વિદિત કરી. તે સ્ત્રીએ થોડીકવાર શાન્ત રહી રજનીકાન્તને ઇસારતથી પોતાની પાછળ આવવા જણાવ્યું. રજની ઉભો થઇ તેની પાછળ ગયો. બન્ને દૂર ઉભાં રહી ધીમેથી વાતો કરવા લાગ્યાં. તેઓ શું વાત કરે છે તે કોઇનાથી સાંભળી શકાય એમ નહોતું. ભેદી સ્ત્રીની વાતથી રજનીકાન્ત પણ આશ્ચર્ય

પામતો હોય એમ જણાતું હતું. જ્વાળાપ્રસાદના દરેક કાર્યથી માહિતગાર અબળા દુષ્ટનો બાકી રહેલો કંઇક ભેદ ખોલતી હોય એમ અનુમાન થતું હતું. બન્નેની વાતો લગભગ અર્ધા કલાક સુધી ચાલી. વાતોને અંતે તે બુરખાવાળી અબળાએ રજનીકાન્તને ધીમેથી કંઇક કહ્યું કે જે સાંભળતાંજ રજનીકાન્ત ચમકીને આંખ્યો ફાડી તે બુરખાવાળી તરફ જોઈ રહ્યો. તત્કાળ તે અબળાએ તેનો ગૌર હાથ બહાર કાઢી રજની સામે ધર્યો. રજનીએ તેને કંઈક વચન આપ્યું. તે પછી બન્ને બેઠેલા મંડળ આગળ આવ્યાં. રજનીકાન્તે તેને ખુરશીમાં બેસવાનું કહ્યું. પણ તેણે ના પાડતાં મોહિની પ્રત્યે કહેવા માંડયું, "મોહિની! હું હવે જાઉં છું. તારે હવે આજથી અહિંજ રહેવાનું છે. અત્રે બેઠેલાં તમામ જનો તારાં હિતચિંતક છે. તું હવે શંકાને સ્થાન આપીશ નહિ. આજ સાંજે તારા ભયંકર પિતાનો સુખી સૂર્ય અસ્ત પામશે. ત્હેં અને મ્હેં તેને સમજાવવામાં કંઇપણ બાકી રાખ્યું નથી. ત્યારે હવે એકના નાશથી અનેકનું કલ્યાણ થાય છે. તો તું તારા પિતાનો નાશ થવા દઇ આ દયાળુજનો કહે એ પ્રમાણે વર્તજે. મોહનરાય તારા ભવિષ્યનો ભર્તાર છે. તે તને સુખી કરશે એવી મારી સંપૂર્ણ ખાત્રી છે અને તું પણ તેના હૃદયથી પરિચીત છે. એટલે વધુ કહેતી નથી. બેટા! જાઉંછું, આજ સાંજ સુધીમાં વળી પાછી તને મળીશ. કલ્યાણ, સૌનું કલ્યાણ થાઓ." આમ કહેતી તે સ્ત્રી ત્વરીત ગતીએ બહાર નીકળી ગઇ. સઘળાં તેની પાછળ જોઇ રહ્યાં. બાદ રજનીકાન્તે દરેકને જુદાં જુદાં કાર્ય સોંપી જણાવ્યું કે આપણે સાંજના સમયે જ્વાળાપ્રસાદને ત્યાં જવું. તે અરસામાં હું પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ તથા કલેકટર સાહેબને મળી પોલીસોની મદદ વગેરેનો બંદોબસ્ત કરી લઉંછું; અને યતિન્દ્રનાથને પણ નગરમાં લાવી જ્વાળાપ્રસાદ પાસે પ્રથમ

મોકલું છું." આટલું કહી રજનીકાન્ત રમાને ત્યાં રહેવાનું સૂચવી ચાલતો થયો. રમણ, મોહન તેમને સોંપેલા કાર્યમાં પડયા. તારા રમા મોહિનીને લઇ અન્ય કાર્યમાં પ્રવૃત્ત થયાં.

---

## પ્રકરણ ૨૨ મું.

### શયતાનનો સંતાપ.

જ્વાળાપ્રસાદને પકડવાની સર્વ ગોઠવણ થઈ ચૂકી. સૂર્યપૂરનો ધનાઢય જ્વાળાપ્રસાદ આજે ગુન્હેગાર સ્વરૂપે પોલીસોથી પકડાશે. તેની પ્રાતષ્ઠા ધુળમાં મળી જશે. અહા! તેના ભાગ્યનું એ કેવું પરિવર્તન! અતીશયમાં સાર નહિ. જો જ્વાળાપ્રસાદે સંતોષ માની જીવન વ્યતિત કર્યું હોત તો તેની અવદશા થવાનો સમય આવત નહિ. પણ વિનાશકાળે વિપરીત બુદ્ધિ અનુસાર તે આખર સુધી કંઇ સમજ્યોજ નહિ. તેતો એમજ સમજતો હતો કે હું હવે સુખરૂપે સંસાર તરી શકીશ. મારા ભયંકર કાર્યો કોઇ પણ જાણનાર નથી. હું ધારીશ એ કરી શકીશ. પણ તેની ધારણાઓ ધુળ મળવાનો સમય નિકટ આવ્યો. પાપકર્મ છૂપું રહી શકતું નથી. ભોંયરામાં પેસી પાપકર્મ કરો પણ આખરે તો તે પ્રકાશમાં આવે છે. પાપ મનુષ્યોથી છૂપાવાય છે પણ પરમાત્માથી છૂપાવી શકાતું નથી. કૃપાળુ પરમાત્મા દરેક મનુષ્યોનાં શુભાશુભ કર્મો જાણે છે અને એજ આખરે સારાને સારૂં અને પાપીને ખરાબ ફળ આપે છે. મોહનરાયના મકાનમાં જે વખતે જ્વાળાપ્રસાદને પકડવાનો નિશ્ચય થઇ ચૂકયો, અને રજનીકાન્ત બહાર નીકળ્યો, તે વખતે એક કાળી આકૃત્તિ પણ તરત તેની પાછળ નીકળી જ્વાળાપ્રસાદના મકાન તરફ વળી. મોટું પરોઢ થયું હતું. અંધકાર ધીમે ધીમે નષ્ટ થતો હતો. નક્ષત્રો એક પછી એક નભમંડળમાં અદૃશ્ય થતાં હતાં, ઝાંખો પ્રકાશ પૃથ્વી પર પથ-

રાતો હતો. આ વખતે રજનીકાન્તની પાછળ બહાર નીકળેલી વ્યકિતએ એક સ્થળે ઉભા રહી રજનીકાન્ત કઈ તરફ ગયો તે જોઇ આગળ પ્રયાણ કર્યું. આ વ્યકિત અન્ય કોઈ નહિ પણ જ્વાળાપ્રસાદનો વફાદાર મિત્ર યા સેવક ભવાનીમલ્લ હતો. જ્વાળાપ્રસાદ શુદ્ધિમાં આવી તેને મળ્યો હતો અને તેને સઘળી વાત જણાવી તેજ વખતે તેને મોહનરાયના મકાન તરફ છૂપી બાતમી લેવા તેને રવાને કર્યો, પોતાનું હવે આવી બન્યું છે, પોતે આજે અગર કાલે પણ અવશ્ય પકડાશે એવો જ્વાળાપ્રસાદને નિશ્ચય થઈ ચૂકયો હતો. જે શહેરમાં પ્રતિષ્ઠિત માણસ ગણાઇ ગાડીઘોડામાં ફરેલા તેજ શહેરમાં પોલીસોના પહેરા નીચે બહાર નીકળી બેઆબરૂ થવું તેના કરતાં મરવું એ ઘણું સારૂં. આવા વિચારથી જ્વાળાપ્રસાદ અત્યંત શોકાતુર વદને બેસી રહ્યો. ભવાનીમલ્લના ગયા પછી થોડીવારેજ તેનો ખાસ મિત્ર મહનદખાં ત્યાં આવી પહોંચ્યો. આ ફોજદાર તેનો ખાસ વિશ્વાસપાત્ર હતો. જ્વાળાપ્રસાદના પ્રતાપે ફોજદારસાહેબ પણ માલદાર બની ગયા હતા. પ્રજાનું રક્ષણ કરી નામદાર સરકારની કીર્તિને ઉજ્વળ કરવી એ ધર્મને તો તેમણે ક્યારનીએ તીલાંજલી આપી દીધી હતી. જ્વાળાપ્રસાદ તેનાં ભયંકર કર્મોથી ઘણીવાર આ ફોજદાર સાહેબના લીધેજ બચી જતો. મહમદખાં સાહેબને હવે દ્રવ્યની તૃષ્ણા નહોતી. થોડા દિવસમાંજ રાજીનામુ આપી નોકરીમાંથી છૂટા થઇ પરદેશ ઉપડી જવાનો તેમનો વિચાર હતો. તેણે આ પરોઢના સમયે પોતાને બોલાવવાનું કારણ શેઠને પૂછ્યું. જ્વાળાપ્રસાદે તેને અથ ઈતી વાત કહી સંભળાવી. સઘળી વાત ધ્યાનપૂર્વક શ્રવણ કરી મહમદખાં વિચારમાં પડયો. પૂર પુષ્કળ ચઢયું છે, પાર ઉતરવાનો હવે ઉપાય નથી. મહમદે ઘણી લાંબી નજરો દોડાવી પણ જ્વાળાપ્રસાદને બચાવવાની એક પણ બારી જણાઇ નહિ. તે ઘણીવાર સુધી વિચારમાંજ

બેસી રહ્યો. જ્વાળાપ્રસાદ મ્લાન મુખે તેની સામે જોઇ રહ્યો હતો. ઘણીવાર થઇ છતાં કંઇ નિશ્ચય થયો નહિ ત્યારે ફોજદારે છેવટે સલાહ આપી કે, તમારે હવે અહિંથી પસાર થઇ જવું. નોકર ચાકરોને રજા આપવી. મકાન, સરસામાન વગેરે વેચી નાખવું અને ઇંગ્લંડ અગર જર્મનીમાં જઇ નામવેશ બદલી રહેવું. આ સિવાય બચવાનો એક પણ ઉપાય મને માલુમ પડતો નથી. તેની સલાહનો થોડીકવાર વિચાર કરી જ્વાળાપ્રસાદે કહ્યું. "હા, મારો પણ એવોજ વિચાર છે; પણ મકાન, સામાન વગેરે વેચતાં ઘણા દિવસ નીકળી જશે અને એટલામાં તો મારી પર ઘોંસ આવશે. ખરેખર હું બહુજ મુઝાયો છું, મને એક પણ રસ્તો જડતો નથી."

"શેઠ! આ વખતે ગભરાઇ જવું એ મ્હોતને જલ્દીથી બોલાવવા જેવું છે. મારી સલાહ માનો તો તમે આજને આજ સઘળા સામાન સાથે મકાન વેચી મારો. તમારી પાસે જર—જવાહિર પુષ્કળ છે. તે લઇ મકાન તથા સામાનનું જે આવે તે લઇ રાત્રેજ મેલમાં પસાર થઇ જવું." મહમદખાંએ કહ્યું.

"પણ મકાન ખરીદનારને તો શોધવો પડશેને ?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

"હું જાતેજ તમારૂં મકાન સર્વ ફરનીચર સાથે લઇ લેવા તૈયાર છું. બોલો, પછી છે કાંઇ ફીકર ? જો વિચાર હોય તો કહી દયો ?" ફોજદારે પોતાનો સ્વાર્થ ધાર્યો, ભાવી ચક્રરમાં ફસાવા તૈયાર થએલો જ્વાળાપ્રસાદ કબુલ થયો. અરસપરસ નાણું :લેવાની સમજુતી થઇ. આ અરસ્સામાંજ ભવાનીમલ્લ શ્વાસભર ત્યાં દોડી આવ્યો. તેના મુખપરના ગભરાટથી જ્વાળાપ્રસાદ સમજી ગયો કે નક્કી કાંઈ નવાજુની થઇ છે ખરી. ભવાનીમલ્લના ગભરાટથી તે પોતે પણ ભયભીત બન્યો.

તેણે ભવાનીમલ્લને ગભરાટનું કારણ પૂછ્યું. ભવાનીમલ્લે મોહનરાયના મકાનમાં થએલો નિશ્ચય તેને જણાવ્યો, જ્વાળાપ્રસાદ વ્યાકુળતાથી બોલી ઉઠયો, "શું આજને આજ મને પકડવાનો નિશ્ચય થયો છે?" "હા, આજ સાંજ પડતાં પહેલાંજ પોલીસો આપણા મહાલયપર હરોડો પાડી આપને પકડનાર છે. પોલીસના બંદોબસ્તને માટે રજની-કાન્ત સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબના બંગલા તરફ જવા રવાને થઇ ચુકયો છે. હું તેની પાછળજ બહાર નીકળી આવ્યો છું. શેઠ! આપણે જરૂર આજે પકડાઇ જઈશું. આપણું ભાગ્ય પલટયું હોય એમ જણાય છે. આપણી મોહિની પણ તેમની મદદગાર થઇ છે. તે હાલ ત્યાં છે. મોહને તમારા ખૂની હુમલાની વાત જાહેર કરી છે. વળી વધારામાં પેલી આપણી દુષ્મન બુરખાવાળી સ્ત્રી મોહિનીને લઇ ત્યાં આવી અને તેણે મોહિનીને બચાવવાનું કહી તમને જલ્દીથી પકડવાનું સુચવ્યું, શેઠ! આપણે હવે જરૂર પકડાઇ જવાનાજ. આપણા મ્હોતના પુરાવાના તમામ કાગળો પણ દુશ્મનોની પાસે ગએલા છે. આવું જોઇ હું તરત નીકળી આવ્યો છું. મારૂં લોહી ઠંડુ પડી જાય છે. જીવ ગભરાય છે. શેઠ! હવે આપણું આવી બન્યુ." ભવાનીમલ્લ ધ્રુજવા લાગ્યો. તેનું મોં ફિકકું પડી ગયું. તે ગભરાટથી ચારે તરફ જોવા લાગ્યો. જ્વાળાપ્રસાદની પણ એવીજ બલકે તેનાથી વધારે ખરાબ સ્થિતિ થઇ રહી હતી. તેણે અવાચક મૂખે મહમદખાં મિત્ર સામે જોયું. તત્કાળ ફોજદારે તેને ધિરજ આપી જણાવ્યું કે, "તમે તમારા નોકરોને પગાર ચૂકાવી આપી જલ્દીથી રજા આપી દયો અને તમારી જીંદગી સુખમાં જાય એટલું જવાહિર, વસ્ત્ર વગેરે સામાન તૈયાર કરી પસાર થવા તૈયાર થાઓ. મકાન વગેરેનો બંદોબસ્ત હું જાતેજ કરી લઇશ. વળી હું આ વખતે જ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબના

બંગલે જઇ સઘળી બાબતના સમાચાર મેળવી જલ્દીથી પાછો આવું છું." આટલું સૂચન કરી ફોજદાર સાહેબ ત્યાંથી ચાલતા થયા. આ વખતે પ્રાતઃકાળ થયો હતો. નોકર ચાકરો જાગૃત થઈ પોતપોતાના કામે લાગી ગયા હતા. બાદ થોડીવારે જ્વાળાપ્રસાદે પોતાના તમામ માણસોને એકઠા કરી પોતાને પરદેશ લાંબી મુસાફરીએ ઉપડી જવાનું જણાવી સૌને બીજે નોકરી ખોળી લેવાનું જણાવ્યું. શેઠનું એકાએક આવું સૂચન સાંભળી નોકરો આશ્ચર્ય પામ્યા. તે પછી જ્વાળાપ્રસાદે દરેકનો પગાર ચૂકાવી આપી પગાર ઉપરાંત એકેક માસનો પગાર બક્ષીસ કર્યો. તે પછી તમામ નોકરો પોતપોતાનો સરસામાન ઉઠાવી શેઠને સલામ કરી ચાલતા થયા. નોકરોના ગયા બાદ જ્વાળાપ્રસાદે ભવાની-મલ્લને પૂછ્યું, "બોલ, તારો હવે શું વિચાર છે ?"

"તમે કહો તેમ કરવાને હું તૈયાર છું." ભવાનીએ જણાવ્યું.

"તારે અહિં રહેવું હોય તો હું તને તારી જીંદગી સુખમાં જાય એવી વ્યવસ્થા કરી આપતો જાઉં ?"

"શેઠ! હું આ શહેરમાં તો કોટી ઉપાયે સુખમાં રહી શકું એમ નથી, આપના ગયા પછી તરત રજનીકાન્ત મને પકડશે અને તમારો ખાસ મદદગાર ગણી દેશનિકાલ કરાવશે. માટે જો આપને આપના આ રંક સેવકની લગીર પણ દયા આવતી હોય તો મને પણ આપની સાથેજ લેતા જાઓ. આપ જ્યાં જશો ત્યાં હું આવીશ અને જીંદગી પર્યંત આપની સેવા કરીશ. જેની પાસે રહી મ્હેં અત્યંત સુખ ભોગવ્યું છે; તે મારા શેઠને હું આ ભયાનક વખતે છોડી દેવા ઇચ્છતો નથી. શેઠ ! હું આપના સુખદુઃખમાં ભાગ લેવાને ઇચ્છું છું." ભવાનીમલ્લે પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો.

જ્વાળાપ્રસાદ તેને સાથે લઇ જવાના નિશ્ચયથી બોલ્યો, "ભવાની! તું હવે આજથી મારો નોકર નથી પણ એક મિત્ર અને ભાઈ છે. હાલ આપણું જીવન જોખમમાં આવી પડયું છે. આપણા ભાગ્યે જો આજનો દિવસ પૂર્ણ થાય અને રાત્રિ પડે તો તરત આપણે રાત્રિના મેલમાં રવાને થઇ જઇશું. ભવાની! ચાલ આપણે સાથે લઇ જવાનો સામાન એકઠો કરીએ." કહી જ્વાળાપ્રસાદ ભવાનીને લઈ બીજા ઓરડા તરફ ચાલ્યો ગયો અને સાથે લઇ જવાનો સામાન એકત્ર કરવા લાગ્યો. નોકર ચાકરોના જવાથી જ્વાળાપ્રસાદનું મોટું મહાલય શૂન્યકાર જણાતું હતું. અંદર કોઇ નહોતું. ફક્ત જ્વાળાપ્રસાદ અને ભવાની ભવિષ્યની ઉથલપાથલ કરી રહ્યા હતા. ઘણાં વરસ એશઆરામ અને સાહ્યબીમાં ગુજારનાર જ્વાળાપ્રસાદ પર અચાનક વિપત્તિનું વાદળ ઘેરાવાથી તેના માનસીક દુઃખનો પાર રહ્યો નહોતો. સામાન એકત્ર કરતા જ્વાળાપ્રસાદનું મુખ નિસ્તેજ દીન જણાતું હતું. તેની આંખ્યોમાં ઝળઝળીયાં જણાતા હતાં. પલાયનની ઇચ્છાથી તે સામાન જલ્દીથી એકત્ર કરી રહ્યો હતો, ભવાનીમલ્લ સામાનને વ્યવસ્થા પુર્વક બાંધતો હતો. કેટલાક સુવર્ણ દાગિના મોતી જવાહિરના દાબડા પેક કરી જ્વાળાપ્રસાદે એક નાની ડબ્બી ઉઘાડી તેમાંથી એક વિંટી બહાર કાઢી. આ વિંટી ઉપર બે પ્રકાશિત નાના હિરા જડેલા હતા. જ્વાળાપ્રસાદે થોડીકવાર એ વિંટી તરફ જોઇ રહી તેને પોતાની આંગળીએ પહેરી લીધી અને તે આંગળી ઉપર કપડું લપેટી મજબુત પાટો બાંધી દીધો, કે જેથી જોનારને એમજ માલમ પડે કે તેની આંગળીએ કંઇક દર્દ થએલું હોવું જોઇએ. સામાન પેક થઈ ગયો. જ્વાળાપ્રસાદ ભવાની પાસે આવ્યો. એવામાં ભવાનીને કંઇક યાદ આવતાં પૂછયું,

"શેઠજી! પેલી ડાયરી તો સલામત છે ને?"

" કઇ ડાયરી ?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

" તમારી હમેશની ડાયરી કે જેમાં તમે અત્યાર સુધી કરેલાં દરેક કામની યાદી ? "

" ના, તે ડાયરી દુષ્મનોના હાથમાં ગઇ છે અને તેથીજ આપણે ગૂન્હેગાર સાબિત થનાર છે. તેમાં ખૂન ઉપરાંત મારા જીવનની પણ કેટલીક ખાનગી બાબતો તેમાં લખેલી છે. ભવાની ! જો એ ડાયરી મારી પાસે રહી હોત તો આપણને ફસાવવાની કોઇની પણ તાકાત નહોતી. હા ! જ્યારે માણસને માથે વિપત્તિ આવી પડે છે; ત્યારે તેના સર્વસ્વનો નાશ થાય છે. મારી ડાયરી સાથે લાકડી, દસ્તાવેજો, પેલું...વીલ વગેરે શત્રુઓના હાથમાં ગએલ છે. આપણી અત્યારે ઘણીજ કફોડી સ્થિતિ થઇ રહી છે. આપણી જે પળ જાય છે તે અમૂલ્ય જાય છે. આપણે ગમે એ પ્રકારે રાતના મેલમાં અહિંથી જતું રહેવું જ જોઇએ." જ્વાળાપ્રસાદે કહ્યું. આમ વાતો ચાલી રહી છે. એવામાંજ મી. મહમદખાં ફોજદારસાહેબ ધસમસ્યા ત્યાં આવી ઉભા રહ્યા. આ વખતે તેમના મુખપર કાળાશ છવાઈ ગઇ હતી. કપાળપર પસીનો વળી આવ્યો હતો અને આ સ્થળે જલ્દીથી આવ્યા હોય એમ તેમના મુખપરથી જણાતું હતું. જ્વાળાપ્રસાદ તેના મુખપરનો ફેરફાર જાણી ગયો. તેણે ભયભીત થઇ પૂછ્યું, " કેમ શું સમાચાર છે ? કંઇ ખબર પડી ?"

" શેઠ ! સમાચાર ખરાબ છે. તમારી ડાયરી મોટા સાહેબ પાસે રજુ થઇ છે. સાહેબ તમારા સર્વ કાર્યોથી જાણીતા થયા છે. તેમણે આ બાબતથી કલેકટર સાહેબ તથા કમીશનર સાહેબને પણ તારથી ખબર આપી દીધી છે; અને આજે તમને પકડવા રજનીકાન્તને પોલીસોની

મદદ આપવાનું જણાવ્યું છે. આ ઉપરાંત મારી ઉપર પણ કંઇક આફત આવે એમ જણાય છે. આવા સમાચાર મળતાંજ હું તાબડતોબ ત્યાંથી નીકળી અહિં આવી પહોંચ્યો છું. શેઠ! તમારી ડાયરીએજ તમારૂં અને મારૂં સત્યાનાશ વાળ્યું છે."

મહમદખાંના શબ્દો સાંભળી જ્વાળાપ્રસાદનું લોહી ઉડી ગયું. તેણે મંદસ્વરે પૂછ્યું, "ત્યારે હવે કેમ કરવું? તમારી ધ્યાનમાં બચવાનો કોઇપણ ઉપાય જણાય છે?"

"ના, તમારી ડાયરીજ તમારાં કર્મો ખુલ્લાં કરે છે. જો ડાયરી દુશ્મનોના હાથમાં ગઇ નહોત, તો મોટો બેરીસ્ટર રોકીને પણ સઘળો બચાવ થઇ શકત. ખરેખર આપણે મોટી ભૂલ કરી છે. આપણે આજ સુધી ઉંઘમાંજ ઉંઘ્યા છીએ. જો આપણે પ્રથમથીજ મનમાનતાં નાણાં આપી રજનીકાન્તને ફોડયો હોત તો આજે આ વખત આવત નહિ. રજનીકાન્તના હાથમાંજ આ કેશ હતો અને હજી પણ છે પરંતુ સાહેબ સૂધી વાત પહોંચી જવાથી હવે કંઇપણ બની શકે એમ નથી." મહમદખાંએ કહ્યું.

"વારૂ મને ક્યારે પકડવામાં આવનાર છે?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

"આજ સાંજ પડતાં પહેલાંજ. તમારો જે વખત જાય છે તે ઘણોજ સારો જાય છે."

"ત્યારે હવે અમારાથી પલાયન પણ કરી શકાશે નહિ?"

"ના, તમારાં સુભાગ્ય હોય તોજ આજનો દિવસ પૂરો થઇ તમને જવાનો સમય મળે."

"વારૂ, તમે હવે કેમ કરશો?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

"હુ પણ એજ વિચારમાં પડયો છું કે મારે કેમ કરવું?"

"બીજું કાંઇ નહિ, તમારે પણ જ્વાળાપ્રસાદના મિત્ર તરીકે ગૂન્હેગાર ગણાવું."

આમ કહેતા યતિન્દ્રનાથ એકાએક ત્યાં આવી ઉપસ્થિત થયા. પાપીઓના ગભરાટનો પાર રહ્યો નહિ. ત્રિપુટી અવાચક બની યતિન્દ્રનાથના સામે જોઈ રહી.

યતિન્દ્રનાથે ગંભીર સ્વરે કહેવા માંડયું, "મહમદખાં! તારે આ વખતે તારી મિત્ર ફરજ બજાવી તારા મિત્રને બચાવવો જોઇએ. પણ તું મિત્ર ફરજ સમજે છેજ કયાં? તારી મિત્ર ફરજ તો ફક્ત દ્રવ્ય સંપાદન કરવામાંજ સમાએલી હતી. ત્હેં પૈસાના લોભથી અનેક નિર્દોષજનોને હેરાન કર્યા છે. મિત્રતાનો ધર્મ પૈસા પ્રાપ્તિમાંજ સમજી ત્હેં પોતેજ જ્વાળાપ્રસાદને આ સ્થિતિએ પહોંચાડી તું નામદાર સરકારની કીર્તિને પણ કલંક રૂપ થઈ પડયો છે. જો ત્હેં જ્વાળાપ્રસાદને સુમાર્ગે વાળવાનો પ્રયત્ન કર્યો હોત તો ત્હેં તારો મિત્ર ધર્મ યથાર્થ બજાવ્યો હોત. પણ ત્હેં તારી અમલદારી પ્રજાને ત્રાસ આપવામાં, મૂછોના આંકડા અદ્ધર રાખી ખરાનું ખોટું કરવામાં, અને જ્વાળાપ્રસાદ જેવાં શ્રીમાનોની મિત્રાઇમાંથી મળતા દ્રવ્યથી તારા ઉપરીઓને ખુશ કરવામાં વ્યર્થ ગૂમાવી છે. ત્હેં તારી અલમદારી સત્ય પ્રમાણિકતાથી નીભાવી નથી, આનો બદલો જરૂર પરમાત્મા લેશે. તું તારા મનમાં એમ સમજતો હોઇશ કે જ્વાળાપ્રસાદ ફસાસે અને તું સુખથી રહીશ; પણ ના, તું જ્વાળાપ્રસાદનો મિત્ર અને તેના પાપકર્મોનો ભાગીદાર છે એ હું જાણું છું અને થોડીવાર પછી આખું નગર પણ જાણશે. મહમદખાં! તને નામદાર સરકારે શામાટે ઉંચી પાયરી પર ચઢાવ્યો

હતો? તારી ફરજ પ્રજાનું કલ્યાણ કરવામાંજ સમાએલી હતી. તને પ્રજાની સેવાના અર્થેજ ઉંચ પદવી પ્રાપ્ત થઈ હતી. પણ તું અન્યાય માર્ગે વર્ત્યો છે. તારાથી પ્રજાને સુખ મળવાને બદલે દુઃખ જ મળ્યું છે. એ પ્રજાના ત્રાસથી તારે પણ કારાગ્રહ નિવાસ કરવો પડશે. તારાં કર્મોની નોંધ પણ સાહેબ પાસે ક્યારનીએ પહોંચી ગઈ છે; અને તને પણ જ્વાળાપ્રસાદનો મદદગાર ગણી પકડવાનો હુકમ રજનીકાન્તને મળી ચૂક્યો છે. તારાં આજ સૂધીનાં દરેક કામની નોંધ રજનીકાન્તે રાખી હતી; અને એજ નોંધથી તારાં પાપ પ્રકાશમાં આવ્યાં છે. તમે ત્રણે ગૂન્હેગાર છો. તમે હવે કોટી ઉપાયે નિર્દોષ થનાર નથી." આટલું લંબાણ વિવેચન કરી યતિન્દ્રનાથ ત્રણેના મુખ તરફ જોઇ રહ્યા. ત્રિપુટીનાં મુખ પર શ્યામતા છવાઈ ગઈ. મૌન પ્રવર્તાઈ રહ્યું. શાન્તિ પથરાઇ ગઈ. મહમદખાંના હોંશકોસ ઉડી ગયા. પુનઃ યતિન્દ્રનાથ જ્વાળાપ્રસાદને ઉદ્દેશી બોલ્યા, "કેમ શું વિચાર ચાલી રહ્યો છે?"

"વિચારમાં બચાવની બારી ખોળું છું. આપ કંઇ બતાવો છો?" જ્વાળાપ્રસાદે પૂછ્યું.

"મ્હેં તને પ્રથમ જ જણાવ્યું હતું કે સજ, પણ ત્હેં મારા કહેવાની કંઇ પણ દરકાર કરી નહિ. જ્વાળાપ્રસાદ! સઘળા પૂરાવા એકત્ર થઈ ગયા છે. આ ઉપરાંત તારી મોહિની ક્ષમાની ઉમેદવાર તરીકે તારા વિરૂદ્ધ સાક્ષી આપનાર છે. ત્હેં એવાં ભયંકર પાપકર્મો કર્યાં છે કે જેથી તને જે શિક્ષા થાય તે ઓછીજ છે. તારા બચાવનો ઉપાય હવે ફક્ત નારાયણ પાસેજ છે. મારાથી કંઇ પણ બની શકે એમ નથી." યતિન્દ્રનાથે કહ્યું. જ્વાળાપ્રસાદ અવાચક બની ઉભો રહ્યો. મધ્યાન્હ કાળનો સમય થવા આવ્યો હતો. બહાર

કંઇક ગરબડ સંભળાવા લાગી. ગુન્હેગારો ગભરાવા લાગ્યા. મહમદખાં કંઇક વિચાર કરી બોલ્યો, "શેઠ! લાચાર છું કે હું હવે તમારે માટે કંઇ પણ કરી શકતો નથી, હું હવે જાઉં છું." કહી મહમદખાં જવાને તૈયાર થયો; પણ એટલામાંજ યતિન્દ્રનાથ બોલી ઉઠયા, "ફોજદાર સાહેબ! તમારે આવી રીતે એકાએક ચાલ્યા જવું તે યોગ્ય નથી. જે મિત્રની સાથે અત્યાર સૂધી મોજમઝા ઉડાવી તેને આખરના વખતે છોડી દઇ ચાલ્યા જવું તે આપના જેવા અમલદારને શોભે નહિ."

આવાં વાકય બાણોથી મનમાં ભય પામતો મહમદખાં ઉપરથી હિંમત બતાવી બોલ્યો, "મહારાજ! હું જ્વાળાપ્રસાદના માટે જે કાંઇ કરૂં તે ઓછું જ છે. હું તેના બચાવને માટે છેક છેવટ સૂધી ઉભો રહીશ. બાકી તમે જે મારા માટે કહ્યું તે તદ્દન ખોટું છે."

"ખોટું હશે તો થોડીવાર પછી જણાશે. તમે આજ સાંજ સૂધી અહિં જ રોકાવ."

"મારાથી હવે વધુવાર રોકાઇ શકાય એમ નથી. મારે મારી નોકરી સંભાળવી જોઇએ. તે સાથે અહિંથી જઈ જ્વાળાપ્રસાદના બચાવને અર્થે પણ કંઇ પ્રયત્ન કરવો યોગ્ય ધારૂં છું." મહમદખાંએ જવાનો રસ્તો ખોળ્યો. તેના મનની વાત જાણી. તરત યતિન્દ્રનાથ બોલ્યા, "જ્વાળાપ્રસાદના બચાવને અર્થે તમારાથી કંઇ પણ બની શકે એમ નથી. તેમજ તમારે તમારી નોકરી સંભાળવાની પણ જરૂરત રહી નથી. કારણ કે તમે નોકરી ઉપરથી સદાને માટે ફારેગ થઈ ગયા છો, જો મારૂં કહેવું તમે માનતા ન હો તો બહાર જઇ જુઓ કે દ્વાર ઉપરજ તમારા ઉપરી અધિકારી સાહેબનો પટાવાળો તમને ઘેર બેસવાનો હુકમ લઇને ઉભો છે કે નહિ? વળી ખુદ સાહેબ તમને

તેમની પાસે બોલાવે છે." યતિન્દ્રનાથનું કહેવું પૂર્ણ થતાંજ મહમદખાંને માથે જાણે પ્હાડ તૂટી પડયો હોય એમ થઇ આવ્યું, તેને ચારે તરફ અંધકાર જણાવા લાગ્યો. તેણે ભયભીત વદને જ્વાળાપ્રસાદ સામે જોયું. પણ જ્વાળાપ્રસાદ તેને આશ્વાસન ક્યાંથી અને કેવી રીતે આપી શકે ? આ સમયે જ યતિન્દ્રનાથે દ્વાર આગળ ઉભેલા સિપાહીને બુમ મારી અંદર બોલાવ્યો. મહમદખાં, જ્વાળાપ્રસાદ અને ભવાનીમલ્લનાં હાંજાં ગગડી ગયાં. કાળા પોશાકવાળા સિપાહીને યમદૂત સમજી જ્વાળાપ્રસાદ સર્વાંગે કંપવા લાગ્યો. પોલીસની નોકરી કરનાર મહમદખાંનું મુખ પણ શ્યામ પડી ગયું. આવનાર સિપાહીએ નોકરી પરથી રજા મળવાની અને સાહેબની પાસે જવાની વાત જણાવી. મહમદખાં શું કરવુંના વિચારમાં પડયો. યતિન્દ્રનાથ શાન્ત મુખમુદ્રાએ દૂર ખશી ઉભા રહ્યા. આવનાર સિપાહી મહમદખાંને ચાલવાની ઉતાવળ કરવા લાગ્યો. આ અરસામાં જ બહાર ગરબડ મચી રહી. વિપત્તિનું વાદળ આવી પહોંચ્યું ધારી જ્વાળાપ્રસાદે ફોજદાર તથા ભવાનીમલ્લને નેત્રનો સંકેત કરી પોતાની પાછળ ચાલી આવવાનું સૂચવ્યું. તે પછી તત્કાળ જ્વાળાપ્રસાદ ત્વરીત પગલે આગળ ચાલ્યો. મહમદખાં અને ભવાનીમલ્લે તેનું અનુકરણ કર્યું. યતિન્દ્રનાથ અટકાવવાને દોડયા, પણ મહમદખાંએ તેમના અંગ પર ધશી જઇ તેમને ધક્કો મારી જમીન પર ફેંકયા. યતીન્દ્રનાથે ઉભા થઇ જોયું તો ત્રિપુટી ગૂમ થએલી જણાઇ. આ વખતે જ સઘળાં દ્વાર ઉઘડી ગયાં અને પોલીસોનું ટોળું ત્યાં ધસી આવ્યું. સૌને મોખરે રજનીકાન્ત, રમા અને મોહિની ઉભાં હતાં.



# પ્રકરણ ૨૬ મું.

## ભયંકર આગ.

મધ્યાન્હ સમય થયો હતો. જ્વાળાપ્રસાદનાં પાપકર્મોથી સૂર્ય ભગવાન પણ કુપીત થઇ પ્રખરતા ધરાવી રહ્યા હતા. સૂર્યપૂરના ધનાઢ્ય ગણાતા જ્વાળાપ્રસાદનું મહાલય યમદૂત જેવા જણાતા શ્યામ વસ્ત્ર ધારી સિપાહીઓથી ભરાઇ ગયું હતું. તમાસાને તેડું હોતું નથી. એ પ્રમાણે લોકોનાં ટોળે ટોળાં મહાલય આગળ આવી એકત્ર થતાં હતાં. તેમાંના કોઇ આશ્ચર્યતા દર્શાવતા હતા, તો કોઈ જ્વાળાપ્રસાદને ચીનનો શાહુકાર, ધોળકાનો ઠગ, તાલીમબાજ વ્હેપારી વગેરે ઉપનામ આપી આનંદ માનતા હતા. ધક્કા મૂક્કી પુષ્કળ થઇ રહી હતી. એ મજબુત બાંધાના પોલીસો ઝાંપા આગળ ઉભા રહ્યા હતા; અને ઝાંપા બહાર પણ બે સિપાહીઓ લોકોને દૂર રાખવાના પ્રયત્નો કરતા હતા. જ્વાળાપ્રસાદની વાત વાને વેગે નગરમાં ફેલાઇ ગઈ. લોકોનો જમાવ પુષ્કળ થઇ ગયો કે જેથી સિપાહીઓને પણ બંદોબસ્ત રાખવો મૂશ્કેલ થઈ પડયો. લોકો સિપાહીઓને પણ ધક્કા મૂક્કી કરવા લાગ્યા. આ અરસ્સામાંજ એક યુરોપીઅન સારજંટ ઘોડેસ્વાર થઇ ત્યાં આવ્યો; અને તેણે લોકોને દૂર કરવાના હેતુથી ઘોડો લોકોનાં ટોળામાં નાખ્યો. વાગવાના ભયથી લોકો આઘા પાછા ખશી ગયા. સારજંટ ઘોડેથી ઉતરી ઝાંપા આગળ ઉભો. જે લોકો થોડીકવાર પર સિપાહીઓને ધક્કામૂક્કી લગાવતા હતા; તે આ સારજંટને જોઇ કંઇ પણ કરી શકયા નહિ. તેઓ જ્યાં ઉભા હતા; ત્યાંને ત્યાં જ ઉભા રહ્યા. તેમાંના કેટલાક તો પંચાતનામામાં લઇ જશે, નાહકની સાક્ષી પૂરવી પડશે; કોર્ટમાં ધક્કા ખાવા પડશે વગેરેના

વિચારથી ઘર તરફ રવાને થઈ ગયા હતા. સારજંટ પહેલવાનની માફક આમતેમ આંટા મારવા લાગ્યો. તેના ગૌરવર્ણના તેજમાં અંજાએલા લોકો તેલમાં માંખ ડૂબે એ મિશાલે શાન્તિથી ઉભા રહી સર્વ પ્રકાર અવલોકી રહ્યા. 'જ્યારે બહારની બાજુએ આ પ્રમાણે બની રહ્યું હતું; ત્યારે અંદરની બાજુએ કંઇક અન્ય જ પ્રકાર ચાલી રહ્યો હતો.

યતિન્દ્રનાથે જ્વાળાપ્રસાદ વગેરેના ગૂમ થવાની વાત રજનીકાન્તને જણાવી. 'હું તેને પાતાળમાંથી ખોળી કાઢીશ' કહી રજનીકાન્તે મહાલયમાં તપાસ ચલાવી. તે અને રમણ દરેક ઓરડા, છૂપા ઓરડા વગેરે સ્થળોએ ફરી વળ્યા; પણ જ્વાળાપ્રસાદનો કે તેના મિત્રોનો કંઇ પણ પત્તો લાગ્યો નહિ. મહાલયમાં સઘળું અવ્યવસ્થિત થઈ ગયું હતું. કિંમતી ચીજો આમતેમ પડેલી હતી. રજનીકાન્તે દરેક ઓરડે સિપાહીનો પહેરો મૂકી દીધો. તે પછી રજની અને રમણ જ્વાળાપ્રસાદની પ્રયોગરૂમ આગળ આવ્યા. ફક્ત એજ ઓરડો તપાસવાનો બાકી હતો. રમણે આગળ વધી તે ઓરડાનાં બારણાં ઉઘાડયાં. પણ અરે આ શું ? અંદર ભિષણ અંધકાર પથરાએલો હતો, રમણે બત્તી કરી અંદર પ્રવેશવાની ઇચ્છા જણાવી. તરત રજનીકાન્તે એક મીણબત્તી અને એક દિવાસળીની પેટી રમણના હાથમાં મૂકી. રમણે મીણબત્તી સળગાવી. અંધકાર દૂર થયો; પ્રકાશ પથરાયો. બન્ને પ્રયોગરૂમમાં પ્રવેશ્યા. તે ઓરડામાં અનેક પ્રકારનાં યંત્રો, ભઠ્ઠીઓ, ઝેરી દવાઓ, કાર્યનાં ઉપયોગી હથીઆરો વગેરે પડેલું હતું. રજનીકાન્ત અને રમણ દરેક વસ્તુનું નિરીક્ષણ કરતા ફરવા લાગ્યા. જ્વાળાપ્રસાદના ગૂમ થઇ જવાથી રમણના ગુસ્સાનો પાર રહ્યો નહોતો. તે પ્રયોગરૂમમાંની વસ્તુઓ આમથી તેમ ફેંકી દેતો હતો, એટલામાં એક વચ્ચે પડેલો ટીનનો નાનો ડબ્બો તેના હાથમાં આવ્યો. રમણે મીણબત્તી નીચે ગોઠવી ડબ્બાનું

ઢાંકણુ ઉઘાડ્યું. ડબ્બાની અંદરની વસ્તુ વરાળરૂપે બહાર નીકળી અને એ સાથે જ નીચું વદન કરી જોતો રમણ ઉપરાઉપરી બેચાર છીંક ખાઇ તે ઝેરી દવાની અસરથી બેશુદ્ધ બન્યો. તેના પડવાના અવાજથી જમીનપર મૂકેલી મીણબત્તી વાંકા પડેલા ડબ્બાના મુખ પર પડી. ડબ્બાની વરાળ અને સળગતી મીણબત્તી એક થવાથી મોટો ભડકો થયો. જોતજોતામાં તો તે પ્રયોગરૂમમાં સર્વત્ર આગ પ્રસરી રહી. રજનીકાન્ત ગભરાયો. તે વ્યાકુળતાથી ચારે તરફ જોવા લાગ્યો. કાચનાં વાસણો ફટોફટ ફુટવા લાગ્યાં. દવાઓના શીશા અવાજ સાથે ટૂટવા લાગ્યા. દવાના ભળવાથી આગમાં વૃદ્ધિ થઇ. જવાળાપ્રસાદનો પ્રયોગરૂમ આગમાં હોમાયો. રજનીકાન્ત તત્કાળ રમણને ઉઠાવી બહાર નીકળવા દોડયો; પણ તેની આગળ પાછળ આગના ભડકે ભડકા જણાયા. હવે શું કરવું ? કેવી રીતે જીવવું ? જવાળાપ્રસાદને ફસાવતાં પોતે જ સપડાયા. આવી રીતના વિચાર કરતો રજનીકાન્ત ગભરાયો. આગ નજીક આવવા લાગી, તાપ સહન થતો નહોતો. પીંગળેલી દવા ગરમ થઇ જમીનપર પથરાતી હતી. રજનીકાન્ત અને રમણ દાઝવા લાગ્યા. રમણને ભાન નહોતું; પણ રજનીકાન્ત બૂમે બૂમ પાડતો હતો. પ્રયોગરૂમ એકાંત ભાગમાં આવેલો હોવાથી બહારનાં માણસોને આગની કંઇ પણ ખબર પડી નહિ. છેવટે આગની પ્રચંડ જ્વાળાઓએ અન્ય મનુષ્યોનું લક્ષ્ય ખેંચ્યું. જબરો કોલાહલ થઇ રહ્યો. પોલીસો ત્યાં દોડી આવ્યા. પણ અંદર પ્રવેશી રજનીકાન્ત અને રમણને બહાર કાઢવાની તેમની હિંમત ચાલી નહિ. રજની તથા રમણ આ રૂમમાં છે જાણી યતીન્દ્રનાથ બૂમે બૂમ પાડવા લાગ્યા. પણ કોની હિંમત કે આ ભયંકર આગમાં પ્રવેશી શકે ? પરંતુ પ્રભુ ઘણો દયાળુ છે. તે પુન્યાત્માઓને રીબાવા દેતો નથી. જે વખતે સર્વ મનુષ્યો

સ્તબ્ધ બની જોઇ રહ્યાં હતાં; તે વખતે જ અત્યાર સુધી શાન્ત વદને ઉભી રહેલી મોહિની અપૂર્વ સાહસથી આગ તરફ દોડી આવી અને પ્રાણની પરવાહ રાખ્યા વિના ઓરડામાં પ્રવેશી. તેની હિંમત જોઇ સઘળાં મનુષ્યો વિસ્મયતાથી તેની તરફ જોઇ રહ્યાં.

તત્કાળ યતિન્દ્રનાથ પણ મોહિનીની પાછળ દોડયો; અને અલ્પ સમયમાં મોહિની પાસે તેની મદદમાં આવી ઉભો. મોહિનીનો દેખાવ આ વખતે અવર્ણ્નિય થઇ રહ્યો હતો. તેણે બેશુદ્ધ બનતા રજનીકાન્તને પોતાના બન્ને હાથમાં ટેકાવી રાખ્યો હતો. રજનીએ આશાતુર નેત્રે મોહિની સામે જોયું. મોહિનીએ તેને ધિરજ ધરવાનું સૂચવ્યું. બીજાની મદદની મોહિની ઇચ્છા કરવા લાગી. એવામાં જ યતિન્દ્રનાથ ત્યાં આવી ઉભા. મોહિનીએ તેમના સામે જોયું. તેના હૃદયની ઇચ્છા પારખી યતીન્દ્રનાથે રજનીકાન્તને પોતાના હાથમાં ઉપાડી લીધો. આગની જવાળાઓ છેક નજીક આવી ગઈ હતી. આ બળ્યાં, એ સળગ્યાં એમ પ્રતિપળે લાગતું હતું. એટલામાં તો પ્રયોગરૂમથી મહિતગાર મોહિનીએ ત્યાં જમીનમાં આવેલું એક છૂપું ઢાંકણુ ઉઘાડી યતિન્દ્રનાથને ઉતરવાનું કહ્યું. યતિન્દ્રનાથ રજનીને ઉપાડી સીઢીદ્વારા નીચે ઉતરવા લાગ્યા. મોહિનીએ પણ રમણને બળાત્કારે ઉપાડી યતિન્દ્રનાથની પાછળ નીચે ઉતરવા માંડયું. રજનીકાન્ત હવે બેભાન થઈ ગયો હતો. પ્રયોગરૂમની આગ આગળ વધી અને તેમાં મહાલયનો બીજો ભાગ પણ હોમાયો. રસ્તાપર બુમરાણ મચી રહ્યું હતું. બંબાઓ આવી પહોંચ્યા હતા. પાણીનો વરસાદ વરસી રહ્યો હતો. પાણીના સતત મારથી આગ આખરે બુઝાઇ. મહાલયનો ઘણોખરો ભાગ ભષ્મીભૂત થયો. કિંમતી વસ્તુઓનો નાશ થયો. હરામનું હરામે જાય એ સર્વથા સિદ્ધ થયું. આ વખતે પોલીસોએ સખ્ત બંદોબસ્ત રાખ્યો હતો.

ગુપ્તદ્વાર વાટે અંદર ઉતરેલી મોહીની અને યતિન્દ્રનાથ છેક નીચેના ભાગમાં ઉતરી આવ્યાં. તેમનાં કપડાં પણ કેટલેક સ્થળેથી બળી ગયાં હતાં. તેમણે રમણ અને રજનીને જમીનપર સૂવાડી સારવાર કરવા માંડી. લગભગ અર્ધા કલાકે બન્ને શુદ્ધિમાં આવ્યા. તેમણે ઉપકારના ભારથી દબાઈ યતિન્દ્રનાથ તથા મોહિનીનો ઉપકાર માન્યો. તે પછી તેઓ બહાર નીકળી રમા મોહન વગેરેને મળ્યાં. રજનીકાન્તે દરેક સ્થળે પહેરો મૂકી પુનઃ જ્વાળાપ્રસાદની શોધખોળ ચલાવી. પોતાના પતિનો પ્રાણ બચાવનાર મોહિનીને રમાએ અતિ હર્ષથી આલીંગન આપી ધન્યવાદ આપ્યો. શોધખોળમાં અંતે સાયંકાળ થયો. રજનીકાન્તે થાકી-કંટાળી મોહિની સામે જોયું, મોહિનીએ રમાના કાનમાં ધીરેથી કંઈક વાત કરી પોતાની પાછળ ચાલ્યા આવવાની સૂચના કરી. તરત રમા તેની પાછળ ગઈ. બન્ને જણાં જોતજોતામાં નજરથી અદ્રસ્ય થઇ ગયાં. રજની, રમણ વગેરે આશ્ચર્યતાથી તેમની પાછળ જોઇ રહ્યા. બન્નેના અદ્રસ્ય થયા પછી રજનીકાન્તને જણાયું કે બન્નેનું જવું સલામતી ભરેલું નથી. આમ જાણી તેણે તત્કાળ પાંચ સિપાહીઓને પોતાની પાછળ આવવાનું જણાવી રમણ સાથે ત્યાંથી ચાલવા માંડયું અને જે રસ્તે રમા તથા મોહિની ગયાં હતાં તે માર્ગે જવું યોગ્ય ધાર્યું. તેઓ અનેક ઓરડા વટાવી એક મોટા ઓરડામાં આવી ઉભા રહ્યા. ત્યાંથી આગળ વધવાનો માર્ગ તેમને માલમ નહોતો. સઘળા એકબીજાના મુખ તરફ જોઇ રહ્યા. એવી અવસ્થામાં તેઓ થોડોક સમય વ્યતિત કરી આખરે ત્યાંથી બહાર આવી એક બીજા ઓરડા આગળ આવી ઉભા. એવામાં ત્યાં આગળ ચાલી આવતાં બે માણસો જણાયાં. તેમાં એકતો યતિન્દ્રનાથ હતો અને બીજી બુરખાવાળી ભેદી સ્ત્રી હતી. રજનીકાન્ત અને રમણના ગયા પછી તે તરત આવી હતી. યતિન્દ્રનાથે તેને સઘળી

વાત જણાવી. આ સાથેજ તેનાથી સહસા બોલાઈ જવાયું કે 'ખરેખર ! રમા અને મોહિનીને એકલાં જવા દેવામાં રજનીકાન્તે ભયંકર ભૂલ કરી છે. તે બન્ને બાળાઓના જીવ જોખમમાં આવી પડશે.' આમ બોલી તેણે યતિન્દ્રનાથ સામે જોઇ રજની તથા રમણ કઇ તરફ ગયા છે એમ પૂછ્યું. યતિન્દ્રનાથે હાથ લાંબો કરી માર્ગ બતાવ્યો. તરત તે સ્ત્રી યતિન્દ્રનાથને પાછળ ચાલ્યા આવવાનું કહી આગળ ચાલી. થોડીવારમાં બન્ને જણાં જ્યાં રજનીકાન્ત અને રમણ ઉભા હતા ત્યાં આવી ઉભાં. ભેદી સ્ત્રીએ રમા અને મોહિનીને એકલાં જવા દેવાને માટે રજનીકાન્તને ઠપકો આપ્યો. તે પછી તેણે સઘળાંને પાછળ પાછળ ચાલ્યા આવવાનું કહી ત્યાંથી સ્હેજ દૂર આવેલી એક નાની ઓરડીમાં પ્રવેશ કર્યો. તે નાની ઓરડીમાં સઘળાને આવવા દઇ તેણે દ્વાર બંધ કરી ત્યાં વચ્ચોવચ્ચ આવેલું એક ગૂપ્ત દ્વાર ઉઘાડી રસ્તો કર્યો. રમણ, રજનીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ભેદી સ્ત્રી નીચે ઉતરી; તેની પાછળ બીજા પણ ઉતરી આવ્યા. સઘળું મંડળ ભોંયરામાં ઉતરી એક સાંકડી ચાલમાં થઈ આગળ વધવા લાગ્યું. સૌને મોખરે બુરખાવાળી સ્ત્રી ચાલી જતી હતી. તેની પાછળ યતિન્દ્રનાથ, રમણ, રજની અને સિપાહીઓ ચાલતા હતા.

પ્રિય પાઠકો ! આ સઘળા મંડળને જ્યાં જાય ત્યાં જવા દઇ ચાલો આપણે રમા અને મોહિનીને જોઇએ કે તે બન્ને ક્યાં ગયાં ?



# પ્રકરણ ૨૭ મું.

## આખરે પકડાયા.

રમા અને મોહિની એક ઓરડામાં આવ્યાં. ત્યાંથી મોહિનીએ કબાટ ઉઘાડી બે છરા બહાર કાઢ્યા. તેમાંનો એક તેણે પોતાની પાસે રાખ્યો અને બીજો રમાને આપ્યો. બન્નેએ ચળકતા છૂરાઓને પહેરેલાં વસ્ત્રમાં છૂપાવી દીધા. ત્યારબાદ મોહિનીએ એક ફાનસ સળગાવી લઇ રમાને ગૂપચૂપ પોતાની પાછળ ચાલ્યાં આવવાનું કહ્યું. આગળ ચાલતી મોહિનીએ ભોંયરાનું બારણું ઉઘાડી રમા સાથે અંદર પ્રવેશ કર્યો. આ ભોંયરાના એક ઓરડામાં જ જવાળાપ્રસાદ તેના મિત્રો સાથે છૂપાયો હતો. મોહિની મહાલયના દરેક છૂપા રહેઠાણોથી જાણીતી હતી. જે ઓરડામાં મોહનને પુર્યો હતો તેજ આ ઓરડો હતો. પૈશાચિક કર્મો પણ આ ભોંયરામાં જ થતાં હતાં, આખરે મોહિની રમાની સાથે એક બંધ દ્વાર આગળ આવી ઉભી રહી. બન્નેએ દ્વાર પર કાન માંડયા; પણ કંઈ સંભળાયું નહિ. અંધકાર ફેલાએલો હતો. નિર્જન ભોંયરૂં આ વખતે ખાવા ધાય એવું ભયાનક ભાસતુ હતું. સર્વત્ર નિસ્તબ્ધતા વ્યાપેલી હતી. પણ એટલામાં જ તે બંધ બારણાંવાળા ઓરડામાંથી કોઇક બોલતું સંભળાયું કે, ' હવે આપણે બહાર નીકળીશું કે ? "

રમા મોહિની ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યાં. તેમની ખાત્રી થઇ ગઇ કે જેઓ જેને શોધે છે; તે અહિંજ છે. ઉપરોકત પ્રશ્ન પૂછનારને પ્રત્યુત્તર મળ્યો કે, " ના, હજી વાર છે, આપણે મધ્યરાત્રિ સુધી અહિં જ રહેવાનું છે. "

" પછી કયાં જઇશું ? " પુનઃ પ્રશ્ન થયો.

" જો મધ્યરાત્રિ સુધી આપણીપર કંઈ આફત આવશે નહિ તો આપણે જીવતા રહ્યા સમજવા. આ સ્થળે એક ગૂપ્ત માર્ગ આવેલો છે કે જે માર્ગથી જતાં આપણા બજારમાં આવેલી પોલીસ ચોકીની પાછળ નીકળી શકાય છે. પણ આ રસ્તો દિવસના ઉપયોગનો નથી. તેથી જ હું મધ્યરાત્રિની રાહ જોઈ રહ્યો છું. વારૂં બીજી કંઇ ખબર પડી કે ? "

" ના, કંઈ નવાજુની થઇ છે કે ? "

" હા, મોટી આગ લાગી હતી. "

" તેમાં રજનીકાન્ત અગર કોઇ બીજાં આપણાં દુષ્મનો બળી મૂઆ કે ? "

" ના, રજની અને રમણ બળી મરવાની અણીપર આવી પહોંચ્યા હતા; પણ મોહિનીએ સાહસ કરી તેમને બચાવ્યા. "

"અફસોસ ! આપણી મોહિની પણ આખરે દુષ્મનોની મદદગાર થઇ."

" હા, પણ એમાં એનો દોષ નથી. એને દુષ્મનોનું શરણુ સ્વીકારવાની ફરજ પાડનાર હું પોતે જ છું. મોહિની મારાથી સુખી થઇ નથી. મ્હેં તેનું પાલન કરવાને બદલે દુઃખી કરી છે. મારા જાદુઇ પ્રયોગના લીધે જ તે દરેક કાર્ય કરતી હતી. વળી તેની માતાને મારનાર હું છું તે પણ તે જાણી ગઇ છે. "

" હેં ! શું તે જાણી ગઇ છે ? "

" હા. "

" તેને સઘળી વાત કોણે જણાવી હશે ? "

" પેલી બુરખાવાળી બલાએ. "

" તે બલા કોણુ છે ? "

" તેની પણ મને હજી સુધી ખબર પડી નથી. તે આપણી દુશ્મન જ છે. "

" ત્યારે હવે મોહિનીનું શું થશે ? "

" તેના ભવિષ્યમાં લખ્યું હશે તે થશે. આપણે તો હાલ આપણા બચાવમાંજ ધ્યાન આપવાનું છે. જો જીવતા હોઇશું તો સૌ કાંઈ કરી શકીશું. "

" એ તો જાણે ખરૂં, પણ મકાનમાં એકાએક આગ કેવી રીતે લાગી ? "

" હું પ્રથમથી જ જાણતો હતો કે આજે કંઈ નવાજુની થશે. તેમજ મારી એકાન્ત પ્રયોગરૂમ રમણ જાણતો હતો. તે અને રજની મને શોધવાને ત્યાં આવશે, તેઓ અંદર દાખલ થઈ આગથી બળી મરે આ હેતુથી અને તે ઉપરાંત મારી અમૂલ્ય દવાઓ, વસ્તુઓ, યંત્રો વગેરે કોઇના હાથમાં જાય નહિ તેથી મ્હેં અગાઉથીજ આગ સળગે એવી વ્યવસ્થા કરી રાખી હતી, જેનાથી જલ્દી આગ લાગે એવી દવાનો એક ડબ્બો મ્હેં માર્ગ વચ્ચેજ મૂકેલો હતો; એ ડબ્બાનું ઢાંકણુ ખોલતાં અંદરથી વરાળ નીકળતી અને તે વરાળને દીવાનો અગર દેવતાનો સ્હેજ સ્પર્શ થતાંજ મોટો ભડકો થાય એવો તેમાં ગુણ હતો. વળી તે ઓરડામાં એટલું તો અંધારૂં રહેતું કે દિવા વિના કંઇપણ જોઈ શકાય નહિ. આથી દીવા સાથે દુશ્મનો અંદર દાખલ થશે કે તત્કાળ આગ લાગવાથી ચારે તરફ ઘેરાઇ જઈ ભસ્મીભૂત થશે. પણ મારી ધારણા ધૂળ મળી. આ સ્થળે પેલી જે દિવાલ આવેલી છે, ત્યાં કાન માંડી સાંભળવાથી બહારની બોલચાલ સંભળાય છે. હું ત્યાં બેઠો હતો અને બહારના કોલાહલથી આગની તથા દુશ્મનોના બચવાની વાત જાણી શક્યો. હવે ફક્ત આપણે એજ સાંભળવાનું છે કે મોહિની

દુશ્મનો સાથે અહિં આવે નહિ. કારણ મોહિની આ સ્થળથી પૂર્ણ જાણીતી છે."

અંદરના ભાગમાં આવી રીતે વાતચીત ચાલી રહી હતી. રમા અને મોહિનીએ અંદરની વાત સ્પષ્ટ સાંભળી લીધી. પ્રશ્ન પૂછનાર મહમદખાં હતો અને પ્રત્યુત્તર આપનાર જ્વાળાપ્રસાદ હતો. મોહિનીએ તેમના બોલવાના અવાજ પરથી કયારનાએ તેમને ઓળખી લીધા હતા. સઘળા આ સ્થળેજ છે જાણી રમાએ બહારથી રજનીકાન્તને પોલીસ સિપાહીઓ સાથે બોલાવી લાવવાનું જણાવ્યું. મોહિનીએ પણ તેની વાતમાં અનુમતી દર્શાવી. બન્ને બાળાઓ જવાને તૈયાર થઇ પણ એટલામાંજ પુનઃ અંદરથી મહમદખાંનો અવાજ સંભળાયો કે, "ભવાનીમલ્લને બહાર મોકલી ગૂપચૂપ તપાસ તો કરાવો કે બહાર શું થઇ રહ્યું છે?"

"હા, હું પણ હવે એજ વિચાર કરૂં છું." કહી જ્વાળાપ્રસાદે ભવાનીમલ્લ સામે જોઈ કહ્યુ, "ભવાની! ઉઠ ઉભો થા, અને ગૂપચૂપ બહાર નીકળી તપાસ કરી આવ કે શત્રુઓ શું હિલચાલ કરી રહ્યા છે?"

ભવાનીમલ્લ ઉભો થઇ દ્વાર તરફ જવા લાગ્યો, રમા મોહિની સાવધ થઇ ઉભાં. હવે કોઇને બોલાવી શકશે નહિ, જે થાય એ ખરૂં. બન્ને રમણીઓએ છૂપાવેલા છરા બહાર કાઢયા. આ વખતેજ ભવાની મલ્લે ધીમેથી દ્વાર ઉઘાડી બહાર નજર કરી તો રમા મોહિની તેની દ્રષ્ટિએ પડયાં. ભવાનીમલ્લ બૂમ પાડી અંદર પેશી ગયો અને જેવો દ્વાર બંધ કરે છે; એવામાંજ રમા મોહિની પણ અંદર ધસી ગયાં. અંદરની ત્રિપુટીમાં ગભરાટ વ્યાપી રહ્યો. દરેકનાં મુખ લેવાઈ ગયાં. રમા મોહિનીને અંદર આવેલાં જોઇ જ્વાળાપ્રસાદે તરત ભવાનીમલ્લને દ્વાર

બંધ કરવાને નેત્રનો સંકેત કર્યો, ભવાનીમલ્લે યુક્તિથી દોડી જઈ દ્વાર બંધ કરી દીધું. રમા મોહિની ગભરાયાં; પણ પુનઃ હિંમત ધરી ત્યાં ઉભાં રહ્યાં. જ્વાળાપ્રસાદની આંખ્યો લાલચોળ થઇ રહી હતી. તેણે રક્તનેત્રે મોહિની સામે જોઈ કહ્યું, " છોકરી! ત્હેં ઘણુંજ સારૂં કામ કર્યું છે? જેણે તને પાળી પોષી મોટી કરી તેને સપડાવવાં તને કંઈ પણ વિચાર ન થયો?"

તત્કાળ મોહિની બોલી ઉઠી, " વિચાર? શાનો વિચાર? મ્હેં જે કાંઇ કર્યું છે તે યોગ્યજ કર્યું છે. એકના સંહારથી અનેકનું કલ્યાણ થતું હોય તો એકનો નાશ કરવો તે ઉચીત છે. પછી તે ભલે બાપ, ભાઇ કે ગમે તે હોય! તમે જીવનપર્યંત દુષ્કર્મોજ કર્યાં છે; મને પણ તમારાં પાપની ભાગિની બનાવી છે. તમે, અરે તમે પોતેજ મારી વ્હાલી જનેતાને આ સંસારમાંથી દૂર કરી છે. પિતા! આ સઘળાં પાપનો જવાબ કિરતારના દરબારમાં કેવી રીતે આપશો?"

" છોકરી! છાની મરી જા. તારા શબ્દોથી આગમાં ઘી હોમાય છે; મારા ક્રોધમાં અતિશય વૃદ્ધિ થાય છે." જ્વાળાપ્રસાદ ગર્જી ઉઠયો.

" બસ તેથીજ તમારી જીવનદોરી ટુંકી થતી જાય છે; યમરાજના કાળપાસમાં બંધાવાના સમયને તમે નજદીક બોલાવતા જાવ છો? પિતા! જો જીવવું હોયતો હજી સમય છે. મારૂં માનો, અને અમૂલ્ય-જીવન બચાવો. મ્હેં તમારા બચાવનો રસ્તો ખોળી રાખ્યો છે."

" મારે જીવવું નથી, અને તેથી તારૂં કંઈપણ માનવું નથી. ચાલ હવે આઘી ઉભી રહે. હું મરતાં પહેલાં તો મારા એક દુષ્મનને સ્વર્ગે મોકલી આપીશ."

" કયા દુષ્મનને?" મોહિનીએ પૂછ્યું.

"આ કમભાગ્ય રંડાને?" જ્વાળાપ્રસાદે ઘોર અવાજે કહ્યું.

"કોને? આ રમાને?"

"હા, તેનેજ, તેણેજ આ બધું કારસ્થાન કરી મારા મૃત્યુને નજદીક બોલાવ્યું છે."

"હા હા, મ્હેંજ તને યમસદનમાં મોકલવાની તૈયારી કરી મૂકી છે. પાપાત્મા! લગીર પાસે તો આવ. જો આ ચળકતો છૂરો હું તારે માટેજ સાથે લેતી આવી છું."

રમાએ છૂરો બતાવ્યો, જ્વાળાપ્રસાદ "વક્રનેત્રે મહમદખાં સામે જોઈ બોલ્યો, "મહમદ! તું મોહિનીને પકડ; અને પેલી લટકાવેલી રસી-થી તેને બાંધ, તેટલા વખતમાં હું આ તુમાખી અબળાનું અભિમાન ઉતારૂં." જ્વાળાપ્રસાદનું કહેવું સાંભળી તરત મહમદખાં રસી હાથમાં લઈ મોહિની તરફ વળ્યો, મોહિનીએ ભયંકર અવાજે બૂમ મારી તેને નજીક આવતો અટકાવ્યો. જ્વાળાપ્રસાદે ભવાનીમલ્લને ઇસારત કરી કે તરત ભવાનીમલ્લ મહમદખાંની પાસે આવી ઉભો. જ્વાળાપ્રસાદ હથી-આર ખોળવા લાગ્યો; પણ ત્યાં હથીઆર ક્યાંથી હોય? હથીઆર સાથે રાખવાને તેને ભગવાનેજ ભૂલાવ્યો હતો. રમા મોહિની હાથમાં છરા પકડી શત્રુઓને દૂર રાખી મદદની બૂમો પાડી રહ્યાં હતાં. ભોંયરૂં ગાજી રહ્યું. પ્રહ્લાઘાત પડવા લાગ્યા; પકડાઈ જવાના ભયે શત્રુઓ પણ મરણીઆ થયા હોય એમ જણાતા હતા. જ્વાળાપ્રસાદ આવેશથી રમા તરફ ધસ્યો, રમાએ હાથમાંના છરાનો ઘા કર્યો. છરો પાપીના ડાબા હાથે વાગ્યો. લોહી નીકળ્યું. પિશાચે ભયાનક બુમ મારી રમાનો છરાવાળો હાથ પકડ્યો. રમા ખેંચતાણુ કરવા લાગી. બીજી બાજુએ મહમદખાં અને ભવાનીએ મોહિનીને પકડી બાંધવાનો પ્રયત્ન આરંભ્યો. રમા,

મોહિનીનાં જીવન જોખમમાં આવી પડયાં, દૈત્ય સ્વરૂપ ધારી જ્વાળા પ્રસાદે આખરે રમાને નીચે પટકી. અબળાનું શું ગજું ? રમાના મુખ-માંથી ભયંકર ચીસો નીકળવા લાગી. કોઈ મદદે આવી ચઢે એવી ઇચ્છાથી મોહિનીએ પણ બુમો પાડવા માંડી. જ્વાળાપ્રસાદે તેના મુખ પર હાથ ઢાંકવાને ભવાનીમલ્લને કહ્યું. ભવાનીમલ્લે મોહિનીના મુખપર હાથ મૂકયો. તત્કાળ મોહિનીએ લાત લગાવી તેને દૂર ફેંકયો. મહમદખાં તેના હાથ બાંધી રહ્યો હતો. તેણે પગ બાંધવાની તૈયારી કરી, બીજી બાજુએ ઘોર પાપાત્મા જ્વાળાપ્રસાદે રમાનું ખૂન કરવાને રમાનો છરો ઉપાડયો. રમાએ કારમી ચીસ નાખી, રમાનું આવી બન્યું. ફક્ત એકજ પળ. પણ આ અરસ્સામાંજ તે ઓરડામાં આવેલી દિવાલનું ગુપ્તદ્વાર કે જેમાંથી પેલી બુરખાવાળી સ્ત્રીએ બહાર નીકળી મોહન–મોહિનીનો બચાવ કર્યો હતો; તે દિવાલનું દ્વાર અલગ થઈ ગયું અને તેમાંથી ‘ સબુર, પાપી ! સબુર.’ કહેતી બુરખાવાળી અબળા ત્યાં દોડી આવી ઉભી રહી; તેની પાછળ રજની, રમણ અને સિપાહીઓ પણ આવી ત્યાં ઉભા. શયતાનો ગભરાયા, જ્વાળાપ્રસાદ છરો ફેંકી દઇ ઉભો થઇ ગયો. મહમદખાં અને ભવાનીમલ્લ તેની પાસે આવી ઉભા રહ્યા. રજનીકાન્તે ઘોર–ગંભીર અવાજે તેઓને તાબે થવાનું સૂચવ્યું. રમાએ જમીનપરથી ઉઠી મોહિનીનું બંધન છોડી નાંખ્યું. બન્ને રમણીયો બુર-ખાવાળી સ્ત્રીની પાસે આવી ઉભી રહી. દેખાવ અવર્ણિય થઇ રહ્યો.

---

# પ્રકરણ ૨૮ મું.

## ખુલાસો.

શોખી શરારત મત કરો ફના સબકા બસેખા હય વ્હાં,
જો જો દિખાવે ઔરકો, વોહ આપહી દેખે વ્હાં.
ખોટી ખરી જો કુછકે હય, તિસ્કા પરેખા હય વ્હાં;
જો જો પુરા તુલતા હય, દિલ તિલલિકા લેખા હય વ્હાં,
કલજુગ નહિં કરજુગ હય વ્હે યાં દિનકો દે ઔર રાત લે,
કયા ખુબ સૌદા નકદ હય ઇસ હાથ દે ઇસ હાથ લે.

× × × × ×

જો ઔરકી બસ્તી રખે ઉસ્કાભી બસ્તા હય પુરા,
જો ઔરકો મારે છુરી ઉસ્કોની લગતા હય છુરા,
જો ઔરકી તોડે ઘડી ઉસ્કાભી ટુટત હય ઘડા,
જો ઔરકી ચીંતે બદી ઉસ્કાભી હોતા હય બુરા,
કલજુગ નહીં કરજુગ હય વ્હે યાં દિનકો દે ઔર રાત લે,
કયા ખુબ સૌદા નકદ હય ઇસ હાથ દે ઇસ હાથ લે,

વિદ્વાન કવી નઝીરનું આ કથન સત્ય છે કે દરેકને અભિમાન લુચ્ચાઇ દગો ફટકો એ બધાનો બદલો અવશ્ય મળે છે; અને જે બીજાની સાથે કરે છે, તેજ પોતાને ઉંચકવું પડે છે. આ દુનિયાં ખરૂં ખોટું પારખવાની કસોટી છે, એમાં જે જે ખોટું તોળાય છે–થાય છે; તેના એક એક તલનો પણ હિસાબ આપવાનો છે. કારણ કે આ કુળીયુગ નથી; પણ કરજુગ એટલે કર અને જો રૂપી છે. દિવસે આપી રાત્રે

લેવાનું છે. એના જેવો રોકડ વ્યાપાર કોઇ પણ નથી કે જેમાં આ હાથે આપી આ હાથે જ લેવાનું છે.

જે બીજાની વસ્તી રહેવાદેશે તો તેનું પણ એક ઘરૂં વસવાનુંજ. પણ જે બીજાને છરી મારશે તો પોતાને પણ છરી લાગશેજ. જે બીજાની પાણીની નાની સરખી ઘડી ફોડશે તો તેનો પણ ઘડો ફુટવાનોજ અને જે બીજાનું બુરૂં અર્થાત્ ખરાબ ઇચ્છશે; તો તેનું બુરૂં–ખરાબ અવશ્ય થવાનુંજ, સબબ કે આ કળીયુગ નથી પણ કરજુગ, કર અને જો છે, જેમાં દિવસે આપી રાત્રિએ લેવાનું છે. આ વ્યાપાર તો એટલો બધો રોકડો છે કે આ હાથે આપી આ હાથેજ લેવાનું છે.

જ્વાળાપ્રસાદના ભાગ્યનું પરીવર્તન થઈ ગયું. પોતે હવે પૂર્ણ ફસાઇ ચૂક્યો છે ધારી છેક હતાશ બની ગયો. તે હૃદયની વ્યાકુળતા સાથે ભય-ગ્રસ્ત થઇ અવાચક બન્યો. રજનીકાન્તે મહમદખાં તથા ભવાનીમલ્લને હાથકડીઓ નાખવાની સિપાહીઓને આજ્ઞા કરી. બન્નેએ સજળ નયને જ્વાળાપ્રસાદ સામે દ્રષ્ટિ કરી. પણ જ્વાળાપ્રસાદ શું કરી શકે? જે મહમદખાં ફોજદાર ગૂન્હેગારોને હાથકડીયો પહેરાવવાનો હુકમ કરતો; તેજ તેનાં પાપકર્મોથી પોતાના તાબાના સિપાહીઓના હાથે જ હાથ-કડીયો ધારણ કરી ગૂન્હેગાર બન્યો. તે જે હાથના કાંડે સોનાનું વોચ બાંધતો તે હાથ બીજા હાથની સાથે બેડીમાં જકડાયા. તેના મૂછોના આંકડા નીચે પડ્યા. સિપાહીઓએ ભવાનીમલ્લને પણ હાથકડી પહે-રાવી તેની જોડે ઉભો રાખ્યો. બાદ રજનીકાન્તે તે બન્ને ગૂન્હેગારોને લઇ જવાની આજ્ઞા કરી. બે સિપાહીઓ તેઓના હાથે દોરડાં બાંધી ત્યાંથી લઈ ચાલ્યા. બન્નેએ છેલ્લીવારને માટે જ્વાળાપ્રસાદ સામે નજર ફેંકી સિપાહીઓ સાથે પ્રયાણ કર્યું. હવે બાકી રહ્યો જ્વાળાપ્રસાદ. આ વખતે

તેના હૃદયદુઃખનો પાર નહોતો. તે ચારે તરફ ભયાનક અંધકાર નિહાળી રહ્યો હતો. તેને સઘળાં ક્રૂર કર્મો યાદ આવી સંતાપવા લાગ્યાં. આ વખતેજ રજનીકાન્તે તેને પણ હાથકડીઓ નાંખવાની આજ્ઞા કરી. બે સિપાહીયો આગળ વધ્યા. તત્કાળ જ્વાળાપ્રસાદ હાથ લાંબો કરી તેમને અટકાવી કહ્યું, "રજનીકાન્ત! હું તમારા સ્વાધિનમાં આવી ગયો છું, તો હવે હાથકડી નાખવાની શું જરૂર છે?"

"કાયદા પ્રમાણે ગૂન્હેગારને હાથકરી પહેરાવવી જ જોઇએ. જ્વાળાપ્રસાદ! તું કોણ છે તે અન્ય કોઇ જાણતું નથી; પણ હું સારી રીતે જાણું છું. તને તો હાથકડીને બદલે લોખંડી સાંકળોથીજ બાંધીને લઇ જવો જોઇએ." રજનીકાન્તે જણાવ્યું. પુનઃ જ્વાળાપ્રસાદે રૂંધાતા કંઠે કહેવા માંડ્યું, "તમે અત્યારે સૌ કાંઇ કરી શકવાને સમર્થ છો. હું પૂર્ણ ગૂન્હેગાર ઠરી ચૂક્યો છું. મારા નશીબમાં મૃત્યુ જ લખાએલું છે. હું પણ હવે જીવવાને ચાહતો નથી. મારાં કર્મોનો મને પશ્ચાતાપ થાય છે કે નહિ તે હાલ મારૂં મનજ જાણે છે. રજનીકાન્ત! હું સર્વની સમક્ષ જણાવું છું કે હું ભયંકર ગૂન્હેગાર છું, મને મ્હોતની જ સજા થવી જોઇએ. તે થશે. પણ મૃત્યુ પામતાં પહેલાં મારી કેટલીક ઇચ્છાઓ—આશાઓ રહી જાય છે; તે હું તમને સર્વને જણાવવા અત્યંત આતુર છું. આને માટે તમે મહેરબાની કરી આજની રાત્રિ આ સ્થળે જ રોકાવ અને મને પણ અત્રે રહેવા દઇ મારી તમામ વાત શ્રવણ કરો. હું પ્રાતઃકાળમાં હાથકડીયો પહેરી અરે કહેશો તો લોઢાની સાંકળો ધારણ કરી તમે લઇ જશો ત્યાં આવીશ. પરંતુ આજની રાત મારી ખાતર નહિ તો મારી મોહિનીના ખાતર પણ મને મારા આ મકાનમાંજ રહેવા દ્યો. હું વિનંતિ કરીને ફરીવાર કહું છું કે મને અહિંજ રહેવા દ્યો." આમ બોલતા જ્વાળાપ્રસાદની

આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. ભયંકર ખૂનીને નરમ બનેલો જોઈ સઘળાંને આશ્ચર્ય લાગ્યું. રજનીએ મોહની સામે જોયું. આ સમયે મોહિની પણ પિત્રુ સ્નેહથી રડતી હતી. તેણે રડતા અવાજે પોતાના બાપને આજની રાત્રિ રહેવા દેવાની રજનીકાન્તને વિનંતી કરી.

રજનીકાન્તે ભેદી સ્ત્રી અને યતિન્દ્રનાથની અનુમતિથી તેને આજની રાત રહેવાનું સૂચવ્યું. જ્વાળાપ્રસાદે સઘળાંનો ઉપકાર માન્યો. તે પછી રજનીકાન્ત તેને સિપાહીઓના પહેરા નીચે ભોંયરામાંથી બહાર કાઢી બહારના દિવાનખાનામાં લાવ્યો. દિવાનખાનાના દ્વારે અને કમ્પાઉન્ડનાં ઝાંપે પહેરો મૂકી દીધો. મોહિનીએ લાઇટ સળગાવ્યો, રમણુ બહાર નીકળી સર્વના નાસ્તાનો બંદોબસ્ત કરી આવ્યો. આ વખતે મોહન તારા પણ ત્યાં આવ્યાં. સઘળાં દિવાનખાનામાં પડેલી ખુરશીયોમાં ગોઠવાયાં, જ્વાળાપ્રસાદ બે સિપાહીઓની વચમાં જમીન પર બેઠો. આ વખતે ભેદી સ્ત્રી આવું છું કહી બહાર નીકળી અને થોડીવારે પોતાની સાથે કપડાંથી ઢંકાએલા ત્રણ માણસોને લઇ ત્યાં આવી. ખાવાનું પણ આવી પહોંચ્યું. સઘળાંએ નાસ્તો કરી લીધો. જ્વાળાપ્રસાદને ખાવાનું કહ્યું, પણ તેણે નાસ્તો કરવાની અનેચ્છા જણાવી.

રાત્રિ કયારનીએ પડી ચૂકી હતી. લોકો વિખરાઈ ગયા હતા. યુરોપિયન સારજંટ હજી બહાર ઉભો રહ્યો હતો. રજનીકાન્તે તેને જવાનું કહેવરાવ્યું, આથી તે પણ ચાલ્યો ગયો. આખરે રાત્રિના દસ વાગ્યા. યતિન્દ્રનાથે જ્વાળાપ્રસાદને તેની ઇચ્છા જણાવવાનું સૂચવ્યું. જ્વાળાપ્રસાદ કહેવા લાગ્યો, "રજનીકાન્ત! મૃત્યુ પહેલાં મારી એજ ઇચ્છા છે કે જેના દ્રવ્યથી હું શ્રીમાન બન્યો હતો; અરે જે અન્નદાતાને મ્હેં આગમાં ભીષ્મભૂત કરી અકાળે મરણને શરણ કરી તેમની મિલ્કત પચાવી પડયો હતો; તે મિલ્કત હું તેમના વારસને આપવા

ઇચ્છું છું. હું ધારૂં છું કે આપ સઘળાં હું કોણ છું તે જાણો છો; છતાં કેટલાક અજાણ હોતો આ ઘોર ઘાતકીને ઓળખી લેજો કે જેણે આ સામે બેઠેલી સન્નારી રમાને વિપરીત દ્રષ્ટિના યોગે એક વખત સતાવી હતી; જેણે ખરાબ દોસ્તોમાં મદિરાપાનાદી કરી પિતાની કીર્તિ સાથે વિપુલ દ્રવ્ય સંપત્તિ ગૂમાવી હતી; અરે જેણે પોતાનાં માબાપને ને ઝેર આપી પરલોક પહોંચતાં કર્યં હતાં અને પછી ધાપ મારવાનો ધંધો શરૂ કરી છેક કંગાલ દશામાં રાજનગર જઈ ત્યાંના શ્રીમાન મનમોહનરાયનો આશ્રય લઇ સુખી થયો હતો અને વળી તે આશ્રય-દાતાના ખૂનનાં વિચાર કરવામાં મહિલાવતી નામની પરણેતર પત્ની અને આ મોહિનીની વ્હાલી જનેતાને વિષપાન કરાવી છેવટે આશ્રયદાતા મનમોહનરાયનું પણ કુટુંબ સાથે સત્યાનાશ કાઢી તેમની મિલકતથી શેઠ બની સૂર્યપૂરમાં શ્રીમાન થઇ ફરનાર હું જ્વાળાપ્રસાદ નહિ; પણ વીરપુર નામક નગરનો જગદીશચંદ્ર છું. કે જેને ખૂનીને પકડવાનું મોટું ઇનામ પેપરમાં સરકાર તરફથી જાહેર થયું છે. તે ખૂની હું જ છું. રજનીકાન્ત ! મારૂં આ કહેવું તમારી ડાયરીમાં નોંધી લ્યો અને મારાં વધું કર્મો જાણવાં હોય તો મારી ડાયરીમાં જુઓ. ” આટલું કહી જ્વાળાપ્રસાદ થોડીકવારને માટે મૌન રહ્યો. મોહિની, રમણ, મોહન વગેરે આશ્ચર્યના સાગરમાં ડૂબી ગયા, રાજનીકાન્તે તેના કહેવાની નોંધ કરી લઇ પૂછ્યું, “ તું મનમોહનરાયના વારસ ને તેની મિલ્કત પાછી આપવા ધારે છે; તે કોણ છે અને હાલ ક્યાં રહે છે ? ”

“ તે એક બાલિકા છે. આ નરાધમે તેને પણ દુઃખ દેવામાં બાકી રાખ્યું નથી, તેનું નામ ઇન્દુ છે. તે હાલ ક્યાં છે તે હું જાણતો નથી; પણ આ બાઇ જાણે છે. ” જ્વાળાપ્રસાદે બેઠી

અબળા તરફ હાથ લંબાવી આગળ કહેવા માંડયું, " તે ઇન્દુ મારી મોહિની જેવી ગણાય; પણ આ પાપાત્માએ છતી આંખે અંધ થઈ તેને અત્યંત ત્રાસ આપ્યો છે. તે ઇન્દુની હું ક્ષમા યાચી તેની મિલ્કત ઉપરાંત મારૂં સર્વસ્વ આપી દેવા ઇચ્છું છું. બાઇ ! જણાવો કે ઇન્દુ ક્યાં છે ? " જ્વાળાપ્રસાદે બુરખાવાળી સ્ત્રી તરફ દ્રષ્ટિ કરી પૂછ્યું. સમસ્ત શરીરે બુરખાથી ઢંકાએલી સ્ત્રીએ કંઇ પણ ઉત્તર ન આપતાં પોતાની પાછળ ખુરશીમાં બેઠેલાં ત્રણ માણસોમાંથી બેને આગળ આવવાની ઇસારત કરી, તત્કાળ તે બન્ને છૂપી વ્યક્તિઓ આગળ આવી ઉભી રહી. સઘળાંના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એવામાંજ બુરખાવાળી સ્ત્રી બોલી, " જ્વાળાપ્રસાદ ! આ બન્નેને ઓળખો છો કે ? "

" ના. " જ્વાળાપ્રસાદે ટુંકો ઉત્તર આપ્યો.

" ત્યારે જો કે તેઓ કોણ છે. " કહી તે સ્ત્રીએ તે બન્નેને શરીરપરથી ઢાંકેલું ઉપવસ્ત્ર દૂર કરવાનું કહ્યું. તરત બન્નેએ ઉપર ઓઢેલાં વસ્ત્ર દૂર કર્યાં કે જેથી સઘળાંની આશ્ચર્યતાની અંદર જ્વાળા-પ્રસાદ ચીસ પાડી ઉઠયો કે, " અરે! આતો ઇન્દુ અને માધવરાય ! "

ખરેખર ! તે ઇન્દુ અને માધવરાયજ હતાં. બન્ને બુરખા-વાળી સ્ત્રીના પ્રતાપેજ અદ્યાપિ પર્યંત જીવતાં રહ્યાં હતાં. માધવરાયને જોતાંજ મોહન તારા રમણ તેમને વળગી પડયાં. મધુર મિલન થઇ રહ્યું. જ્વાળાપ્રસાદે માધવરાયની ક્ષમા યાચી. માધવરાયે રજનીકાન્તનો ઉપકાર માન્યો. ઇન્દુએ તારા જોડે ખુરશીમાં સ્થાન લીધું. પુનઃ રજનીકાન્તે પૂછયું.

" તું આ ઇન્દુનેજ સર્વસ્વ આપવાનું કહે છે કે ? "

" હા. " જ્વાળાપ્રસાદે જવાબ આપ્યો.

રજનીકાન્તે ઇન્દુને સઘળી બાબત સમજાવી તેની ઇચ્છા પૂછી. ઇન્દુએ માધવરાયના સામે જોયું. તરત માધવરાયે કહ્યું, "જવાળાપ્રસાદ ! ઇન્દુને દ્રવ્યની ઇચ્છા નથી. તેનું દ્રવ્ય ભલે તારી પાસેજ રહે. તું તારી ઇચ્છામાં આવે તે પ્રમાણે તે દ્રવ્યનો વ્યય કર. જો તું તારી મોહિનીને તારી તમામ મિલ્કત આપવાને ઇચ્છતો હોય તો પણ ઇન્દુ ઘણી ખુશી છે. મારૂં માને તો તું તારી મોહિનીનેજ સર્વ આપતો જા."

જવાળાપ્રસાદ જવાબ આપે તે પહેલાંજ મોહિની બોલી ઉઠી, "ના, મારે તે હરામનું મેળવેલું દ્રવ્ય જોઇતું નથી. તેનું ફાવે એ કરો, ચાહે તો ગરીબોમાં લુંટાવી દયો કે ચાહેતો તેના ખરા હકદાર મનમોહનરાયનું અને જોડે મારા બાપ જવાળાપ્રસાદનું પણ નામ રહે એમ કરો. મારી આ ઇચ્છા છે."

મોહિનીના જવાબથી સઘળાંએ અંતરમાં તેને ધન્યવાદ આપ્યો. છેવટે જવાળાપ્રસાદના અતિ આગ્રહથી ઇન્દુએ તેની તમામ મિલ્કતનો સ્વીકાર કરતાં જણાવ્યું કે, "હું આ દ્રવ્યમાંથી પચીસ હજાર રૂપિઆ મોહિનીને આપીશ, અને બીજા તેટલાથી મારા પિતાના નામનું એક અનાથાશ્રમ બંધાવીશ. તેના અંગે અનાથો તથા ગરીબોના માટે જવાળાપ્રસાદના નામનું એક વિદ્યાલય બનાવીશ અને બાકીના દ્રવ્યનો વ્યય માધવરાયની ઇચ્છાનુસાર કરીશ."

જવાળાપ્રસાદને પરમ સંતોષ થયો. રજનીકાન્તે મનમોહનરાયનું વીલ કાઢી ઇન્દુના હાથમાં મૂક્યું. જવાળાપ્રસાદે પણ સર્વસ્વ આપી દેવાનું લખી આપ્યું. આ થઇ રહ્યા પછી ભેદી સ્ત્રીએ વસ્ત્રથી ઢંકાએલા ત્રીજા માણસને જાહેર કરી જણાવ્યું કે આ તેજ માણસ છે કે જે મનમોહનરાયનો વફાદાર નોકર અને જેણે ભયંકર આગમાંથી

ઈન્દુનું રક્ષણ કર્યું હતું." આટલું જાહેર કરી પુનઃ એ અબળાએ જ્વાળાપ્રસાદને કહ્યું, "કેમ આને ઓળખ્યો કે? જો, આ તે માણસ હોય કે જે પર્ણકુટી બાંધી ઈન્દુ સાથે એકાન્તવાસમાં રહેતો હતો અને જે તારી જાણમાં આવતાં તારી પિસ્તોલની ગોળીથી ઘાયલ થયો હતો. જો તે આ હોય ?"

જ્વાળાપ્રસાદે તેને ઓળખી પોતાનાં કર્મોનો શોક કર્યો. ઇન્દુએ તેના બચાવનારને બોલાવી પાસે બેસાર્યો. જ્વાળાપ્રસાદ અત્યંત શોક કરવા લાગ્યો; પણ તેનો શોક હવે શું કામનો ? પ્રભુ સિવાય હવે તેને કોઇ બચાવે એમ નહોતું. એક વખતના સૂર્યપુરના નામાંકિત શેઠની દશા જોઇ રજનીકાન્તનું હૃદય પણ દયાથી પિંગળ્યું, રમા પણ તેની સામે દયાર્દ્ર નેત્રે જોઇ રહી. મૌન પથરાયું; પણ થોડીવારે મૌનતાનો ભંગ કરી જ્વાળાપ્રસાદ બોલ્યો, "હા ! પ્રભુનો ઉપકાર થયો કે માધવરાય, ઈન્દુ વગેરેનો બચાવ થવાથી મારાં પાપમાં વધુ ઉમેરો થયો નહિ. બાઇ ! તમને ધન્યવાદ છે અને હવે તમે કોણ છો એ જાણવાને આ પાપાત્મા ઇચ્છે છે ?"

"હા, હવે તમે પણ તમારો ખુલાસો કરો; અમને વધારે વાર અજાણ ન રાખો. તમારા પરીચયથી આ પાપાત્મા પણ આખરે કંઇક ખુશી થશે." રજનીકાન્તે જણાવ્યું.

"હું મારૂં ઓળખાણ આ ક્ષણેજ કરાવું છું; જ્વાળાપ્રસાદ ! મારા મુખે મારૂં નામ જાહેર કરતાં પ્રથમ તું જ ઓળખી લે કે હું કોણ છું ?" આટલું બોલી તે સ્ત્રીએ માથાપરથી બુરખો ઉતારી દૂર ફેંકી દીધો. સઘળાં તેના મુખ સામે જોઇ રહ્યાં. બુરખાવાળી સ્ત્રી સૌન્દર્યમયી હતી પણ અત્યારે તેનું વદન ચિંતાથી ફિક્કું પડી ગએલું જણાયું. જ્વાળાપ્રસાદ તેના મુખનું અવલોકન કરતાંજ એક હૃદયભેદક ચિસ પાડી ફક્ત ઓહ! શબ્દોચ્ચારની સાથેજ જમીનપર પડયો;અને હૃદય દુઃખથી બેભાન બની ગયો.

# પ્રકરણ ૨૯ મું.

## ભેદનું ભાગવું.

જ્વાળાપ્રસાદ નામધારી જગદીશચંદ્ર શબવત્ દશામાં ઘણીવાર જમીનપર પડયો રહ્યો. મોહિની અને ઇન્દુ તેની સુશ્રુષા કરવા લાગ્યાં. આખરે તેણે સાવધ થઇ આંખ્યો ઉઘાડી. આ વખતે તે એક નાના બાળકની માફક રડી પડયો. ગત્ બનાવો તેની નજર સમિપે ખડા થયા. તેણે હૃદય હલકું કરી ભેદી સ્ત્રી તરફ આર્જવતાથી જોઇ રહી કહેવા માંડયું, " દેવી ! મારો અપરાધ વિસરી જા. આ નરાધમે તને અત્યંત દુઃખી કરી છે. તું સગર્ભા હતી; તે હું જાણતો હતો; છતાં પૈશાચિક વૃત્તિના પરીબળે તને દારૂણ દુઃખમાં ધકેલી મૂકેલી હતી. હા ! આજે તને જીવતી જોઈ હું પ્રભુનો ઉપકાર માનું છું. " આટલું બોલી તેણે મોહિની પ્રત્યે કહ્યું.

" બેટા ! જેને હું અને તું મરતી માનતાં હતાં; અને જેને માટે તારા હૃદયમાં મારા પ્રત્યે દ્વેશ પકટયો હતો; તેજ આ તારી માતા અહિલાવતી છે. "

" હેં ! શું આ મારી માતા ?! " મોહિની તેને વળગી પડતાં બોલી,

" હા, મોહિની ! હુંજ તારી જનેતા. " કહી તે પ્રેમાળ અબળાએ તેને હૃદય સાથે દાબી.

" મા ! તમે આજ સુધી મને કેમ કહ્યું નહિ કે હું તારી માતા છું ? " મોહિનીએ પૂછ્યું.

" સમય પ્રતિકુળ હતો, તારા પિતામાં શયતાનનો વાસ હતો." અહિલાએ જણાવ્યું, સઘળાંના આનંદનો પાર રહ્યો નહિ. કારણ કે

જ્વાળાપ્રસાદ કેટલાંક ખૂનમાંથી બચતો જાય છે. માધવરાય, મહિલાવતિના ખૂનનું કલંક તેના માથેથી ટળી ગયું; પણ મનમોહનરાય અને બીજી પત્નીઓનાં નીપજાવેલાં મ્હોતથી તે બચી શકે એમ તો હતુંજ નહિ. વિચારવશ થએલા જગદીશચંદ્રે વિચારનો ત્યાગ કરી કહ્યું, "હા! મને આજે સંતોષ થયો. મારા મરણ બાદ મોહિની નિરાધાર થનાર હતી. પણ પ્રભુએ તેની પર દયા દર્શાવી છે."

મહિલા નિરૂત્તર રહી. પણ એવામાંજ રજનીકાન્તે પૂછ્યું, "મહિલાવતી! તમે આ પિશાચની પ્રપંચ જાળમાંથી કેવી રીતે મૂક્ત થઇ જીવન ટકાવી શકયાં? જો કાંઇ હરકત જેવું ન હોય તો જણાવો?"

મહિલાવતી બોલી, "મને મારા આ પતિએ સગર્ભાવસ્થામાંજ બેશુદ્ધ કરી કરંડીઆમાં પૂરી દટાવી દેવા મોકલી. મને લઇ જનાર માણસો નગરની બહાર નીકળી એક નિર્જન સ્થાનમાં આવ્યા. રાત્રિનો સમય થયો. આ વખતે એકાએક આ યતિન્દ્રનાથ ત્યાં આવી ચઢ્યા. તેમને જોતાંજ પાપીઓ કરંડીઓ મૂકી નાશી ગયા. આ ગુરૂ દેવ મને બહાર કાઢી તેમના આશ્રમમાં લાવ્યા. તેમણે મને સાવધ કરી સર્વ હકીકત જણાવી. તે પછી હું ત્યાં નિવાસ કરવા લાગી. સમય વિતતાં મ્હેં એક પુત્રને જન્મ આપ્યો. હું પુત્રને રમાડી દિવસ વ્યતિત કરવા લાગી. એવી રીતે ત્રણ ચાર વર્ષ વીતી ગયાં. એવામાં યતિન્દ્રનાથને યાત્રાએ જવાનું થયું. તે ગયા. હું આશ્રમમાં રહી, મને એકલીને ચેન પડવા માંડ્યું નહિ. પાપી પતિ પાસે રહેલી મોહિનીની મને વારંવાર ફિકર ચિંતા થતી હતી. છેવટે મોહિનીની ખબર મેળવવા હું વેશ બદલી રાજનગરમાં આવી, ત્યાં મેં મનમોહનરાયના વિનાશન્ત અને પતિના કારાગ્રહ નિવાસની ખબર

મળી. મારા શોક સંતાપનો પાર રહ્યો નહિ. મ્હેં મોહિનીની તપાસ કરી, તપાસને અંતે જણાયું કે મોહિની તેના બાપના એક મિત્રને ત્યાં રહે છે. તે મિત્રનું ગામ ત્યાંથી પાંચ ગાઉ દૂર આવેલું હતું. મ્હેં બીજે દિવસે ત્યાં જવાનો વિચાર રાખી તે દિવસ પૂરો કર્યો. પછી બીજે દિવસે તે ગામ જઇ મોહિનીના રહેઠાણનો પત્તો મેળવ્યો. હું અજાણી થઇ ત્યાં ગઇ. આ વખતે મોહિની ઘરના આંગણા આગળ રમતી હતી. તેને મ્હેં બોલાવી. તે તરત મારી પાસે આવી મારા સામે જોઇ રહી. પણ ઘણા વર્ષો વિતેલાં હોવાથી તે મને ઓળખી શકી નહિ; તેમ મ્હેં પણ તેને મારી ઓળખાણ આપી નહિ. હું તેને જોઇ ખુશી થઇ અને તે પછી ત્યાંથી ચાલતી થઇ. મોહિનીના પ્રેમને લીધે હું તે ગામમાં એક ઘર ભાડે લઇ રહેવા લાગી અને લોકોનું દળવા ખાંડવાનું કામ કરી મારૂં ગુજરાન ચલાવવા લાગી; પણ તે નાના ગામમાં ગરીબ વર્ગને લીધે મારૂં બરાબર પોષણ થવા લાગ્યું નહિ. આટલા વખતમાં હું દરરોજ સાંજના સમયે મોહિનીને જોઇ આવતી. મારૂં ઘર નજીકમાં હોવાથી મોહિની પણ વખતો વખત મારી પાસે આવી તેના ભાઇને રમાડતી. આવી રીતે રહેતાં બે માસ નીકળી ગયા. એક દિવસે મોહિની બિલકુલ આવી નહિ, બીજે દિવસ પણ ગયો; ત્રીજા દિવસે મ્હેં તપાસ કરી તો માલમ પડયું કે મોહિનીનો બાપ મોહિ-નીને લઇ ગયો છે. હું શોકાતુર થઇ. તે કારાગ્રહમાંથી શી રીતે છૂટયો હશે ? કયાં ગયો હશે ? મોહિનીનું શું થશે? વગેરે વિચારમાં હું વ્યાકુળ રહેવા લાગી. આ અરસ્સામાંજ મ્હેં સમાચાર મેળવ્યા કે જેલ ખાનામાં તોફાન થયું અને તેમાંથી જગદીશ નામક ખૂની નાશી છૂટયો છે. તેને પકડનારને સરકાર તરફથી મોટું ઇનામ જાહેર થયું છે. આવા સમાચાર જાણી હું છેક હતાશ બની ગઇ. મને

મારી મોહિનીના ભવિષ્યની ચિંતા થવા લાગી. મ્હેં આખરે કોઇ સારા સ્થળે આશ્રય મેળવવાના ઇરાદે તે ગામનો ત્યાગ કર્યો અને અંતે મારા પુત્ર સાથે અમદાવાદ આવી. આ વર્ષે દુકાળ પડેલો હતો. અનેક ગરીબો શહેરમાં આવીને રહ્યાં હતાં. હું એક ધર્મશાળામાં બે દિવસ પડી રહી, તે પછી કેટલાક ગ્રહસ્થોને ત્યાં આશ્રય શોધવા નીકળી; પણ મને કોઇએ આશ્રય આપ્યો નહિ. આથી હું મજુરી કરવા લાગી; પણ મારા નાના પુત્રને લીધે બરાબર મજુરી થઈ શકિત નહોતી. હું કંટાળી, મને જીવન પ્રત્યે કંટાળો આવ્યો. આત્મહત્યા કરવાનો વિચાર થયો; પણ મારા બાળકનું શું થશે એ વિચાર આવતાં આત્મત્યાગનો વિચાર દુર થયો. આ અરસામાં મને એક દયાળુ ગ્રહસ્થની સાથે મેળાપ થયો, તેને મ્હેં મારી સઘળી વાત જણાવી. તેણે મારી દયા ખાઇ અનાથાશ્રમમાં જવાની ભલામણ કરી આશ્રમના સેક્રેટરી ઉપર એક ચિઠ્ઠી લખી આપી. બાદ મ્હેં તેને આશિષ દઈ અનાથાશ્રમમાં જઇ ત્યાંના સેક્રેટરીને મળી પેલા દયાળુ ગ્રહસ્થની લખી આપેલી ચિઠ્ઠી તેને આપી. સેક્રેટરી ઘણો ભલો માણુસ હતો, તેણે ચિઠ્ઠી વાંચી મને ત્યાં રહેવાનું સૂચવ્યું. મને એક કોટડી આપવામાં આવી. અમે મા દિકરો ત્યાં નિવાસ કરવા લાગ્યાં. હું હૃદયથી આશ્રયદાતાઓનું કલ્યાણ ઇચ્છવા લાગી. આશ્રમના મેનેજરની સૂચનાથી આશ્રમનાં બાળકોને ભણાવવાં, સારી વાતો કહેવી વગેરે કાર્ય મ્હેં કરવા માંડયું. તે વખતે ભયંકર દુકાળ પડયો હતો. ગરીબ તેમજ સામાન્ય કુટુંબોની દુર્દશાનો પાર નહોતો. અનેક ગરીબો ભૂખમરાથી મરણને શરણ થતાં હતાં. અનાથ આશ્રમો ભરાઇ ગયાં હતાં. દયાળુ સરકારે ખોદકામ વગેરે ઉઘાડયું હતું. અનેક મનુષ્યો મજુરી કરી પેટનું પોષણ કરતાં હતાં. અને બાકીનાં અનેક મનુષ્યો ભૂખના દુઃખથી મરણ પામતાં. સરકાર વિશેષ શું કરી

થકે ! શ્રીમંતોમાંના થોડાક દયાળુઓએ રીલીફ ફંડ ખોલી ગરીબોનું પાલન કરવા માંડ્યું હતું; પણ દેશમાં અનેક ગરીબો હોવાથી સર્વેનું પોષણ થઇ શકતું નહોતું. વળી કેટલાક શ્રીમંતોને તો ગરીબોની દરકાર નહોતી, ગરીબોને જોતાંજ તેઓ મુખ ફેરવતા. ગાડી ઘોડા મોટરમાં ફરનારા અને મોજ શોખમાં લટલૂટ ખર્ચ કરનારા શ્રીમાનો ગરીબોને આશ્રય આપી શકયા નહિ. તેઓ પોતાનાં દેશબંધુઓને ભૂખના દુઃખથી મરણને શરણ થતાં જોઈ રહ્યા, પરંતુ અનાથનો સ્હાયક પરમાત્મા છે. દયાળુ દિલના પાશ્ચમાત્ય પાદરીયોએ અનેકાનેક ગરીબોને આશ્રય આપી પોતાના ધર્મનાં અનુયાયી બનાવ્યાં અને જતે દિવસે તેજ દુકાળીયાં શીક્ષણના પ્રભાવે પોતાના આશ્રયદાતાનું શ્રેય ઇચ્છતાં સુખથી દુનિયામાં વિચરવા લાગ્યાં. આ પવિત્ર દેશના હિંદુ ગરીબો ફક્ત પેટના પોષણને અર્થે જ પોતાનો ધર્મ ત્યાગી અન્ય ધર્માનુરાગી થયાં. આમાં એમનો દોષ નથી. તેમને પોતાના ધર્મમાં લેનાર પાદરીઓનો પણ દોષ નથી; દયાળુ પાદરીયોએ તો દયાનુંજ કામ કર્યું છે. તેમના પ્રયાસેજ સેંકડો ગરીબો મૃત્યુના વિકાળ પંજામાં ફસાતાં બચ્યાં છે. તેમને દોષ દેનાર અજ્ઞાન છે. પણ દોષ આ દેશના શ્રીમાનોને જ ઘટે છે કે જેઓ સર્વ સાધન સંપન્ન હોવા છતાં પોતાનાં દેશબંધુઓની દરકાર નહિ કરતાં તેમને અન્ય ધર્મમાં જવા દીધાં છે. જો સર્વ શ્રીમાનોએ એકત્ર થઇ ગરીબોને આશ્રય આપ્યો હોત અને તેમની પાસેથી કામ કરાવીને પણ તેમને ખાવાનું આપ્યું હોત તો જે અનેક અનાથો પોતાનો પવિત્ર ધર્મ ત્યાગી અન્ય ધર્માવલંબી થયાં તે કદાપિ થાતજ નહિ. ખેર, ઇશ્વરેચ્છા. હું ગરીબોના દુઃખને લીધેજ આટલું વધારે બોલી છું. હવે મારી કર્મ કથા આગળ સાંભળો. હું જે દિવસ આશ્રમમાં આવી રહી તેજ સાંજે મને

પુષ્કળ તાવ આવ્યો. તે તાવ બીજે દિવસે ઉતરી ગયો. પણ પાછી જીર્ણજ્વર રહેવા લાગ્યો. મને મારા જીવનની શંકા થવા લાગી. આથી મ્હેં મહા પ્રયાસે બચાવેલા પચીસ રૂપિયામાંથી થોડુંક સોનું તથા થોડુંક રૂપું ખરીદી એક સોનાનું કડું અને રૂપાનું એક તાવીજ કરાવ્યું. દૈવયોગે અકસ્માત મારૂં મરણ થાય; તો મારા પુત્રને તેની જ્ઞાતિની તથા તેના માતા પિતાની માહિતી મળે આ વિચારથી મ્હેં એક કાગળની ચીઠ્ઠીમાં મારૂં તથા મારા પતિના નામ ઉપરાંત અમારી જ્ઞાતિ ગામ સ્થાન વગેરેનું સંક્ષિપ્ત વૃતાંત લખી તે ચિઠ્ઠી તાવીજમાં બંધ કરી તે તાવીજ મારા પુત્રના કાંડે બાંધ્યું, આ સાથે આશ્રમના સેક્રેટરી તથા મેનેજરને પણ તાવીજની સંભાળ રાખવાનું જણાવ્યું. મ્હેં હજી સુધી મારી જ્ઞાતિ તથા નામ સિવાય બીજું કાંઈ પણ કોઈને જણાવ્યું નહોતું. આશ્રમનાં તમામ માણસો મારી પર અપાર સ્નેહ રાખતાં હતાં. હું જો કે આનંદથી રહેતી હતી પણ મને મારી મોહિનીનું વિસ્મરણ થયું નહોતું. રાત્રિ દિવસ તેનીજ ચિંતા મને થયા કરતી. એકાન્ત મળતાં હું મારી પૂર્વ સ્થિતિ યાદ કરી રડી પડતી. મારા હૃદયમાં અપાર કષ્ટ ઉત્પન્ન થતું હતું. એ હૃદય દુઃખથી અને શરીરમાં રહેલા જીર્ણ જ્વરથી સમય જતાં હું માંદી પડી. મને એક સાંજના સખ્ત તાવ ચઢયો. આશ્રમના દયાળુ દાકતરે દવા આપવા માંડી; પણ દવાની અસર થઇ નહિ. તન મનના સંતાપનો વ્યાધી ક્યાંથી મટે ? પંદર દિવસ જતાં તો હું છેકજ અશકત થઇ ગઇ. મારૂં મરણ નજદીક આવ્યું છે ધારી મને મારા પુત્રની અતિશય ચિંતા થવા લાગી. વળી પાછા બીજા ચાર દિવસ વિતતાં તાવ ઓછો થયો. દવા લાગુ પડી. શરીરમાં શક્તિ આવી; પણ તેની સાથે ઉન્માદ વાયુની ભોગ થઇ દિવાની બની. હું એવી અવસ્થામાં ઘડીક

હસતી તો ઘડીક મોટેથી રડતી. અને મારા પુત્રને વારંવાર બળપૂર્વક છાતી સાથે દબાવતી. દાકતરને અને આશ્રમના મેનેજરને મારા આવા વર્તનથી મારા પુત્રના જીવનની શંકા થઇ. આથી તેમણે મારા વ્હાલા બાળકને મારી પાસેથી ખેંચી લઇ એક બાઇની સંભાળમાં સોંપ્યો. તે વખતે હું ખૂબ રડી, છેવટે મારે મારી સ્થિતિના યોગે કોટડીમાં પૂરાવું પડયું, બાદ થોડા દિવસે ખાવાનું આપવા આવનારની ભૂલથી કોટડીનાં બારણાં ઉઘાડાં રહ્યાં. હું તરત તેમાંથી નીકળી નાઠી. તે પછી શું થયું એની મને ખબર નથી; પણ જ્યારે શરીરે નિરોગી થઇ ભાન આવ્યું ત્યારે જણાયું કે, હું યતિન્દ્રનાથના આશ્રયમાં હતી. તે કૃપાળુને હું જંગલમાં આવેલા એક જળાશયના કિનારેથી બેશુદ્ધ પડેલી મળી આવી હતી. મ્હેં તેમને મારી કર્મ કથા કહી સંભળાવી. તેમણે આશ્વાસન આપી મારી સંભાળ લીધી. બાદ તેમના કહેવાથી મને જણાયું કે ગુરૂ યતિન્દ્રનાથે યાત્રાએથી પાછા આવી મારી તપાસ કરી હતી; પણ મારો પત્તો મળ્યો નહોતો. તે અરસામાં મારો પતિ પણ દૈવયોગે બેશુદ્ધાવસ્થામાં તેમને મળી આવ્યો હતો. તેણે ગુરૂ પાસે રહી કેટલીક દવાઓ, રસાયણ પ્રયોગો અને મેસ્મેરીઝમની વિદ્યા પ્રાપ્ત કરી લીધી હતી. યતિન્દ્રનાથે રસાયણીક પ્રયોગવાળી લાકડી કે જે અત્યારે મારી પાસે છે; તે મારા પતિને આપી હતી. તે લાકડીના પ્રતાપેજ જગદીશચંદ્ર ભયંકર કર્મો કરી શ્રીમાન થઇ પડયો હતો; પણ તે લાકડીનો પ્રયોગ મારી ગરીબડી મોહિની ઉપર ઘણો થયો હતો. મારી મોહિની આ વખતે તેના બાપની સાથે ગુરૂના આશ્રમમાં જ રહેતી હતી. જવાળાપ્રસાદ નામધારી જગદીશ હવે મને કોઇ ઓળખનાર નથી ધારી એક રાત્રે મનમોહનરાયનું દાટી મૂકેલું ધન કાઢી લાવી ગુરૂ પાસે આવ્યો અને ગુરૂને જણાવ્યું કે આ ધન મને માર્ગમાંથી

મળી આવ્યું છે. ગુરૂએ આનંદ પામી તેને એક મકાન ખરીદી રહે-
વાની ભલામણુ કરી. સૂર્યપૂરમાં મોટું મકાન ખરીદી જગદીશચંદ્ર
મોહિની સાથે રહેવા લાગ્યો; અને પછી ગુરૂની શીખેલી વિદ્યાનો દુરૂપયોગ
કરી દ્રવ્ય એકત્ર કરવા લાગ્યો. ગુરૂ યતિન્દ્રનાથ પણ તેની પાસે રહેતા
હતા. સમય જતાં તેમણે પાપીનાં પાપ કર્મ પ્રત્યક્ષ અવલોકયાં.
તેમને ઘણું લાગી આવ્યું, તેમણે તરત તેની પાસે જઈ ઠપકો આપ્યો
પણ તેની કંઇ અસર થઇ નહિ. ગુરૂને સઘળું જાણી ગએલા ધારી તે
પાપાત્મા ખુલ્લી રીતે પાપ કર્મ કરવા લાગ્યો. યતિન્દ્રનાથ છેવટે
અકળાઇને તેની પાસેથી ચાલ્યા ગયા અને તે પછી મકાનમાં આવેલા
એક ગુપ્ત ભોંયરામાં નિવાસ કરી પ્રભુનું ધ્યાન ધરવા લાગ્યા, પણ એક
રાત્રિએ મોહિનીની કરૂણ ચીસ સાંભળી તે બહાર દોડી આવ્યા.

તે વખતે જવાળાપ્રસાદ મોહિનીને માધવરાયનું ખૂન કરવાનું કહેતો
હતો અને મોહિની તેના કહેવાનો ઇનકાર કરતી હતી; આથી તેણે
મોહિનીપર મેસ્મેરીઝમ પ્રયોગ શરૂ કરવા માંડયો એ પળે જ મોહિનીએ
હૃદય વિદારક ચીસ પાડી; કે જે ચીસના અવાજથી યતિન્દ્રનાથ બહાર
આવી ત્યાં ઉપસ્થિત થયા. તેમણે સર્વ પ્રકાર અવલોકી જવાળાપ્રસાદને
છેવટની સૂચના આપી ત્યાંથી પ્રયાણુ કર્યું; અને તે પછી પોતાના
અસલ એકાન્ત જંગલના આશ્રમમાં આવી રહેવા લાગ્યા. આ પછી
હું દિવાની બની આશ્રમમાંથી નીકળી જંગલમાં બેશુદ્ધ દશામાં પડી
આવેલી તેમને મળી; અને તેમણે મને દવાના ઉપચારથી સાવધ કરી બીજે
દિવસે ઉપર જણાવ્યા પ્રમાણે સઘળી હકીકત જણાવી. મને અપાર ક્રોધ
ચઢયો. મ્હેં તેની વિદ્યાના દુરૂપયોગથી નિર્દોષ જનનાં ખૂન થતાં અટકાવવાનો
નિશ્ચય કર્યો, મેં મારો નિશ્ચય ગુરૂને જણાવ્યો. તેમણે આનંદ પામી મને પણ
તે વિદ્યા શીખવાડી અને તે સાથે જણાવ્યું કે જવાળાપ્રસાદના મકાનમાં

આવેલા ભોંયરાની અંદરની એક દિવાલમાં એક ગુપ્ત દ્વાર આવેલું છે; અને તેમાં થઇ બીજા ભોંયરામાં જવાય છે, આ બીજા ભોંયરાનું મુખ જંગલમાં આવેલું છે. આ ભોંયરાની જાણ જ્વાળાપ્રસાદને નથી. માટે તું ત્યાં રહી તારૂં દરેક કામ કરજે. ખાવાનું તથા પૈસા વગેરેનો બંદોબસ્ત હું કરીશ. મ્હેં બીજે દિવસે જવાનું રાખ્યું.

જ્યારે અમે આવી રીતે ગોઠવણ કરતાં હતા; તે વખતે એકાએક અમારા સાંભળવામાં પિસ્તોલનો અવાજ આવ્યો. અમે તરત બહાર નીકળી જોયું તો એક માણુસ એક અબળાને ઉપાડી દોડી જતો જણાયો. અમે તેની પાછળ જવાને તૈયાર થયાં; પણ તે દુષ્ટની પિસ્તોલનો ભોગ થઇ પડેલા માણુસના દુઃખી ઉદ્‌ગાર સંભળાયા. આથી અમે તેની પાછળ નહિ જતાં તે ઘાયલ માણુસની પાસે ગયાં, ત્યાં જઇ જોતાં અમને જણાયું કે એક માણુસ જખમી થઈ રક્તના પ્રવાહ વચ્ચે પડેલો છે. અમે તેની સારવાર કરવા માંડી. તેના ખભા પર જખમ થયો હતો. તેમાંથી રક્તની ધારા વહેતી હતી, અમે તેને ઉપાડી અમારા આશ્રમમાં લાવ્યાં. મ્હેં તેના જખમપર પાણી રેડી લોહી ધોઇ નાખ્યું. આટલા વખતમાં ગુરૂજી બહાર જઇ કંઇક વનસ્પતિનાં પાંદડાં લઇ આવ્યા. તે પાંદડાંને ઝીણાં વાટી તેના જખમપર મૂક્યાં અને પછી તે પર પાટો બાંધ્યો. વહેતું લોહી બંધ થયું. થોડી વારે તે માણુસે શુદ્ધિમાં આવી આંખ્યો ઉઘાડી અમારી સામે જોયું. અમે તેને આશ્વાસન આપ્યું. તેણે ઉપકાર માન્યો. બાદ થોડીવાર તેને આરામ લેવા દઇ અમે તેની હકીકત પૂછી. તે માણુસ અન્ય કોઇ નહિ પણ જેણે મનમોહનરાયની પુત્રી ઇન્દુને ભયંકર આગમાંથી બચાવી હતી; તેજ આ અત્રે હાજર છે તે માણુસ હતો, તે ઇન્દુની સાથે અમારા આશ્રમની પાછળ થોડેક દૂર પર્ણકુટી બાંધીને રહેતો હતો

તેના એ નિવાસસ્થાનની જ્વાળાપ્રસાદને ખબર પડતાં તે ત્યાં આવ્યો હતો. તેને આ ખબર આપનાર તેનો મિત્ર મહમદખાં હતો. મહમદખાં જંગલમાં ફરવા નીકળ્યો હતો અને એકાએક ઇન્દુની પર્ણકુટી આગળ જઇ ચઢી સઘળી બાતમી મેળવી જ્વાળાપ્રસાદ પાસે આવી સઘળી વાત જણાવી હતી. જ્યાં સુધી ઇન્દુ જીવતી છે; ત્યાં સુધી જ્વાળાપ્રસાદને મિલ્કતનો તથા મૃત્યુનો ભય હતો, તેણે હરકોઇ ઉપાયે ઇન્દુને પોતાના પિશાચી પંજામાં ફસાવી તેની સાથે લગ્ન કરવાનો અને તે લગ્ન સંબંધી ના કહે તો મારી નાખવાનો દ્રઢ નિશ્ચય કર્યો હતો. ઇન્દુના સમાચાર મળ વાંજ તે તાબડતોબ એ તરફ ગયો અને ઇન્દુ સાથે વાતચીત કરતા અસાવધ વફાદાર સેવક પર છૂરાનો ઘા કર્યો, તેના સદ્ભાગ્યે પાપીનો ઘા તેના ખભાપર થયો. જ્વાળાપ્રસાદે બૂમો પાડતી ઇન્દુને ઉપાડી ચાલવા માંડયું, ભય અને ગભરાટથી આભો બનેલો એ સેવક ઘાની વેદનાને નહિ ગણકારતાં દુષ્ટની પાછળ દોડયો. પણ એવામાં જ્વાળા-પ્રસાદની સાથે આવી છૂપાઇ રહેનાર મહમદખાંએ બહાર નીકળી પિ-સ્તોલનો બહાર કર્યો, તે બ્હાર ખાલી ગયો. અને વફાદાર નોકર અત્યંત લોહી વહી જવાથી અંતે બેભાન થઇ પડયો, બાદ અમે તેની પાસે ગયાં અને તેને અમારી પર્ણકુટીમાં લાવી સઘળી વાતથી જાણી તાં થયાં. આ પછી બીજે દિવસે હું ગુરૂની આજ્ઞા લઇ પેલા માણસ સાથે ત્યાંથી નીકળી ગુરૂએ જણાવેલા ભોંયરામાં રહેવા લાગી અને ધીમે ધીમે મારો ચમત્કાર જ્વાળાપ્રસાદને દેખાડવા લાગી. હું અને આ માણસ હમેશાં સર્વાંગે બુરખાથી ઢંકાએલાં રહેતાં અને સમય આવે જાલીમ જ્વાળાપ્રસાદને ભયભીત કરી નિર્દોષ જનને બચાવતાં. આખરે પ્રભુ કૃપાએ આ માધવરાય, મોહનરાય, રમણ, ઇન્દુ વગેરેને બચાવવા અને મારા પતીત પતીને પાપમાં પડતો ઉગારવાનો મારો પ્રયત્ન ફળી

ભૂત થયો. તેને માટે હું અનંતનામી પ્રભુનો હજારો વાર ઉપકાર માનું છું. આ સાથે પાપીને પ્રકાશમાં લાવવા અતિશય શ્રમ ઉઠાવનાર રજનીકાન્ત અને રમાનો પણ ઉપકાર માનું છું. કારણ કે તેમની મદદ મને ખરા સમયના ઉપયોગમાં આવતી. પ્રભુ સૌને સુખી રાખો." મહિલાવતીએ સર્વે વાત વિદીત કરી. બેઠેલું મંડળ તેની પ્રશંસા કરવા લાગ્યું. મૌન પ્રવર્તાઈ રહ્યું.

પણ એટલામાંજ રજનીકાન્તે કહેવા માંડયું, "મહિલાવતી ! તમારી વાત સાંભળી હું આશ્ચર્યના સાગરમાં ડૂબ્યો છું. તમે એક અબળા થઈ બની શકે નહિ એવું કાર્ય કર્યું છે. તમારા પ્રયત્નથી જ આ માધવરાય મોહનરાય ઇન્દુ વગેરે આજે જીવતાં છે અને તમારા લીધેજ હું આ દુષ્ટાત્મા જવાળાપ્રસાદને પ્રકાશમાં લાવવાને ભાગ્યવાન થયો છું. હું તમારો જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે. તમે દેવી છો; પણ સંસ્કારે કરીનેજ આ પિશાચનાં પત્ની કહેવાયાં છો. આ જાલીમ જુલ્મીના પશ્ચાતાપથી અને તમારા તેની સાથેના સંબંધથી જો કે મને તેનીપર દયા પ્રકટે છે; પણ હું શું કરૂં ? મનમોહનરાયના ખૂનથી તે ગૂન્હેગાર ઠરી ચૂકયો છે. તેને ફાંશીની શિક્ષા પણ થઇ ચૂકી છે. તે ભયંકર ખૂની આજે પકડાયો છે. તેનો કેસ ચાલનાર નથી. તેની પરની શિક્ષા હજી કાયમ છે. એટલે કાલે અગર પરમ દિવસે અત્રેના કલેકટર તથા કમીશનરની મંજુરી મળતાં તેને ફાંશીએ લટકવું પડશે. ફાંશી તેના ભાગ્યમાં જ લખાએલી હોય એમ સમજાય છે. જવાળાપ્રસાદ કોટી ઉપાયે જીવન મેળવી શકે એમ નથી. હું પણ લાચાર છું કે તમારે લીધે હું તેને બચાવી શકતો નથી. મહિલાવતી ! મને ક્ષમા કરજો. તમને વૈધવ્ય પ્રાપ્ત થવામાં નિમીતરૂપ હુંજ થયો છું." આટલું કહી રજનીકાન્તે દયામય નેત્રે જવાળાપ્રસાદ સામે નિહાળ્યું. આ વખતે જવાળા-

પ્રસાદની આંખ્યોમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેતો હતો. મહિલાવતીએ રજનીકાન્તના જવાબમાં પોતાના ભાગ્યનો દોષ દર્શાવ્યો. સઘળાંની દ્રષ્ટિ જ્વાળા તરફ ઠરી રહી. આ વખતે જ્વાળાપ્રસાદને કંઈક યાદ આવતાં અશ્રુ લુછી બોલ્યો, " મહિલા! મારા પાને પડી તું અત્યંત દુઃખી થઇ છે. મ્હેં તારૂં જીવન રદ કર્યું છે. પણ હવે થયું તે ન થયું થનાર નથી. મારા સઘળા અપરાધ વિસરી જા અને જણાવ કે અનાથાશ્રમમાં રહેલા પુત્રનું શું થયું ? "

" હા, તે પુત્રની તમે તપાસ કરી હતી કે નહિ ? " રજનીકાન્તે પૂછ્યું.

" ગુરૂના આશ્રમમાં રહ્યા પછી મ્હેં થોડાક દિવસ પછી ગુરૂની સાથે આશ્રમમાં જઈ તપાસ કરતાં આશ્રમના મેનેજર તરફથી સમાચાર મેળવ્યા કે તમારા પુત્રને એક ગૃહસ્થ લઈ ગયા છે. તમે તમારા પુત્રના કાંડે બાંધેલું તાવીજ તમારા ગયા પછી મ્હેં કાઢી લીધું હતું અને તે તમારા પુત્રને લઇ જનાર ગ્રહસ્થને સોંપ્યું હતું. આ પછી મ્હેં તે ગૃહસ્થનું નામ ઠામ પૂછી ગુરૂની સાથે ત્યાંથી ગમન કર્યું અને જાણી લીધેલા સ્થળે આવી તપાસ કરતાં જણાયું કે મારો પુત્ર સુખમાં રહે છે. હું આનંદ પામી. મારો પુત્ર સુખમાં રહી મોટો થયો અને તે દયાળુ ગ્રહસ્થના પ્રતાપે તેણે સારી વિદ્યા પણ સંપાદન કરી. તે ભલા ગ્રહસ્થનું ભગવાન ભલું કરજો." આટલું કહી મહિલાવતી શાન્ત રહી. પુનઃ જ્વાળાપ્રસાદ બોલી ઉઠયો, " પણ તે ગૃહસ્થ કોણ ? "

" આ માધવરાય, " મહિલાવતીએ જણાવ્યું. સર્વ સ્તબ્ધ બન્યાં. માધવરાયે ચમકી એક માણસ સામે દ્રષ્ટિ કરી. એવામાં જ વળી પાછો જ્વાળાપ્રસાદ ઉભો થઇ બોલ્યો, " મહિલા! મને વધારે વાર વ્હેમમાં ન રાખ. મને છેલ્લીવારને માટે મારા પુત્ર સાથે મેળવ.

હું સંતોષથી મરીશ. બોલ, દેવી ! કહે કે તે આપણો પુત્ર હાલ ક્યાં છે ? "

" આ રહ્યો, જુઓ." મહિલાએ હાથ લાંબો કર્યો.

" કોણ આ રમણ ? " જ્વાળાપ્રસાદે ફાટી આંખે પૂછ્યું.

" હા, એજ. " મહિલાએ જણાવ્યું. જ્વાળાપ્રસાદે આવેશથી દોડી રમણને ગાઢ આલીંગન આપ્યું. બસ આ સાથે જ તે બેશુદ્ધ થઇ પડયો. તેના હાથ રમણની આસપાસ વિંટાએલાજ રહ્યા. ખુરશીમાં બેઠેલો રમણ વિસ્મયતાથી સ્તબ્ધ બની બેસી રહ્યો. તેના હૃદયમાં હજારે હજાર સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા. તેણે સજળ નયને માધવરાય સામે જોયું. માધવરાયે તમામ હકીકત જણાવી. મોહિની ભાઇની પાસે આવી ઉભી. ભાઇ બ્હેન મળી મ્હોટેથી રડી પડયાં. મહિલાવતીની આંખ્યોમાંથી પણ અશ્રુ નીકળી જમીનપર પડવા લાગ્યાં. દેખાવ કરૂણ થઇ રહ્યો. ત્યાં એકત્ર થએલાં જનોનાં હૃદય આ કરૂણ દેખાવથી દ્રવવા લાગ્યાં. જ્વાળાપ્રસાદની સારવાર થઇ રહી, અંતે તેણે સાવધ થઇ રડતા હૃદયે હાથ જોડી માધવરાયનો તથા અન્ય મંડળનો અત્યંત ઉપકાર માન્યો. મહિલાવતીએ રમણના કાંડે બાંધેલું તાવીજ ઉઘાડી અંદર મૂકેલી ચિઠ્ઠી કાઢી સઘળાંને વંચાવી. તેમાં શું લખ્યું હતું તે આપણે જાણીએ છીએ. રમણ માતા પિતા તથા બ્હેનને મળ્યો; પણ પિતાની થનાર આખર દશા તેને ગભરાવા લાગી. પિતાના બચાવનો તેને એક પણ રસ્તો માલમ પડયો નહિ. તેણે દયામય નેત્રે પિતા સામે નિહાળી એક ઉષ્ણ નિઃશ્વાસ નાંખ્યો. આ વખતે મધ્ય રાત્રિ વીતી ગઇ હતી. જ્વાળાપ્રસાદે રમણ, મોહિની ઇન્દુ અને મહિલાવતીની સંભાળ રાખવાનું રજનીકાન્ત તથા માધવરાયને સુપ્રત કરી સર્વેને થોડીકવાર વિરામ લેવાનું કહ્યું. કરણ પ્રસંગ જોઇ કંટાળેલા

અને હૃદયમાં દુઃખી થતો રજનીકાન્ત જ્વાળાપ્રસાદને તેના પુત્ર પત્ની સાથે એકાન્તમાં રહેવા દેવાની ઇચ્છાથી સર્વ સાથે ત્યાંથી નીકળી બીજા ઓરડામાં આવી થોડીકવારને માટે વિરામ લેવા પથારીમાં પડયો. બાકીના મંડળે પણ તેનું અનુકરણ કર્યું. સિપાહીઓ ઓવરકોટ ઓઢી જ્વાળાપ્રસાદના ઓરડાની બહાર જાગતા બેસી રહ્યા. તે ઓરડામાં રમણ મહિલા મોહિની અને જ્વાળાપ્રસાદ સિવાય અન્ય કોઈ રહ્યું નહિ.

## પ્રકરણ ૩૦ મું

### આત્મહત્યા.

પાછલી રાત્રિનો સમય થયો હતો. સર્વત્ર શાન્તિ પ્રવર્તાઈ રહી હતી. ઓરડામાં રહેલાં દુઃખી માણસોની આંખ્યોમાંથી અશ્રુ વહેતાં હતાં. મહિલાવતી પોતાના પતિને આશ્વાસન આપી પ્રભુનું સ્મરણ કરવાનું સૂચવતી હતી. જ્વાળાપ્રસાદે હૃદય દઢ કરી પોતાની તમામ ઇચ્છા અને જે કહેવાનું હતું; તે સઘળું કહી દીધું. રમણને તેની માતા તથા બ્હેનનું રક્ષણ કરવાનું સૂચવી તેણે પ્રભુનું સ્મરણ કરવા માંડયું. દુઃખ શોક અને રાત્રિઓના ઉજાગરાથી આખરે મહિલા, રમણ અને મોહિની જમીનપર આડાં થયાં અને ઉંઘવાની નહિ ઇચ્છા વાળાં ત્રણે નિદ્રાને આધિન થયાં. જ્વાળાપ્રસાદને ઉંઘ આવી નહિ. જેને મરવાનું છે, જેને ફાંસીના માંચડે ચડવાનું છે; તેને નિદ્રા કેવી રીતે આવી શકે? જ્વાળાપ્રસાદ જાગૃતાવસ્થામાં બેસી રહી પોતાના પાપની પ્રભુ પાસે ક્ષમા માગવા લાગ્યો. તેણે લગભગ એક કલાક સુધી પ્રભુનું સ્મરણ કર્યા કર્યું. એવામાં જ ઘડીયાળમાં ચાર વાગવાના ટકોરાએ તેનું

ધ્યાન ભંગ કર્યું. તેણે નિંદ્રિત જનોના મુખ સામે દ્રષ્ટિ કરી. તે પછી તે એકાગ્રતાથી દુઃખથી શુષ્ક થઇ ગએલા મહિલાવતીના વદન સામે જોઈ રહ્યો. જ્વાળાપ્રસાદ નિઃશ્વાસ નાખી આત્મગત્ બોલ્યો, "હા! આ પત્ની, આ પુત્ર–પુત્રીને મૂકી મારે આ સંસારનો ત્યાગ કરવો પડશે. હા! મારાથી મારાં આ પ્રિયજનો પણ સુખી થઇ શક્યાં નથી. મહિલા! હૃદયદેવી! ત્હેં અત્યંત સંકષ્ટ વેઠયું છે. અને હજી પણ કષ્ટ વેઠવાનું છે. હાય હૃદય ચિરાઈ જાય છે. હું શું કરૂં?" જ્વાળાપ્રસાદ લમણે હાથ ટેકવી બેસી રહ્યો. રાત્રિ ભયાનક જણાવા લાગી. નિઃસ્તબ્ધતામાં ભયના ભણકારા લાગવા માંડયાં. યમના દૂતો કાળપાસ સાથે ફરતા જણાયા. આખરે શોકગ્રસ્ત જ્વાળાપ્રસાદ હૃદય વેદનાથી પુનઃ બોલી ઉઠયો, "હા! હૃદય ભસ્મ થાય છે. ફીકર નહિ, હું મરીશ, ફાંસીને માંચડે લટકીશ. તે શિક્ષા પણ હજી ઓછી છે. મારાં નીચ કર્મના લીધે તો મને રીબાવી રીબાવીને જ મારવો જોઇએ. યમરાજ! હું આવું છું, મને લઇ જાઓ. નર્ક કુંડમાં નાંખો. મારાં પાપની સીમા નથી. મ્હેં સંસારમાં જન્મ ધારણ કરી એક પણ પુણ્ય કાર્ય કર્યું નથી. હું છતી આંખ્યોએ અંધ બન્યો હતો. મારાથી અનેક જનો પાયમાલ થયાં છે. ઓ પ્રભો! હું તમારા દરબારમાં આવી શો જવાબ આપીશ? આખી જીંદગીમાં તમારૂં પવિત્ર નામ મ્હેં દીધું નથી. હું હવે પાપથી પૂર્ણ પસ્તાઈ અંતીમ સમયે આપના પવિત્ર નામનું સ્મરણ કરૂં છું. હા! મને અપાર વેદના થાય છે. પાયમાલ થએલાં મનુષ્યો બદલો લેવાને ઉભાં હોય એમ જણાય છે. વિકાળ યમદૂતો લાંબા ભાલા લઇ મારી આસપાસ ફરતા દેખાય છે. પ્રભો! મારૂં રક્ષણ કરો. પ્રભો! આપ દયાના સાગર કહેવાઓ છો. હા! તમારા દરબારમાં હું મારૂં આ શ્યામ મુખ કેવી રીતે બતાવીશ?

ધરી અવતાર માનવનો, કર્યાં દુષ્કર્મ દેહથી,
સંતાપની સરીતા વહાવી, દુષ્ટતાના મેહથી.
સદ્ ધર્મ છાંયા છોડીને, પાતક તણે તાપે તપ્યો,
ચિંતામણી રૂપ ધર્મ ત્યાગી, વિષયનો કીડો બન્યો.
નિંદીત થયો દુનિયાં પરે, કિંચિત્ કમી રાખી નહિ,
શાપીત થયો બદકામથી ખોઇ પ્રતિષ્ઠા જગ મહિ.
દિવસો દુષ્કર્મના વિત્યા, દુર્દૈવરૂપ છાઇ નીશા,
અંજામના અંધેરમાં હા! સૂઝતી નથી કો દિશા.
સૌ અધમ નીચ ચરિત્રનાં, ચિત્રો ભયંકર રૂપ લઇ,
સામે ઉભાં બદલોજ લેવા, જીવહર શત્રુ થઇ.
ત્રાસું અહા! કંપુ થર થરૂં, જોઉં નીજ હાલત અરે,
પ્રભુ માફ કર તું માફ કર, પસ્તાઉં છું હું આખરે.
નાર્કી મહાપાપી જીવન આ, યમદૂતો આવી હણો,
અગ્નિ પ્રજાળો શરીરને, ને ચૂર–ચૂર હૃદય બનો.
મુજ તૂલ્ય જે જન આ જગતમાં કુકર્મો કરનાર છે,
તેને હજારો વાર બસ ધિક્કાર છે–ફિટકાર છે.

હા ! હવે જીવવું નિરર્થક છે. આવો, આવો, ઓ યમદૂતો ! મારી પાસે આવો અને મને તમારા ભયાનક કાળપાસમાં બાંધી પ્રભુના ન્યાયાલયમાં લઇ જાઓ. મને ઇન્સાફને માટે ત્યાં ઉભો કરો અને પછી મારાં પાપનાં ફળ ભોગવવા મને ભિષણ નર્ક કુંડમાં નાખો. ઓ પાપીને દંડ દેનારા પ્રભો ! આ હતભાગ્યને ક્ષમા આપો. હું મહાન્ પાપીછું. હું આ આખરની વખતે ક્ષમાના ઉમેદવાર તરીકે આપની સમક્ષ મારૂં શીર ઝુકાવું છું. ” આમ બોલતો જ્વાળાપ્રસાદ આત્મગત પ્રભુને પોકારવા લાગ્યો. તેનું દુઃખી હૃદય બોલતું હતું કે,

"પથારી પાપની ત્યાગી, પ્રભુજી આજ જાગું છું,
ભમણા મોહની ભાંગી. ચરણમાં સ્થાન માગું છું.
વિષયનાં ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદમાતો,
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું.
બન્યો પાપી નઠારો હું, થયો તમને અકારો હું,
ભરીને આંખમાં આંસુ, પિતાજી પાય લાગું છું.
ભલો–બૂરો ગમે તેવો, શીશુને આશરો દેવો,
બની પૂરો તમારો હું, હવે ધર્માનુરાગુ છું."

વસંત.

જ્વાળાપ્રસાદે શુદ્ધ હૃદયથી પ્રભુનું ધ્યાન ધરી આસપાસ જોયું. સર્વત્ર શાન્તિ વ્યાપેલી હતી, ફક્ત દિવાલપર લટકાવેલું ઘડીઆળ ટકટક અવાજ કરી શાન્તિમાં વિક્ષેપ પાડતું હતું. જ્વાળાપ્રસાદે ઘડીયાળ સામે જોયું. પાંચ વાગવા આવ્યા હતા. બાકી રહ્યો થોડો સમય. પ્રાતઃકાળે મારા આ વ્હાલા મકાનનો ત્યાગ કરવો પડશે, હાથમાં હાથકડીયો પહેરી સિપાઓના પહેરા વચ્ચે બજારમાં થઇ જવું પડશે. હા ! જન સમાજ મારા સામે જોઇ શું ધારશે–કહેશે ? હાય ! આના કરતાં તો આત્મ હત્યા કરી મરવું ઉચિત છે. આમ બોલતો જ્વાળાપ્રસાદ વિચારમાં પડ્યો. તેણે થોડીકવારે કંઇક નિશ્ચય કરી બોલવા માંડ્યું, "હા ! હવે એજ નિશ્ચય. લોકોમાં બે આબરૂ થઇ મરવા કરતાં આત્મહત્યા કરી મરવું ઉત્તમ છે. હજી સમય છે, કારાગ્રહમાં પૂરાયા પછી કંઇ પણ થઈ શકશે નહિ. ચાલ જીવ સાવધ થા અને અત્યારે જ યમસદન તરફ વિદાય થઈ જા." આવી રીતનો નિશ્ચય કરી જ્વાળાપ્રસાદે આંગળીએ બાંધેલો પાટો ઉકેલવા માંડ્યો, પાટો દૂર થતાં આંગળીએ પહેરેલી હીરાની વીંટી પ્રકાશવા લાગી. જ્વાળાપ્રસાદે થોડીવાર વિંટી સામે

જોયા પછી પોતાનાં સંતાન તથા પત્ની સામે જોયું. આ વખતે વળી પાછું તેનું હૃદય ભરાઇ આવ્યું. તે ગળગળે સાદે બોલ્યો, " હું જાઉંછું, તમને ક્ષમા સિવાય જાઉં છું. મારો વખત ભરાઈ ચૂકયો છે, મને ક્ષમા કરજો, પ્રભુ તમને સુખી રાખો. " આટલુ બોલી તેણે વીંટીની અંદર આવેલી એક ઝીણી ચાંપ દબાવી કે જેથી ઉપરનો હિરો અલગ થઇ તેની નીચે આવેલું એક ઢાંકણુ ઉઘડયું. તેમાં ભીંજાએલું એક રૂનું પુમડું પડેલું હતું. જવાળાપ્રસાદે અગાઉથી રૂનું પુમડું કાતીલ ઝેરમાં ભીંજાવી વીંટીની ડબ્બીમાં મૂકી રાખ્યું હતું. તેને હવે બહાર કાઢી પુનઃ જ્વાળાપ્રસાદે છેલ્લીવારને માટે તેનાં પ્રિયજનો સામે નિહાળ્યું. હૃદય ધમકવા લાગ્યું, સર્વાંગ ધ્રુજવા લાગ્યું, આત્મા અકળાઇ. તેને ભયંકર કૃત્ય કરવાની મના કરવા લાગ્યો. પણ આત્માનું કંઇ ચાલ્યું નહિ. જ્વાળાપ્રસાદે જગતને છેલ્લી સલામ કરી એકદમ ઝેરથી ભરેલું પુમડું ચુસી લીધું. બાદ વીંટીપરના હીરાને બરાબર ગોઠવી તેને સૂચવાને લાગ્યો. તે હીરો પણ ઝેરી હતો. તત્કાળ ઝેર રગે રગે વ્યાપી ગયું. તેની આંખ્યોએ અંધારાં વળ્યાં. તેણે સર્વને જાગૃત કરવાની ઇચ્છાથી ભયાનક ચીસ પાડી. સઘળાં જાગી ઉઠયાં. બસ આ વખતેજ જ્વાળાપ્રસાદ ચકરીખાઇ જમીનપર પડયો. રજની મોહન યતિન્દ્રનાથ વગેરે દોડી આવી ત્યાં ઉભા રહ્યા. જ્વાળાપ્રસાદે લથડાતી જીભે ઝેર ચુસવાની વાત જણાવી પોતાનાં પ્રિય જનોનું રક્ષણ કરવાનું ફરીથી સૂચવ્યું. રજની કાન્તે તરત બે સિપાહીઓને દોડાવી કલેકટર તથા મેજીસ્ટ્રેટને બોલાવી લાવવાનું જણાવ્યું. આ સાથે એક સિપાહીને સીવીલ સર્જનને બોલાવી લાવવાની આજ્ઞા થઇ. સઘળાં શોકાતુર વદને તેનું મૃત્યુ અવલોકી રહ્યાં. જ્વાળાપ્રસાદ તૂટતી જીભે પ્રભુના નામનો ઉચ્ચાર કરતો હતો, રમણુ, મોહિની, અને મહિલાના શોકનો સુમાર નહોતો. થોડીવારે દાક્તર,

કલેકટર તથા મેજીસ્ટ્રેટ ત્યાં આવી પહોંચ્યા અને શ્રીમાનના વેશમાં રહેલા જગદીશની છેલ્લી દશા જોઇ આશ્ચર્ય પામ્યા. સીવીલસર્જને ઝેર કાઢવાને અનેક દવાના ડોઝ પાયા, પણ શરીરમાંથી ઝેર નીકળી શકયું નહિ. જ્વાળાપ્રસાદની નસો તૂટવા લાગી, તેની જીભ પણ ટુંકી થઇ ગઈ. મેજીસ્ટ્રેટે ગુન્હાના સંબંધમાં તેને બે ચાર પ્રશ્નો પૂછ્યા. જ્વાળાપ્રસાદે સત્ય જવાબ આપ્યા. મેજીસ્ટ્રેટે તેની જુબાની નોંધી લીધી, અને પછી તે બન્ને મોટા અમલદારો તેના મરણથી દીલગીરી દર્શાવી અને તેના સગાં, મિત્રોને આશ્વાસન આપી ચાલતા થયા. તેમના ગયા પછી લગભગ અર્ધા કલાકે જ્વાળાપ્રસાદના દેહ પિંજરમાંથી પ્રાણ પંખી બહાર નીકળી ચાલ્યો ગયો. જડ દેહ જમીનપર પડી રહ્યો. પિશાચ સ્વરૂપ ધારી જ્વાળાપ્રસાદ અરે ભયાનક ખૂની જગદીશના જીવનની સમાપ્તિ થઈ ચૂકી. તેને કરેલાં કર્મનો બદલો આ જગતમાંજ મળ્યો. તેણે દગા ફટકા અને ખૂનથી વિપુલ દ્રવ્ય એકત્ર કર્યું હતું: પણ તેમાંનું કંઈ પણ તેની સાથે ગયું નહિ. મરણ સમયે સાથે કંઈ પણ લઈ જવાતું નથી; એમ સૂચવતા તેના હાથ ખુલ્લા રહ્યા હતા. તેના શબની છેલ્લી ક્રિયા કરી સરિતા કિનારે લઈ જઈ રમણના હાથે અગ્નિને સ્વાધિન કરવામાં આવ્યું. આખરે અગ્નિ દેવે પણ શબને ભસ્મિભૂત બનાવી દીધું. સઘળાં સ્નાન કરી મકાને આવ્યાં. તે દિવસે રમણે અને ઇન્દુએ છૂટા હાથે દ્રવ્યનો વ્યય કરી અનાથ ગરીબોને સંતોષ્યાં. જ્વાળાપ્રસાદના મૃત્યુ સમાચાર સર્વત્ર વ્યાપી ગયા. તેનું અસલ નામ અને કામ પણ પેપરોમાં પ્રસિદ્ધ થઇ જન સમાજની જાણમાં આવ્યું. પેપરોમાં રજનીકાન્તની પ્રશંસા સાથે તેની ધન્યવાદ મળવા લાગ્યો. રમણે સારી રીતે પિતાની ક્રિયા કરી. ભયાનક કાર્યનો કર્તા જ્વાળાપ્રસાદ નામ ધારી જગદીશ ક્ષણવારમાં હતો નહતો થઇ ગયો. પ્રભુની લીલા અવનવી છે.

છેવટ.

જ્વાળાપ્રસાદના મરણ પછી રજનીકાન્તે અને માધવરાયે તેનો કહેવા પ્રમાણે સર્વે વ્યવસ્થા કરી. ઇન્દુના અતિશય આગ્રહથી રમણે પિતાનું મકાન તથા અર્ધી મિલ્કત સ્વીકારી મહિલાવતી તથા મોહિની સાથે પિતાના મહાલયમાં નિવાસ કર્યો. જ્વાળાપ્રસાદના મદદગાર ફોજદાર મહમદખાં અને ભવાનીમશ્રનો કેસ ચાલતાં આખરે તેઓ ગુન્હેગાર ઠર્યા. તેમાં મહમદખાંને સાત વર્ષની અને ભવાનીમશ્રને દસવર્ષની સખ્ત મજુરીની સજા થઇ. બન્ને પાપાત્માઓ પુષ્કળ પશ્ચાતાપ કરી શિક્ષાને આધીન થયા. રજનીકાન્તને ધન્યવાદ સાથે નામદાર સરકાર તરફથી જાહેર થએલા ઇનામ ઉપરાત બીજાં પણ અમૂલ્ય ઇનામ મળ્યા. લાયકને લાયક બદલો મળ્યો. દિવસો જવા લાગ્યા. જ્વાળાપ્રસાદના મૃત્યુને બાર માસ વિત્યા પછી એક મોટો મંડપ બંધાયો. જ્વાળા-પ્રસાદનું અને માધવરાયનુ મહાલય રંગબેરંગી રંગોથી રંગાવા માંડયું. પ્રતિષ્ઠિત જનોને આમંત્રણ રૂપ કુમકુમ પત્રિકાઓ લખાઇ. સૂર્યપૂરના ધનાઢય જનો અને નામદાર સરકારના મોટા યુરોપિયન અમલદારોની સમક્ષ રમણ તારા, મોહનરાય મોહિની અને માધવરાય ઇન્દુનું યથા વિધી લગ્ન થયું. અનંદ પ્રવર્તાઇ રહ્યો. સ્નેહિયોના સ્નેહનું દ્રઢ સંધાન થયું. મિત્રોએ તથા અમલદારોએ અમૂલ્ય બક્ષીસો આપી. ધામધુમ થઈ રહી. ઉપરા ઉપરી ગાર્ડન પાર્ટીઓ થવા લાગી. આ આનંદ પ્રસંગ એક માસ સુધી ચાલ્યો. બાદ આનંદમાં ભાગ લેવા એકત્ર થનાર સજ્જનો પોત પોતાના મુકામે ચાલ્યા ગયા. પ્રેમિ દંપતિ સ્વ-ર્ગિય સુખ ભોગવવા લાગ્યા. બાદ કેટલાક દિવસ પછી ઇન્દુના કહે-વાથી માધવરાયે ઇન્દુના પિતા મનમોહનરાયના નામથી એક અના-થાશ્રમ બંધાવ્યું અને તેની જોડે જ્વાળાપ્રસાદના નામનું એક વિદ્યા-

લય પણ સ્થાપ્યું. સમય જતાં તે બન્ને સ્થાનનો ગરીબ અનાથો લાભ લેવા લાગ્યાં. આ પછી મોહનરાય અને રમણ વ્યાપારમાં પ્રવૃત્ત થયા. યતિન્દ્રનાથ અને માહલાવતી પ્રભુનું સ્મરણ કરતાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. પોતાના પ્રાણ બચાવનાર વફાદાર નોકરને ઈન્દુએ પોતાની પાસે રાખ્યો. તેનું જીવન સુખમાં વ્યતિત થયું. અંતમાં કહેવાનું એજ કે નીતિમય જીવન ગુજારી સારાં કર્મ કરનારને આ સંસારમાંજ શુભ ફળ મળે છે એ ખાસ લક્ષ્યમાં રાખવું. પરમ કૃપાળુ પરમાત્મા સર્વના હૃદયમાં શુભ બુદ્ધિ પ્રકટાવો.

સમાપ્ત.

તૈયાર છે. આજેજ મંગાવી લ્યો.

વીસમી સદીનો વિચિત્ર રંગ દર્શાવતી, કપટીઓનાં કાર-
સ્થાનોનો સંપૂર્ણ પરિચય કરાવનારી અને સ્વદેશ સેવાનો
ઉચ્ચત્તમ સુબોધ પ્રાપ્ત કરાવનારી.

# અત્યુત્તમ નવલકથા.

# કુસુમકાન્ત

યાને

# સંસાર શેત્રંજ.

લખનાર, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

સંસારનો તાદૃશ્ય ચિતાર આપનારી અને ઉછરતા યુવકોને બોધ પ્રાપ્ત કરાવનારી આ નવલકથા અવશ્ય સૌએ વાંચવીજ જોઇએ. ફેશનના પંદે ચઢેલા અર્ધદગ્ધ યુવકોનાં ભયાનક કારસ્થાનો, સદાચરણી વીરોનાં અદ્‌ભુત પરાક્રમો, સ્નેહમયી બાળાઓની પવિત્ર પ્રેમપરાયણતા, કેળવણીનો અવળો અર્થ સમજેલી વનિતાની કુટિલ વિલાસ પ્રિયતા, સાચી મિત્રતા, સ્વાર્થમય મિત્રતા, ખુનીની પ્રપંચજાળો, ગયબી મકાનો, પૈસા પ્રાપ્ત કરવાને ગરીબોની ગરદન કાપનારા સફેત શાહુકારોનાં હૃદયદ્રાવક કુકર્મો, અને એક સામાન્યમાં સામાન્ય મનુષ્ય સ્વદેશ અને ગરીબ જનો પ્રત્યે પ્રેમ ધરાવી સ્વદેશ સેવા એ સ્વયં ઇશ્વરની સેવા સમાન છે એવું જ્વલંત દૃષ્ટાંત બતાવવા ઉપરાંત ધર્મ, કર્મ, નીતિ વગેરેનો સચોટ ઉપદેશ આપેલો છે. પુસ્તક દળદાર લાયબ્રેરીના આભુષણ રૂપ હોવા છતાં કિંમત માત્ર રૂ. ૧-૧૨-૦ પોણાબે.

નીતિ રીતિ પુન્ય પાપ પરોપકારના સુબોધક જ્ઞાન સાથે રસપ્રવાહમાં તલ્લીન બનાવનારી અને હૃદયભેદક ભયંકર ઘટનાઓથી આશ્ચર્યના મહાસાગરમાં ડુબાવનારી મનોવેધક અત્યુત્તમ નવલકથા.

# તરૂણ તપસ્વિની.

## ભાગ ૧-૨ જો. ( સચિત્ર આવૃત્તિ બીજી. )

લખનાર. સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા,

આ નવલકથાના વાંચનથી સંસાર સુવર્ણ સમાન શોભશે, યુવાનો દુષ્ટ મિત્રોની સોબતથી પૈસાનું પાણી કરતાં વિચારશે, મિત્રધર્મ અને મિત્ર ફરજનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થશે, કુલીન કન્યાઓ અને બ્હેનો સદ્‌ગુણ-વાળી થશે. આવી અપૂર્વ સુબોધક નવલકથા પર ગ્રાહકોની જબરી ધમાલ ચાલી રહી છે. પ્રસ્તુત પુસ્તકમાં એક સાધુરૂપના ભયંકર શયતાનના પૈશાચિક કર્મો, તેની ગયબી અને ચમત્કારિક ગુફાઓ તથા વીરનરોનાં અદ્‌ભુત પરાક્રમો વાંચતાં હૃદય સ્તબ્ધ બની જશે. આ ઉપરાંત કામાંધ જનની કુટિલતા, કારસ્થાનીઓની કુટિલ જાળમાં સપડાએલી સન્નારીઓના શિયળની મહત્વતા, વફાદાર મિત્રનું મિત્રને માટે અનહદ દુખમાં દટાવું, પ્રેમિક પ્રેમિકાઓના આશ્ચર્યયુક્ત પ્રેમ પ્રસંગો, દરીયા કિનારેનાં પહાડી સ્થાનોમાં ચમત્કારીક ખીણો, વગેરે આશ્ચર્યકારક અને રસીક બનાવોનો ચિતાર સારી રીતે આપવામાં આવ્યો છે. ટુંકામાં આ પુસ્તક સંસારના સન્મિત્ર સ્વરૂપ છે. ગ્લેઝ કાગળો સોનેરી બાઇન્ડીંગના બન્ને ભાગો જુદા જુદા બાંધેલા છે. એકંદર પૃષ્ઠ આઠસો ઉપરાંત થાય છે, છતાં દરેક ભાગની કિ. રૂ. ૧-૧૨-૦ બન્ને સાથેના રૂ. ૩-૮-૦.

રણભૂમિને ધ્રુજાવનારા અને સ્વદેશને માટે પ્રાણાર્પણ કરનારા
રાજપૂત વીરોનાં અદ્‌ભુત પરાક્રમોનો મનોવેધક ચિતાર
દર્શાવનારી અત્યુત્તમ નવલકથા.

## સચિત્ર, પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. આવૃત્તિ બીજી.

### લખનાર, સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

આ લોકપ્રિય નવલકથામાં ધર્મ, નીતિ, સત્ય અને સ્વદેશ પ્રીતિ વગેરેનો અસરકારક ઉપદેશ આપેલો છે. દગાપટકાથી પરાયાનું રાજ્ય પડાવી લઈ મહારાજાધિરાજ થઇ પડેલા ચંદ્રનગરના જાલિમજુલ્મી રાજા કાળસિંહના ક્રુર કર્મોની કથા વાંચતાં વાંચતાં તમારાં રોમાંચ ઉભાં થયા સિવાય રહેશે નહિ. સ્વદેશ પ્રેમિક સત્યસિંહ–વિલાસકુમારી, કપિંજલા, અનેક સંકટો સહન કરી નિષ્ઠુર નૃપતિ સામે કેવાં અડગ રહી સ્વદેશ પ્રત્યે પ્રેમ દર્શાવે છે, વિરેન્દ્રસિંહ સ્વદેશના માટે કેવી રીતે પ્રાણાર્પણ કરે છે, પાપી પીતાની પવિત્ર પુત્રી રાજકન્યા પદ્મલતા અને ભાગ્યદેવીની ભયંકરતાથી દુષ્મનના આશ્રયે રહી મોટો થએલો રાજકુમાર સુરેન્દ્રસિંહ પોતાના દૈવી પ્રેમથી એક બીજાના હૃદય ઉપર કેવી રીતે અધિકાર મેળવી દેશસેવા કરે છે. ધર્મ નીતિનો ત્યાગ કરવાથી પ્રબળ અને શક્તિશાળી મનુષ્યોની કેવી દુર્દશા થાય છે, સ્વદેશભક્તો કેવાં અદ્‌ભુત કાર્યો કરી ભયંકર સંકટોના વાદળને દૂર કરી વિજય પ્રાપ્ત કરે છે. વગેરે અસંખ્ય બોધક અને આકર્ષક ચમત્કારોથી ભરપૂર છે. ઉંચા ગ્લેઝ કાગળો–હળદાર પુસ્તક હોવા છતાં કિ. રૂ. ૧–૧૨–૦.

લખો:—

**નારણલાલ મોતીલાલ બુકસેલર.**
રીચીરોડ—અમદાવાદ.

# શિવપુરાણ બ્રહ્મોત્તર ખંડ.

## કવિ શામળભટ્ટ કૃત.

આ ગ્રંથમાં નિચેના બાત્રીસ વિષયો આપેલા છે. પંચાક્ષર મહાત્મ્ય, બીલ્વીપત્ર મહાત્મ્ય, પાષ્યણી ઉદ્ધાર, શિવ દર્શન વર્ણન, શિવસ્થાપન વર્ણન, શની પ્રદોશ વર્ણન, પ્રદોશ નિત્ય પ્રદોશ. સોમપ્રદોશ, સિંમતની કથા પ્રદોશ સજોડા પુજન; પીંગળા સ્ત્રિ પ્રદોશ, ભદ્રાયુત્રિસંયોગ, શિવ કવચ મહિમા, ભદ્રાયુ વિવાહ, વિભુતી મહાત્મ્ય, વિભુતીક યોગાભ્યાસ, ભસ્મ મહિમા વિભુતી અંજન, ઉમા મહેશ્વરવ્રત, ઉમા મહેશ્વર મહાત્મ્ય, રૂદ્રાક્ષ મહાત્મ્ય; મૃત્યું જય જપ, કથા શ્રવણ ફળ વગેરે બીજા ઘણા વિષયોનું વર્ણન આપેલું છે,

---

# મહાભારત અઢાર પર્વ.

## ( રાગરાગણીમાં )

### દુર્ગાશંકરકૃત.

મહાભારતની કથા કહેવાથી પંકાએલા વ્યાસ દુરગાશંકરની રસીલી વાણીથી કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે વ્યાસજીની વાણી એવી રૂસીક અને બોધક છે કે, ચોપડી વાંચવા લીધા પછી પુરી કર્યા પછી મુકવાનું મન થાય છે. વૃદ્ધ તેમજ બાળકને વાંચતાં હરકત ન પડે તે હેતુથી મોટા ટાઈપમાં છાપવામાં આવ્યું છે. પુસ્તક એટલું બધુ લોકપ્રીય છે કે એની જુજ વખતમાં ત્રણ આવૃતીઓ થઇ ગઇ છે પુસ્તકની અંદર સાત ચીત્રો આપવામાં આવેલા છે. પાના ૫૬૦ પાકું પુઠું છતાં કીંમત રૂ. ૧ા

# ભકતમાળ નાભાસ્વામી.

આ સંસારની માયામાં ફક્ત મગ્ન રહે છે. તેઓએ આ પુસ્તક ખાસ કરીને વાચવું જોઇએ. ઈશ્વરભક્તી એ પરમ સુખનું પગથીયું છે ઈશ્વિર ભક્તીથી મન નિર્મળ થાય છે, અને ખરાસુખના ધામ ભણી જાય છે. આ પુસ્તકની અંદર ૧૭૭ ભક્તોની અનન્ય ભક્તી આપેલી છે. પાના ૨૮૮ પાકું સોનેરી પુઠું છ॥ કિં. રૂ. ૧

## સકળ શાસ્ત્ર નિરૂપણ.

આ પુસ્તકમાં નિચલા વિષયો આપેલા છે શીવલીંગ પુજવાથી થતું ફળ, માટીના ચીંતામણી પુજવાથી થતું ફળ, વૈદક શાસ્ત્ર સા-મુદ્રીક શાસ્ત્ર, શાલી હોત્ર શાસ્ત્ર, કાવ્ય, શાસ્ત્ર, સ્વરોદય શાસ્ત્ર, સં-ગીત શાસ્ત્ર, જ્યોતી શાસ્ત્ર, સંકલ્પ શાસ્ત્ર, કિં. રૂ. ૫

# ૧૫૦ વર્ષનું પંચાગ.

૧૫૦ વર્ષનુ પંચાગ (સંવત ૧૮૭૧ થી સંવત ૨૦૨૦ સુધી) દરેક ઓફીસો, વકીલો, કારખાનાવાળાઓ, સ્કુલના હેડ માસ્તરો, વગેરે દરેકને ખાસ રાખવા લાયક. દરેકવાર અને હિંદુ તિથી માસની સાથેજ ખ્રીસ્તી તારીખ માસ એવી ગોઠવણથી બતાવામાં આવેલ છે કે અમુક હિંદુ તિથીએ કયો ખ્રીસ્તી માસ તારીખ હતી ને અમુક ખ્રીસ્તી તારીખે કયો હિંદુ મહિનો તીથી હતી તે ઘણીજ સરળતાથી જાણી શકાય છે. તેમજ આ ઉપરાંત દિવસ રાત્રીનાં ચોઘડીઆં, પગાર ગણવાનો કોઠો વગેરે ઘણીજ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કિ. ૧-૮-૦ પો. જુ

( શોધિત વર્ધિત નવિન આવૃતિ )

# ધી મહાભારત.

# ઈંગ્લીશ—ગુજરાતી ડીક્ષનેરી.

## બાય. બી. સી. દેસાઈ.

ઘણાજ સુધારા વધારા વાળી આ ડીક્ષનેરીની નવી આવૃતિ ઘણાજ સુધારા વધારા સાથે બહાર પડી ચુકી છે, સાઈઝ સુપરરોયલ આઠ પેજી ૧૬૫૦ પાના છે.

આ આવૃત્તિમાં Philosophy, Geography, Chemistry, Astronomy, Mathamatics, Political Economy, Astrology, physiology, Philology, phrenology, Biology, Zoology, Joology, Meteorology, Pathology, Anotomy, Botany, Prosody, Rhetoric, Drama, Dynamics statics વિગેરેના ટેકનીકલ શબ્દો પણ દાખલ કરવામાં આવ્યા છે. અને તેવા શબ્દો તે તે વિષયના ખાસ અભ્યાસી અને પ્રવીણ ગ્રેજ્યુએટ અને અન્ડર ગ્રેજ્યુએટ વિદ્વાનોની પાસેજ તૈયાર કરવામાં આવેલી છે,

આ નવી આવૃતિમાં વધારામાં મુખ્ય શબ્દોના Syllables તથા Accents પણ આપવામાં આવેલા છે.

શબ્દોના Synonyms પણ લંબાણુથી અને પુષ્કળ આપવામાં આવેલા છે.

ડીક્ષનેરીનું કદ ઘણુંજ વધી ગયું છે. વળી આ નવી આવૃત્તિમાં કાગળ બહુ સારા વાપર્યાં છે. છતાં તેની કીંમત ઘણી વધારે નહી

રાખતાં વિદ્યાર્થી વર્ગ તેનો સારી રીતે લાભ લઇ શકે, તેમજ સાધારણ સ્થિતિના ધંધાદારી માણુસને પણુ સુલભ પડે તેટલા માટે કીમત માત્ર રૂ. ૬-૦-૦ રાખી છે પોસ્ટેજનો રૂ. ૧ જુદો પડશે.

પુઠાં સારાં, સુશોભિત, રંગીન પાકાં અને ગીલ્ટ અક્ષરનીજ તૈયાર કરવામાં આવી છે.

આ સોનેરી તકનો લાભ ચુકશો તો પછી પ્રસ્તાશો માટે ઓરડર તાકીદે નીચલે ઠેકાણે મોકલી આપોજી.

---

# ભારતીય સામ્રાજ્ય.

## ભાગ ૧-૨-૩ સાથે પાના ૪૭૨

આપણા દેશનો એટલે ભરતખંડનો પ્રમાણુ સહિત અને પદ્ધતિસર સર લખાયેલો ઇતિહાસ હોય તો ફક્ત આજ છે.

દરેક દેશાભિમાની માણુસે પોતાના દેશનો ઇતિહાસ ખાસ કરીને વાંચવો જોઇએ.

ભારતીય સામ્રાજ્યમાં હિન્દુસ્તાનનો સંપૂર્ણુ ઇતિહાસ, અને ભુગોળ સંબંધી માહિતી આપેલી છે. આવી જાતનું પુસ્તક ગુજરાતીમાં હજી સુધી કોઇ પણ બહાર પડેલું નથી. પુસ્તક એટલું ઉપયોગી છે કે એનું અંગ્રેજીમાં ભાષાંતર કરવા સારૂ એક ઇંગ્લીશ કંપનીએ રૂ. ૧૫૦૦ આપ્યા છે. મુળ કી. રૂ. ૨-૮-૦ હાલમાં ફક્ત રૂા. ૨ પોષ્ટેજ ૦-૪-૦.

**બુકસેલર નારણુલાલ મોતીલાલ.**

રીચીરોડ—અમદાવાદ.

# મુંબઇ ઈલાકાના કેળવણી ખાતાએ મંજુર કરેલ.

## ઉત્તમ પત્રો લખતાં વાંચતાં શીખવનારૂં તેમજ ધન અને પ્રતિષ્ઠા વધારનારૂં.

# પત્ર વ્યવહાર અથવા લેખચંદ્રીકા.

પ્રિય વાચક વર્ગ તમારે પત્ર વહેવારમાં કુશળ થવું હોય તેમજ પત્રને સણગારી સામા માણસના મનપર સારી અસર કરી તમારે ધારેલો ઇરાદો પાર પાડવો હોય તો આ પુસ્તક પાસે રાખવા ચૂકશોજ નહી. તેની અંદર કાગળો લખવાની રૂઢી, છાના પત્રો ન શકવા સંબંધી વપરાતી સંજ્ઞાઓ, કુશળતા ને નમસ્કારના પત્રો, પત્ર લખવા, વાચવા, અને સીરનામા કરવાની સુચનાઓ, ચીઠ્ઠીઓ કુશળતા, કામકાજ, કંકોતરી, માઠી ખબર, દીલાસાના પત્રો, અને વર્તમાનપત્રોમા લખવાની ખબરના નમુના, સગાં સહોદર, સામાન્યગૃહસ્થોને, રાજ્યકીય વર્ગને, દેવ અને ધર્માધીકારીઓને પત્ર લખવાનાં મથાળાં શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે આપ્યાં છે. અને ગીરોખત ભાડાચીઠ્ઠી, ગણોત, વેચાણખત, ફારગતી, વીમાના કરાર, અંગ ઉધારના દસ્તાવેજો વકીલાતનામા, વીલો, નોટીસો, રાજીનામા, વીગેરે ઘણી બાબતો છે, દીવાની, ફોજદારી અરજીઓના નમુના સમજુતી પ્રકાર સાથે આપેલા છે. આટલી બધી બાબતો છતાં કીમત જુજ રાખી છે. કીં. રૂ. ૦-૧૦-૦.

બુકસેલર નારણલાલ મોતીલાલ

રીચીરોડ—અમદાવાદ.

વગેરે સહેલી અને સરળ ભાષામાં ઇંગ્રેજી તથા ગુજરાતીમાં આપેલ છે. આ પુસ્તક દરેકના મકાનમાં હોવું જોઇએ. ગ્રાહકોની જબરીલુંટ પડી છે, તાકીદે મંગાવો. જુજ નકલો શિલીકે છે; ખલાસ થએ વિમાસવું પડશે, ગ્લેઝ કાગળો મજબુત બાઇન્ડીંગનું દળદાર પુસ્તક હોવા છતાં કિંમત માત્ર રૂ. ૧–૪–૦ સવા.

---

## વાંચવા લાયક ઐતિહાસીક પ્રેમકથા !

# ગુલસાના.

અકબર બાદશાહના સમયની આ એક મર્મભેદક રહસ્યપૂર્ણ નવલકથા લખવામાં આવી છે. અકબરશાહની ઉદારતા, દીવાના સ્કિન્દારનું ભાગ્યચક્ર, વીર સોહાણીનું શોચનીય અકાળ મૃત્યુ, કુલસમની પ્રમાણિકતા, શેખજીનો ભ્રમ, બહાદુર રમણી ગુલસાનાનો અપૂર્વ પતિપ્રેમ, મહાત્મા શાહજલાલની શિષ્યપ્રીતિ, રાજકુમારી રૂખિયાનું મરણ પામ્યા પછી સજીવન થવું વગરે ભેદ ભરેલા બનાવોથી ભરપુર. એક વખત વાંચવા લીધા પછી હાથમાં પડતી મૂકવાનું મન થશે નહિ. વીર, શૃંગાર, કરૂણા તેમજ હાસ્યરસથી ભરપુર. સુંદર સફેદ લીસણા ગ્લેજ કાગળ, મનહર છપાઇ તેમજ સોનેરી પાકું પુઠું હોવા છતાં કીંમત રૂ. ૧–૦–૦ પોસ્ટેજ જુદું.

**લખો,—નારણલાલ મોતીલાલ બુકસેલર.**

રીચીરોડ—અમદાવાદ.

થયા છે. અંગ્રેજ વિદ્વાનો પણ આ મનનનીય નિબંધોને પરમ આદર દ્રષ્ટિથી જુએ છે. આવો અદ્વિતીય ગ્રંથ દરેક કુટુંબમાં રાખવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. મણુકો પહેલો. ગરીબો પણ લાભ લઈ શકે તેને માટે મૂલ્ય માત્ર રૂ. ૦-૬-૦ છ આના રાખેલ છે.

---

## કદી ફસાવું ન હોય તો વાંચો.

# ચતુરસિંહ ઠગારો.

### [ ચિતાકર્ષક નોવેલ. ]

પ્રિય વાંચક ! આ નોવેલના નામ પરથી આપ અજાણ્યા હશો નહિ. આ કલિયુગમાં પ્રપંચી માણસોને લાલચ બતાવી જુદી જુદી યુકિતયો કરી કેવી રીતે ફાંદામાં નાંખે છે તેનો આબેહુબ ચિતાર સરળ ભાષામાં અસરકારક રીતે આ ગ્રંથમાં વર્ણવ્યો છે. સુજ્ઞ ગ્રાહકોને વિનંતી છે કે આપને તેવા માણસોથી સાવચેત રહેવું હોય ને કદી ઠગાવું ન હોય તો પ્રખ્યાત લેખકે તૈયાર કરેલું આ પુસ્તક અવશ્ય ખરીદશો. આ ડીટેકટીવ નોવેલ પૃષ્ટ અઢીસોનું છે. કિમ્મત પણ જુજ છે. ફક્ત ૦-૧૨-૦ વી. પી. પોષ્ટેજ જુદું.

---

## ઘર ખર્ચનો હિસાબ શીખવી વ્યવહારમાં પ્રવીણ કરનારૂં.

# દેશીનામું.

### [ આવૃત્તિ ૩ જી. ]

પ્રિય વાંચકો ! તમારે તમારા દરરોજના ચાલુ વ્યવહારમાં પ્રવીણ થવું હોય તો દેશીનામું પુસ્તક વાંચી નામામાં પ્રવીણ થાઓ, તેમજ ઘરમાં બીજા માણસોને પણ નામામાં પ્રવીણ કરો. મોટા મોટા પેઢીદાર

અનુભવી શરાફો તથા વ્યાપારીઓની મદદ લઇ ઘણો શ્રમ વેઠી આ પુસ્તક તૈયાર કર્યું છે. આ પુસ્તક બહાર પડેલાં નામાનાં પુસ્તકોમાં સંપુર્ણ શ્રેષ્ટ મનાયેલું છે. પ્રતિષ્ઠિત વર્તમાન પત્રોના અભિપ્રાય તેમજ અસંખ્ય ગ્રાહકોના સંતોષ દર્શક પત્રો પુષ્કળ ઉપયોગીપણાની ખાત્રી આપે છે. સ્કુલના અધિકારીઓએ મંજુર કરી દરેક સ્કુલની લાયબ્રેરીમાં તથા ઇનામ આપવામાં મંજુર રાખ્યું છે. માટે દરેક જણને આ પુસ્તક ખરાદવાની ખાસ ભલામણ છે. કિં. ફક્ત ૦–૧૦–૦. પોષ્ટેજ જુદું.

---

## સંપુર્ણ ૧૦૦૧ દિવસની વાર્તાઓનો ગંજાવર જથ્થો.

# અરેબીઅન નાઇટ્સ.

ઓ નોવેલના શોખીજનો! તમે ઘણી નવલકથાઓ વાંચી હશે? પરંતુ આ નવલકથાની ખુબી તો કંઇક ન્યારીજ છે. આ પુસ્તક એવું તો રસિકને સુપ્રસિદ્ધ છે કે જેના ભાષાંતરો દરેક ભાષામાં થયાં છે. આ ગ્રંથના બંન્ને ભાગ સંપુર્ણ ચિત્ર સાથે એકઠા બંધાવ્યા છે. વળી પુંઠું ભભકાદાર ગીલ્ટ કવરથી બંધાવવામાં આવ્યું છે. આ ગ્રંથની પ્રથમ કિં. રૂ. ૮—૦—૦ હતી. તેથી દરેક જણ લાભ લઇ શકતું નહોતું. પરંતુ હાલમાં કિમ્મત છેક ઘટાડી ફક્ત રૂ. ૪–૦–૦ રાખી છે. વી. પી. પોષ્ટેજ જુદું.

લખોઃ—નારણલાલ મોતીલાલ બુકસેલર.
રીચીરોડ—અમદાવાદ.

# નિરૂદ્યમીને ઉદ્યમ અને નિર્ધનને

## ધન આપનાર

# હુન્નસાગર.



પ્રિય વાંચક વર્ગ! આ પુસ્તકની અંદર ૨૦૦૦ હુન્નરોનો મોટો સંગ્રહ આપ્યો છે. આપણો દેશ હુન્નરમાં સાંપ્રતકાળમાં પછાત પડ-વાથી અધમાવસ્થા ભોગવે છે. આપણા દેશમાં હુન્નરોનો પ્રચાર થાય અને પરદેશી મોહક વસ્તુઓપરથી મન ઉતરી જાય તે હેતુથી ઘણો શ્રમ વેઠી આ પુસ્તક છપાવવામાં આવ્યું છે. આધુનિક સમયમાં ઘણાજનો નોકરી માટે ફાંફાં મારે છે, તેવાં જનોએ તેમજ ધંધાદારીઓએ પોત પોતાના ધંધાને ઉત્તમ રીતે કેળવવા સારૂં આ પુસ્તકનો ખંતથી અભ્યાસ કરી ઉપયોગી હુન્નર ગ્રહણ કરવો. આ પુસ્તક દરેક સ્વદેશા-ભિમાની દેશીએ દેશની આબાદી ઇચ્છવા સારૂં ખરીદવું એ ઘણુંજ સારૂં છે. તેની મુળ કીંમત રૂ. ૨-૦-૦ હતી પણ બહોળો ફેલાવો થાય ને દરેક જણ લાભ લઇ શકે તેટલા માટે કિમ્મત ઘટાડી નાંખી છે. હાલ કિ. ફક્ત રૂ. ૧-૦-૦ વી. પી. પોષ્ટેજ માફ.

લખોઃ—

**નારણલાલ મોતીલાલ બુકસેલર,**

**રીચીરોડ—અમદાવાદ.**

